મગધ ગ્રંથાવલિ : : : ગ્રંથ ૪૬ મો

પરદુઃખભંજન

# વૈતાલ

[ ખંડ ૧ લો ]

•




: લેખક :

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

•

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર

બુકસેલર્સ : પબ્લિશર્સ


કાર્યાલય : : રહેઠાણ, : પત્રવ્યવહાર

નવા નાકા રોડ, : : ૧૬, દીવાનપરા : વિદ્યાવિહાર

રાજકોટ-૧ : : રાજકોટ-૧ : [ સૌરાષ્ટ્ર ]

: પ્રકાશક :
જમનાદાસ રે. દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ-૧ : [ સૌરાષ્ટ્ર ]







પુનઃ મુદ્રણ બીજું
[ ૧૯૭૨ ]



કિંમત
રૂા. ૯-૦૦

: કાર્યાલય :
નવયુગ પુસ્તક ભંડાર
નવા નાકા રોડ : રાજકોટ-૧



રહેઠાણ : પત્રવ્યવહાર
નવયુગ પુસ્તક ભંડાર
૧૬, દીવાનપરા : વિદ્યાવિહાર
રાજકોટ-૧ : [ સૌરાષ્ટ્ર ]



: મુદ્રક :
નાનાલાલ સોમાલાલ શાહ
સર્વોદય મુદ્રણાલય
મુ. સાદરા, સ્ટે. ડભોડા.
[ એ. પી. રેલ્વે ]



જ્ઞાન, ઔદાર્ય, કર્તવ્ય સેવા,
શ્રદ્ધા, ધર્મ અને પ્રેમ રૂપી
સંપત્તિ વડે જીવન સમૃદ્ધ બને
એવા આશીર્વાદ સાથે
ચિ. નરેશકુમાર ધામીને
સપ્રેમ

—'બાપુજી'

## વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી રચિત ગ્રંથરત્નો

### —: ઐતિહાસિક મગધ ગ્રંથાવલી :—

૧૮–૨૫ પુણ્યપ્રભાવ ભા. ૧–૨
૧૬–૨૫ વેળા વેળાની વાદળી ૧–૨
૧૬–૦૦ રૂપકોશા ભા. ૧–૨
૨૪–૭૫ મગધેશ્વરી ભા. ૧–૨–૩
૨૭–૦૦ બંધન તૂટયાં ભા. ૧–૨–૩
૩૦–૫૦ સિદ્ધ વૈતાલ ભા. ૧–૨–૩
૧૯–૦૦ વાસવી ભા. ૧–૨
૨૯–૦૦ પરદુઃખભંજન ભા. ૧–૨–૩
૯–૦૦ વિશ્વાસ
૧૦–૦૦ પ્રેમનો મારગ છે શૂરાનો
૧૦–૦૦ ભાવડ શાહ
૧૦–૦૦ રંગ રાગ વિરાગ
૧૦–૦૦ પ્રીત ન કરિયો કોઈ
૯–૦૦ રત્નમંજરી
૯–૦૦ રાત વીતી ગઈ
૯–૦૦ રૂપમાધુરી
૮–૫૦ મંત્ર પ્રભાવ
૮–૫૦ સંસાર ચાલ્યો જાય છે !
૧૦–૫૦ રૂપગર્વિતા
૧૭–૫૦ ભવબંધન ભા. ૧–૨
૮–૫૦ સૌભાગ્ય કંકણ
૨૬–૫૦ અલબેલી ભા. ૧–૨–૩
૧૪–૫૦ નટરાજ ભા. ૧–૨
૧૮–૫૦ પાયલ બાજે ભા. ૧–૨
૧૫–૦૦ ગોરી ધીરે ચલો ભા. ૧–૨
૫–૨૫ દ્રુપદ નંદિની
૬–૦૦ અજ્ઞાતવાસ
૩–૦૦ ડાયરાની વાતો
૧૫–૫૦ ઊંચો ગઢ ગિરનાર ભા. ૧–૨
૧૧–૦૦ અલખ નિરંજન
૧૧–૦૦ એક જ દે ચિનગારી
૧૧–૦૦ મિલન માધુરી
૯–૨૫ રાજનંદિની
૯–૦૦ વેરનાં વિષ
૯–૦૦ મહાન સમરાદિત્ય
૭–૦૦ તરંગલોલા
૭–૨૫ જાવડ શેઠ
૧૮–૫૦ પિયા મતવાલી ભા. ૧–૨
૩–૫૦ કુલવધૂ
૫–૦૦ રાજદુલારી
૯–૦૦ તિલક મંજરી
૯–૫૦ નિષધપતિ
૨૭–૦૦ વેરથી વેર શમતું નથી ભા. ૧–૨–૩
૯–૦૦ કુમારી પદ્મલેખા

### —: અન્ય પ્રકાશનો :—

૬–૨૫ સાચવી રાખો–અનુભવપોથી
૬–૨૫ સાચવી રાખો–દાદાજીનું વૈદું
૬–૨૫ સાચવી રાખો–પ્રયોગો
૩–૦૦ છૂપી તરસ
૩–૦૦ પરણ્યા પહેલાં
૪–૨૫ સળગતી ખોપરી
૨–૫૦ એકલિયાનાં અદ્ભુત પરાક્રમો
૨–૫૦ વીણાના તાર તૂટતા રહી ગયા
૩–૦૦ પચરંગી ફૂલ
૩–૦૦ નિરૂપમા
૪–૦૦ લાલ માટીનો રસ્તો
૩–૦૦ ધુમ્મસના પડછાયા
૫–૫૦ સંધ્યાની સોનેરી ઓઢણી

પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ–૧ [સૌરાષ્ટ્ર]

## થોડી પળો માટે

મહાત્મા ભર્તૃહરિનાં જીવન સંવેદનને સ્પર્શતી નવલકથા 'પ્રીત ન કરિયો કોઈ' લખ્યા પછી તેમના નાના ભાઈ વીર વિક્રમાદિત્યના અદ્‌ભુત પ્રસંગો કથારૂપે ગૂંથવાનો લોભ હું રોકી શક્યો નહિ, અને 'પરદુઃખ ભંજન' નામની ત્રણ ભાગની નવલકથા લખવી શરૂ કરી.

મહારાજ વિક્રમાદિત્યના જીવનને સ્પર્શતા નાના મોટા અનેક ગ્રંથો સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષામાં લખાયેલા છે

ભગવાન મહાવીરની પરંપરાએ સંવત ૧૪૭૮ના અરસામાં આચાર્ય ભગવંત શ્રી મુનિ સુંદરસૂરિશ્વરજી થયા હતા. તેઓ મહાન પંડિત હતા અને મહાજ્ઞાની પણ હતા. તેઓશ્રીએ ઉપદેશ રત્નાકર, અધ્યાત્મ કલ્પદ્રુમ, સંતિકરમ્, વગેરે ઘણા ગ્રંથો રચેલા છે. તેઓશ્રીને કાલી સરસ્વતીનું બિરૂદ મળેલું. એ સિવાય બાદશાહ મુઝફ્ફરખાને 'વાદિ ગોકળ ષંઢ'ની માનભરી ઉપાધિ આપેલી. તેઓની ધારણા શક્તિ અજોડ હોવાથી તેઓ સહસ્રાવધાન કરી શકતા હતા. આવા મહાપુરુષના વિનયવંત શિષ્યરત્ન શ્રી શુભશીલગણિ પણ જ્ઞાની અને તેજસ્વી હતા. તેઓ સંવત પંદરસો એકત્રીસ પર્યંત વિદ્યમાન હતા. તેઓએ વિક્રમચરિત્ર, ભરતેશ્વરવૃત્તિ, સ્નાત્રપંચાશિકા, પંચાતિ પ્રબોધ આદિ ગ્રંથો રચેલા છે.

શ્રી શુભશીલગણિવરે રચેલા વિક્રમચરિત્ર પરથી મેં પ્રસ્તુત નવલકથા લખી છે. વિક્રમચરિત્રના બે ખંડ અને બાર સર્ગ છે... લગભગ સાત હજાર શ્લોકમાં તેઓશ્રીએ પરદુ:ખભંજન વીર વિક્રમના ચરિત્રને ગૂથ્યું છે.

મેં આ કથામાં વીર વિક્રમના પચાસ વર્ષ સુધીના કાળને લીધો છે...આ અંગે મારે બીજું ઘણું સાહિત્ય જોઈ જવું પડ્યુ છે અને કથાને રૂપરંગ વડે શણગારવા ખાતર કલ્પનાનો આશ્રય પણ લેવો પડ્યો છે. કારણ કે કથાની રચના પાછળ કેવળ શુષ્ક ઈતિહાસ હોય તો તે લોકભોગ્ય બની શકે નહિ. એટલે ઐતિહાસિક કથા લેખકે કલ્પનાની પાંખને પણ આવકારવી પડે છે...એમાં લેખકે જે કાળની કથા હોય તે કાળને, પરિસ્થિતિને અને ઈતિહાસને વફાદારીપૂર્વક વળગી રહેવું પડે છે.

પરદુ:ખભંજન ત્રણ ભાગમાં અંકિત થયેલ છે.

૧ પરદુ:ખભંજન—વૈતાલ

૨ પરદુ:ખભંજન—વિક્રમાદિત્ય

૩ પરદુ:ખભંજન—સવાઈ વિક્રમ

આમ કથા દીર્ઘ થવા છતાં હું વીર વિક્રમાદિત્યનાં પચાસ વર્ષને જ લઈ શક્યો છું. મહારાજ વિક્રમાદિત્ય સો વર્ષ પર્યંત જીવ્યા હતા...અને એમના પાછળના પચાસ વર્ષના પ્રસંગો ભવિષ્ય પર છોડીને મે કથાનક પૂરું કર્યું છે.

ભગવાન શ્રી રામે કરેલો સીતાજીનો ત્યાગ એ પ્રાયશ્ચિત્ત હતું એ હકીકત મેં તામિલ રામાયણમાંથી પ્રાપ્ત કરી હતી, એ પ્રસગ અંગે કેટલાક મિત્રોને મન દુઃખ થયેલુ...એટલે મારે તે પ્રસંગને સુધારવો પડ્યો છે.

એ જ રીતે મહાકાલના શિવલિંગના ફાટવાનો પ્રસંગ મૂળ ગ્રંથમાં આવતો હતો અને મે લીધેલો...પરંતુ ઘણા વાચકોની

લાગણી દુભાતાં મારે એ પ્રસંગને મ્હારવો પડ્યો છે અને ઐતિહાસિક સત્યને આંચ ન આવે એટલા ખાતર શિવલિંગ ફાટે છે તેમ ન જણાવતાં તેને અદૃશ્ય કર્યું છે. અંગત રીતે કોઇ પણ આર્ય ધર્મ પ્રત્યે મારા હૃદયમાં આદર, પ્રેમ અને ભક્તિ જ છે...એટલું જ નહિ પણ માનવજાતને સન્માર્ગે અને મુક્તિના પંથે દોરતો કોઇ પણ ધર્મ કલ્યાણકારી જ છે એમ હું પ્રમાણિકપણે માનું છું. વૈમનસ્ય કે વૈરના વાવેતર ભૂલેચૂકે પણ ન થાય એ માટે હું કાળજી રાખું છુ...છતા ઇતિહાસના કોઈ તથ્યને અંકિત કરવા જતા છદ્મસ્થાવસ્થાના લીધે મારાથી કોઈ દોષ થઈ ગયો હોય તો તે બદલ સર્વની ક્ષમા માગી લઉં છુ.

આ અગાઉની મારી અન્ય નવલકથાઓને જે ભાવથી જનતાએ સત્કારી છે, તે જ ભાવથી આ કથાને પણ સત્કારશે એવી શ્રદ્ધા વ્યક્ત કરું છું.

**વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી**

## બીજી આવૃત્તિ વખતે

પરદુઃખભંજન જનપ્રિય બન્યાનો આ એક પુરાવો છે કે તેની ટૂંક સમયમાં બીજી આવૃત્તિ થાય છે. આ માટે હું વાચકવર્ગનો આભાર માનું છું.

કરણપરા : કિશોરસિંહજીરોડ,
'ધામી નિવાસ' રાજકોટ
મહા સુ. ૧૩ : ૨૦૨૮

**વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી**

# અનુક્રમ

*

## ૧ : : અગ્નિવૈતાલ!

પત્ની પ્રત્યેની અનહદ પ્રીતિમાંથી જન્મેલા વૈરાગ્યને વશ થઈને મહારાજ ભર્તૃહરિ ત્યાગના પંથે ચાલ્યા ગયા... અનંગસેનાએ આત્મહત્યા કરી અને રાજભવન સાવ 'સૂનું' બની ગયું. આધેડ અવસ્થાનો મહામંત્રી બુદ્ધિસાગર અને રાજના અન્ય મંત્રીઓ તેમ જ નગરશેઠ વગેરે ગણમાન્ય નાગરિકોએ યુવરાજ વિક્રમાદિત્યની તપાસ માટે ચારે દિશાએ માણસો મોકલી દીધા હતા. પરંતુ ત્રણ માસનાં વહાણાં વાઈ જવા છતાં યે યુવરાજ વિક્રમાદિત્યના કોઈ સમાચાર પ્રાપ્ત ન થયા.

સમાચાર ક્યાંથી પ્રાપ્ત થાય? ઉત્તર પ્રદેશની યાત્રાર્થે નીકળેલો અવધૂત નર્મદા કિનારાનાં જંગલોમાં જ રોકાઈ ગયો હતો અને એક સંગીતાચાર્ય પ્રત્યે મમતા જાગતાં એના આશ્રમમાં સંગીત અને નૃત્યનો અભ્યાસ કરવા સ્થિર બની ગયો હતો.

વિક્રમાદિત્ય જ્યારે બાળ વયમાં મોટાભાઈ સાથે અભ્યાસ કરતો હતો ત્યારે સંગીતનું પ્રાથમિક જ્ઞાન તેણે પ્રાપ્ત કરેલું...પરંતુ

સંગીત તો સાગર સમું છે...એનો પાર કોઈથી પમાતો નથી. એક વયોવૃધ્ધ સંગીતાચાર્યનો યોગ મળી જવાથી તેનું નિરાશ બનેલું મન સંગીત પ્રત્યે આકર્ષાયું અને યાત્રામાં આગળ ન વધતાં તે નર્મદાના રળિયામણા વનપ્રદેશમાં રોકાઈ ગયો.

યુવરાજ વિક્રમાદિત્યના કશા વાવડ નહિ હોવાથી અવંતિનું મંત્રીમંડળ ભારે ચિંતિત બન્યું. રાજકારોબાર તો નિયમિત રૂપે ચાલતો હતો...પરંતુ રાજા વગરનું રાજસિંહાસન ક્યાં સુધી જાળવી શકાય? કોઈ મોટું રાજ્ય સેના સહિત આવી ચડે અથવા કોઈ ભાયાત બળવો પોકારે તો શું કરવું?

આમ છતાં વિક્રમાદિત્યની શોધખોળ માટે ગુપ્તચરોની ટુકડીઓને ભારત વર્ષની ચારે દિશાએ મોકલી દીધી.

બે માસ બીજા ચાલ્યા ગયા, કોઈ સ્થળેથી કશા સમાચાર ન મળ્યા. છેવટે મહામંત્રી, અન્ય મંત્રીઓ અને નગરશેઠે મળી ભારતમાંથી જેનો હક્ક પ્રથમ થતો હોય તેને ગાદીએ બેસાડવો એમ નક્કી કર્યું.

અને મંત્રીઓએ બધા ભાયાતો, સરદારો અને સેનાનાયકોને બોલાવ્યા. બધા ભેગા થઈને નિર્ણય કરે તે પહેલાં જ અવંતીના સૂના સિંહાસન પર એક વ્યંતર જાતિના દેવ અગ્નિ વૈતાલની નજર પડી. તેના મનમાં રાજસુખ ભોગવવાની લાલસા જાગી અને તે અદૃશ્ય રૂપે સિંહાસનને પોતાનું માનીને રાજભવનમાં આવવા માંડયો.

અને અદૃશ્ય વ્યંતરની કોઈને કલ્પના પણ ન આવી. રાજભવનમાં રાજપરિવારની વૃધ્ધ સ્ત્રીઓ હતી, કેટલીક દાસીઓ હતી. અનંગસેનાની આત્મહત્યા પછી તેની ખાસ દાસીઓને નાંડવગઢ તરફ રવાના કરી દીધી હતી. મહારાજ ભર્તૃહરિએ વિદાય થતા પહેલા જે આજ્ઞા કરી હતી તે આજ્ઞાનુ અક્ષરશઃ પાલન કરવામા આવ્યું હતું

અને બધાએ ભેગા થઈ શ્રીપતિ નામના એક નવજવાન ભાયાતને પસંદ કર્યો.

કોઈ પ્રકારની કલ્પના પણ ન હોય અને એકાએક આવા વિરાટ રાજ્યનું સ્વામીત્વ પ્રાપ્ત થાય એ શુ ઓછા ભાગ્યની વાત છે? ભાગ્યનો ઉદય થવાનો હોય છે ત્યારે આકસ્મિક થતો હોય છે અને વરસો પર્યંત મહેનત કરવા છતા પણ ભાગ્યનું પાંદડું ખસી શકતુ નથી.

દરેક પર શ્રીપતિની પસંદગી ઊતરી હતી અને સમગ્ર રાજસભાએ શ્રીપતિને એકમતે માલવનાથ તરીકે પસંદ કરી લીધો હતો. કારણ કે મહારાજ ભર્તૃહરિના કુળમા વધુમાં વધુ નજીક શ્રીપતિ હતો. વીસ કોસ દૂર તેઓ રહેતા હતા અને રાજના નજીકના ભાયાત તરીકે દસ ગામના ધણી હતા.

ક્યા દસ ગામડાં ને ક્યાં માળવાનુ સમૃધ્ધ રાજ્ય? શ્રીપતિનાં માતા-પિતા ભારે આનંદમાં આવી ગયાં. હવે ગામડાનો ગારગોરમટી વાળો ગઢ છોડીને આરસની ઊજળી મહેલાતોમા જવાનું થશે...સેંકડો દાસદાસીઓ ખડે પગે ઊભાં રહેશે...પાણી માગતાં દૂધ મળશે... સમગ્ર માલવમાં જયનાદ ગુંજતો થશે!

કોઈ વાર ભાગ્ય પડખું ફેરવે છે અને આવા તરંગો મનમાં નાચવા શરૂ થાય છે.

શ્રીપતિનાં આવતા વરસે લગ્ન કરવાનાં હતાં...હજી ચાર મહિના પહેલાં જ એક પાંચ ગામના ગરાસદારની કન્યા સાથે વેવિશાળ કર્યું હતું...

શ્રીપતિનાં માતા-પિતાને થયું આ વેવિશાળ હવે શોભે નહિ. દીકરો માળવાનો ધણી થાય અને એક ભૂખડું ગરાસિયાની દીકરીને પરણે એ કોઈ રીતે ઉચિત ગણાય નહિ. શ્રીપતિ માટે તો કોઈ મહારાજયની રાજકન્યા જ પસંદ કરવી જોઈએ.

અવતીના રાજપુરોહિતે મહા સુદિ ત્રીજનું ગાદીનશીન થવાનું મુહૂર્ત કાઢ્યું હતુ...મહા સુદિ ત્રીજને હજી દસ દિવસની વાર હતી. શ્રીપતિનાં માતાપિતાએ શ્રીપતિની સમતિ પ્રાપ્ત કરીને વેવિશાળ રદ કરવાનું કહેણુ મોકલી દીધુ.

શ્રીપતિ, તેના માતાપિતા અને અન્ય કુટુંબીજનો અવતીમાં આવી ગયા હતા...તેઓ એક જુદા મહેલમાં ઊતર્યાં હતાં અને રાજ્યાભિષેક થયા પછી રાજભવનમાં પ્રવેશ કરવો જોઈએ એવી રાજપુરાહિતે વાત કહી હતી.

રાજ્યાભિષેકનો શુભ દિવસ આવી ગયો. સમગ્ર નગરી એક મહા ઉત્સવમાં પલટાઈ ગઈ...ચારે તરફ નાની મોટી બજારો ધજા, તોરણ, વગેરેથી શણગારાઇ ગઈ હતી. મહિનાઓથી સૂતું પડેલું સિંહાસન આજ ઉલ્લસિત બનશે એ આનદ જનતાના હૈયામા ઊછળી રહ્યો હતો અને પોતાના નવા રાજાને અભિનંદવા નગરીનાં નરનાર થનગની રહ્યાં હતા.

રાજ્યાભિષેક ઘણા જ દમદબા સાથે સમાપ્ત થયો...રાજ-રાજેશ્વર માલવનાથ મહારાજ શ્રીપતિના જયનાદથી સમગ્ર રાજસભા ગાજી ઊઠી.

મત્રીઓની સૂચના મુજબ યાચકોને દાન આપવાનું શરૂ કરવામાં આવ્યું...

રાજભવનના પ્રાંગણમા સાંજના સમયે એક ભોજન સમારભ થયો.

રાતે નર્તકીઓ અને ગાયિકાઓનો જલસો થયો. આજ પર્યંત રાજભવનમા આવતા અતિથિઓને મૈરેય કે વારૂણી અપાતાં નહોતાં પરંતુ શ્રીપતિના પિતાશ્રી શક્તિ સપ્રદાયને માનતા હતા એટલે તેઓએ મૈરેયના પાત્રો ફેરવવાની દાસદાસીઓને આજ્ઞા કરી.

લગભગ મધ્યરાત્રિએ મહારાજ શ્રીપતિ શયનગૃહમાં ગયા... એક તો તે નવજવાન હતો...ગામડાનાં સુસંસ્કારથી વંચિત રહ્યો હતો, મિત્રો પણ એવા જ મળેલા હતા...તેના મનમાં કોઈ સુંદર દાસી સાથે માલવનાથ તરીકેની પ્રથમ રજની માણવાની ઈચ્છા થઈ...પણ તે સંકોચવશ કોઈને કહી શક્યો નહિ અને ખંડનું દ્વાર અટકાવી રત્નજડિત સુવર્ણના પલંગ પર બિછાવેલી મસૃણ શય્યામાં પડયો.

એક તો આકંઠ મૈરેય પાન કર્યું હતું...એના ગુલાબી નશા સાથે આજ પ્રાપ્ત થયેલી સત્તાના ગુલાબી મદનું મિલન થયું હતું.

સત્તા પ્રાપ્ત થયા પછી આંબા માફક જે માણસો વિનમ્ર નથી બનતા પણ તાડ માફક મગરૂર બને છે તે માણસોના જીવનમાં સત્તાનો ગુલાબી નશો વિષ સમાન થઈ પડે છે.

જે કાર્યક્ષેત્ર જનહૃદયનો પ્રેમ પ્રાપ્ત કરવાનુ હોય છે, તે કાર્યક્ષેત્રને જો પોતાની સત્તાનુ મેદાન બનાવવામાં આવે તો ગમે તેવો મહાન સમ્રાટ હોય તો પણ કાળની એડી તળે ચગદાઇ જાય છે. સત્તાનો નશો કદી દીર્ઘકાળ રહેતો નથી...જનહૃદયના નિઃશ્વાસ જેમ જેમ વધતા જાય છે તેમ તેમ સત્તામાં પ્રમત્ત બનેલાઓ ગૂંગળાતા રહ્યા છે.

શ્રીપતિ તો હજી આજે જ મહારાજ ભર્તૃહરિનો ઉત્તરાધિકારી બન્યો હતો અને તેના હૃદયમાં આજે જ સ્ત્રી–સહચારની ભૂખ જાગી હતી...

પણ ભવનની પરિચારિકાઓથી સાવ અપરિચિત અને આ વાત કોઈને જણાવતાં થયેલો ક્ષોભ તેને શય્યા પર સુવાડવામાં કારણભૂત બની ગયા.

આવતી કાલની શરબતી કલ્પનાઓમાં રાચતો શ્રીપતિ થોડી જ પળોમાં નિદ્રાધીન થઈ ગયો...

અને થોડી જ પળો પછી એકાએક અંદરથી બંધ કરેલું દ્વાર ખૂલી ગયું.

શ્રીપતિ વિશાળ પલંગ પર ચત્તોપાટ પડયો હતો.

દ્વાર પાછું બંધ થઈ ગયું...પુનઃ આપોઆપ સાંકળ દેવાઈ ગઈ. કોઈ માનવીનો પડછાયો પણ દેખાતો નહોતો ત્યારે આ દ્વાર આપોઆપ ખુલ્યું કેવી રીતે અને બંધ થયું કેવી રીતે ?

દીપમાલિકાનો પ્રકાશ શયનખંડમાં પથરાઇ રહ્યો હતો...

અને એકાએક એક કદાવર માનવ આકૃતિ દેખાવા માંડી. તેના મસ્તકના વાળ ખુલ્લા હતા...તેની આંખો લાલ બંબોળ હતી...જાણે મોઢા પર બે અંગારા ન ધખતા હોય ! તેનો વર્ણ શ્યામ હતો....તેની ભુજાઓ પ્રચંડ હતી...તેના દેહ પર લાલ કૌશેયની ધોતી શોભતી હતી...શ્વેત કૌશેયનુ ઉત્તરીય શોભતું હતું... તેના કાનમાં ભરાયેલી બે કુંડળીઓ ચળકી રહી હતી...તેના ગળામાં એક મુક્તા માણિક્યની માળા ઝૂલતી હતી...તેના બાજુબંધ હીરકમંડિત હોવાથી ઝબકારા મારી રહ્યા હતા.

આમ એકાએક પ્રગટ થયેલી આ માનવાકૃતિને જો કોઈ જોઈ જાય તો જોનાર પહેલી જ નજરે ફાટી પડે...અવાક્ બની જાય અને નબળા હૃદયનો હોય તો ત્યાં ને ત્યાં ઢગલો થઈ જાય

આ માનવાકૃતિ અન્ય કોઈ નહિ પણ વ્યંતર અગ્નિવૈતાલ પોતે જ હતો.

તે રોષ ભરી નજરે પલંગ સામે જોઇ રહ્યો. બે પળ સળગતી નજરે જોઈને તેણે પોતાની કમરે લટકતી તલવાર બહાર કાઢી અને તે પલંગ તરફ અગ્રસર થયો.

તેણે નજીક આવી એક ખોંખારો ખાધો...પણ શ્રીપતિ ભર નિંદમાં આવી ગયો હતો...અગ્નિ વૈતાલે એક હાથ વડે શ્રીપતિને ઊંચક્યો...

કોઈ મધુર સ્વપ્નમાં રમતો શ્રીપતિ જાગી ગયો ને ચકળવકળ અગ્નિવૈતાલ તરફ જોવા માંડ્યો.

અગ્નિવૈતાલે શ્રીપતિને પુનઃ પલંગ પર પટકતાં કહ્યું: "નાલાયક, મારા સિંહાસન પર શા માટે બેઠો? હાથમાં તલવાર લે...નહિ તો હું તને ચૂસી જઈશ."

શ્રીપતિ તો બે હાથ જોડીને ધ્રૂજવા માંડ્યો.

અગ્નિવૈતાલે એક અટ્ટહાસ્ય સહિત કહ્યું: "કાયર! બુજદિલ! રાજસિંહાસન કાયરોથી કદી શોભતું નથી...તલવાર ઉઠાવ!"

શ્રીપતિની જીભ જ તાળવે ચોંટી ગઈ હતી...

અગ્નિવૈતાલે શ્રીપતિનો ધ્રૂજતો પગ પકડી લીધો..શ્રીપતિ બોલી ઊઠ્યો: "આપ...આપ...અહીં કેવી રીતે આવ્યા?"

"મૂરખનો સરદાર નહિ તો!" આટલું કહીને તેણે શ્રીપતિના પગનો અંગૂઠો પોતાના મોઢામાં લીધો...

વળતી જ પળે શ્રીપતિનો દેહ નિષ્પ્રાણ બની ગયો... અગ્નિવૈતાલે તેની નિષ્પ્રાણ કાયાને નીચે ફેંકી દીધી...

અને તે એક મુક્ત વાતાયનમાંથી અદૃશ્ય થઈ ગયો.

બીજે દિવસે સવારે શ્રીપતિના દાસે શયનખંડનું દ્વાર ખખડાવ્યું.. પણ કોણ ઉઘાડે?

દાસના મનમાં થયું, મહારાજ મોડી રાતે સૂતા છે એટલે હજી નિદ્રાધીન હશે!

પણ જ્યારે પહોર દિવસ ચડી ગયા પછીયે શયનખંડનું દ્વાર ન ખુલ્યું એટલે દાસદાસીઓ હાંફળાં ફાંફળાં બની ગયાં. મહામંત્રી બુદ્ધિસાગર મંત્રણા માટે આવી પહોંચ્યો હતો. તેણે કમાડ ખખડાવ્યું ...છેવટે કમાડ તોડીને સહુ અંદર દાખલ થયા...

શ્રીપતિનો નિષ્પ્રાણ દેહ નીચે ગાલીચા પર પડ્યો હતો..તેની

કાયામાંથી જાણે સમગ્ર રક્ત શોષાઈ ગયું હોય એમ લાગતું હતું. ગઇ કાલે આનદમંગળ હતાં ત્યાં આક્રંદ થવા માંડયાં. શ્રીપતિનાં માતાપિતા તો એકના એક પુત્રની આ દશા જોઈને મૂર્છિત બની ગયાં.

નગરપાલ, મહાબલાધિકૃત વગેરે આવી પહોંચ્યા. આમ કેવી રીતે બન્યું તેની પુષ્કળ તપાસ કરી પણ કશું જાણી કે સમજી શકાયું નહિ.

શ્રીપતિનાં માતાપિતા પુત્રની અંત્યેષ્ઠિ ક્રિયા કરીને પોતાના ગામડે વિદાય થયાં.

સ્વપ્ન આવ્યું અને વેરાઈ ગયું.

રાજસિંહાસન સૂનું થઇ ગયું. મંત્રીઓનાં મસ્તક પર એની એ ચિંતા આવી પડી.

પંદર દિવસ પછી મંત્રીઓએ પુનઃ ભાયાતો વગેરેને એકત્ર કર્યા અને બીજા એક નવજવાનને માલવનાથ તરીકે પસંદ કર્યો.

નવજવાન લક્ષ્મણસિંહનું ભાગ્ય ચમક્યું...કેવળ મધ્યરાત્રિ સુધી ...મધરાત પછી એની પણ એ જ દશા થઈ.

મંત્રીઓ મૂંઝાણા...

અને આમ ને આમ આ રાજસિંહાસન પર ચાર ભાયાતોના પુત્રોને બિરાજમાન કર્યા અને સર્વની એક જ સરખી પરિસ્થિતિ ઊભી થઇ.

આમ કેમ બન્યું ? તે કોઈથી જાણી શકાયું નહિ. રાજપુરોહિતે ગ્રહશાંતિ કરી. કોઇ મેલા દેવની આ બધી રમત હોય તો તેની તૃપ્તિ અર્થે યજ્ઞ કર્યો...બાકળા વેર્યા...ભૂવા, ભાગડી, મંત્રવેત્તાઓ વગેરેને પણ એકત્ર કર્યા...

અને જ્યારે પાંચમા ઉમેદવારને ગાદીએ બેસાડયો અને તેની

પણ એની એ જ સ્થિતિ સર્જાણી એટલે જેમ વીજળીનો કડાકો પડે ને ધરતી ધ્રૂજી ઊઠે...તેમ સમગ્ર અવંતીનગરી કંપી ઊઠી...

અને ભાયાતોએ પણ આ રાજગાદી માટે લાલચ ન રાખવાનો નિર્ણય કર્યો.

હવે શું કરવું ?

મંત્રવેત્તાઓ નિષ્ફળ ગયા. સાધકોએ હાથ ખંખેર્યા...

અગ્નિવૈતાલની આ રમતને કોઈ પકડી શકયું નહિ.

આમ ને આમ બીજા છ મહિના વીતી ગયા. મહારાજ ભર્તૃહરિને ખૂબ જ મહેનત કરીને એક વનમાંથી શોધી કાઢ્યા...પરંતુ તેઓએ કોઈ જવાબ ન આપ્યો..

થાકેલા મંત્રીઓએ યુવરાજ વિક્રમાદિત્યને શોધવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો...પરંતુ તેઓનાં કોઈ વાવડ મળ્યા નહિ.

જ્યારે અવધૂતના વેશમાં રહેલો વિક્રમાદિત્ય એક વર્ષ પર્યંત આશ્રમમાં સંગીત સાધના કરીને પુનઃ યાત્રાર્થે નીકળી પડયો.

માલવદેશની પરિસ્થિતિની તેને કોઈ કલ્પના નહોતી કે કશી વાત સાંભળી નહોતી... એનું ચિત્ત યાત્રા તરફ વળી ગયું હતું અને ઉત્તમ યાત્રાધામોમાં જઈને પોતે કરેલી સંગીત સાધનાનું કંઈક સાર્થક કરવું એવી તેની ભાવના હતી.

કોઈ પણ સાથ સંગાથ વગર વિક્રમાદિત્ય ઉત્તરાપથની યાત્રા નિમિત્તે નર્મદા પાર કરીને આગળ ચાલવા મંડ્યો.

વિક્રમાદિત્ય માલવની ધરતી પર પગ મેલે તે પહેલાં માલવ સીમાથી લગભગ વીસ કોસ દૂર આવેલી ચંદ્રાવતી નામની એક નગરીમા આવી પહોંચ્યો. નગરી સુંદર, સ્વચ્છ અને રળિયામણી હતી. ચંદ્રાવતીને જોતા જ તેને અવંતીનું સ્મરણ થયું.

અને અવંતીના સ્મરણ સાથે જ પોતાને મળેલા દેશવટાની યાદ તાજી થઈ.

પોતાને શા માટે દેશવટો આપવામાં આવ્યો છે, એ અંગે તેણે મહારાજ ભર્તૃહરિને પ્રશ્ન પણ નહોતો કર્યો...માત્ર વડીલની આજ્ઞા એક વફાદાર સૈનિક માફક મસ્તકે ચઢાવીને તે નીકળી પડયો હતો.

જો કે દેશવટે નીકળ્યો ત્યારથી આજ સુધીમાં તેણે મનમાં આ પ્રશ્નનું કારણ શોધવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો, પરંતુ આજ સુધી તે પોતાનો કોઈ દોષ જોઈ શક્યો નહોતો. તો પછી મહારાજ ભર્તૃહરિએ દેશવટો શા માટે આપ્યો હશે? હું કંઈ એમના સૌભાગ્ય-

નો વિરોધી નહોતો, એમની સત્તાનો વિરોધી નહોતો...મારા હૈયામાં એમના પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા ભરી હતી...તો પછી ?

આ તો પછીનો કોઈ ઉત્તર મળતો નહોતો...

ચંદ્રાવતીને જોયા પછી તેના મનમાં ફરી વાર આ બધી વાતોનું સ્મરણ થયું.

બહુ વિચાર કરવા છતાં પણ તેને કોઇ કારણ જાણવા મળી શક્યું નહિ. તેના મનમાં થયુ, એક વાર અવંતી થઇને જ આગળ વધુ...જોઉ તો ખરો મારા મિત્રો શું કરે છે ? ત્રડીલ બંધુને ત્યાં કોઈ સંતાન પ્રાપ્તિ થઈ છે કે નહિ ? મા સમાન ભાભી કેવાંક હશે ?

આમ અવંતી જવાનુ આકર્ષણ તેના મનમાં જાગૃત થયું... સાથોસાથ એ પણ થયું કે મારે શા માટે જવું જોઈએ ?

તો પછી શું આવા અવધૂતના વેશમાં જીવન પાયમાલ કરી નાખવું ? તારા પિતા કોણ ? તારું કુળ કોણ ? તારી જાતિ કઈ ? પુરુપાર્થહીન બનીને આ રીતે જુદાં જુદાં તીર્થોમાં ભ્રમણ કરવાથી શું લાભ થવાનો છે ?

મનમાં જાગેલા આ વિચારે વિક્રમાદિત્યને ખળભળાવી મૂક્યો...

ના...ના...ના...જે ભૂમિમાંથી જાકારો મળ્યો તે ભૂમિનો મોહ શા માટે રાખવો ? એ કરતાં મગધ તરફ જવુ...રાજગૃહી, ચંપા, વૈશાલી, વિશાખા, રત્ના વગેરે અનેક સુંદર નગરીઓ છે. ગિરિવ્રજ જેવી નગરી પણ ભારે દર્શનીય છે...આવા કોઈ સ્થળે પહોંચીને પુરુષાર્થ કરવો...કોઈ મહારાજાને ધનુર્વિદ્યાથી મુગ્ધ કરીને કંઈક કાર્ય મેળવવુ...આમ બાવાના વેશમાં જિંદગી કાઢવાનો કોઈ અર્થ નથી... અને બાવાના વેશમાં જ જીવન પસાર કરવું હોય તો ભૂતકાળનું વિસ્મરણ કરીને કોઈના અખાડામાં દાખલ થઈ જવું...અથવા હિમગિરિ પર જઈને સાધના કરવી...

આવા અનેક વિચારો વચ્ચે અટવાયેલો અવધૂત વિક્રમાદિત્ય સ્થંભનપુરીની બજાર જોતો જોતો ચાલ્યો જતો હતો.

બાવાનો વેષ ધારણ કર્યો પછી વિક્રમાદિત્યે એક નિયમ બરાબર જાળવી રાખ્યો હતો. કોઈ સમક્ષ હાથ લાંબો કરવો નહિ, કોઇ પાસે ભિક્ષા માગવી નહિ, કોઇનુ દાન લેવું નહિ...કોઇ જમાડે તો જ જમી લેવું અથવા ગમે તે ફળફૂલ પ્રાપ્ત કરીને પેટ ભરી લેવું.

પરંતુ પુણ્યશાળી આત્માઓ ગમે ત્યાં વિચરતા હોય છતાં એનાં પુણ્ય પાછળ રહી જતાં નથી...સાથે ને સાથે જ ફરતાં હોય છે.

વિક્રમાદિત્ય ઉત્તમ રાજકુળનો બાળક હતો, નવજવાન હતો, નિર્દોષ અને પવિત્ર હતો. એના નયનો તેજસ્વી હતાં, એનો વર્ણ ગૌર હતો, એનુ વદન પ્રભાવશાળી હતું, એની ભુજાઓ પ્રચંડ હતી.. એની કાયા સુદૃઢ અને સપ્રમાણ હતી. એણે સાધુનો વેશ પહેર્યો હતો. એના મસ્તકના ને દાઢીના વાળ વધી ગયા હતા...છતાં એનું રાજતેજ જરાયે છુપાતું નહોતુ.

સ્થભનપુર નગરમાં સ્થભન પાર્શ્વનાથનું વિશાળ મંદિર ખૂબ જ દર્શનીય ગણાતુ હતું...એ જ રીતે શ્રી કામનાથ મહાદેવનુ મદિર પણ અજોડ લેખાતુ હતું.

બને તીર્થસ્થાનોનાં દર્શન કરીને વિક્રમાદિત્ય બજાર જોતો જોતો આગળ ચાલ્યો જતો હતો. મધ્યાહ્નકાળ વીતી ગયો હોવાથી બજારોમા માલ ખરીદનારાઓની અવરજવર સારી દેખાતી હતી, કારણ કે નજીકનાં ગામડાઓમાંથી માલ લેવા આવેલા લોકો દિ' આથમ્યા પહેલાં વિદાય થઇ જતા.

અવધૂન વિક્રમાદિત્ય જે બજારમાં ચાલ્યો જતો હતો તે બજારમાં દરેક માણસો અવધૂતના તેજસ્વી અને પ્રભાવશાળી ચહેરા સામે જોઇ રહેતા અને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરતા. જોનારને એમ જ

થતું કે આવો નવજુવાન કયા દુઃખે સાધુ થઈ ગયો હશે? શું એનાં માબાપ મરી ગયા હશે? શું એને વિમાતાનો સંતાપ હશે? શુ એને બાલ્યકાળથી જ વૈરાગ્ય લાગ્યો હશે?

એક દુકાન પર એક માલદાર સાર્થવાહ માલ ખરીદી રહ્યો હતો. તેની સાથેના બે માણસોની નજર તેજમૂર્તિ અવધૂત તરફ ગઇ અને બોલી ઊઠયો: "શેઠજી, કોઈ બાળયોગી લાગે છે... શુ એનુ તેજ છે?"

"ક્યાં છે?"

'જુઓ, સામેથી ચાલ્યા આવે."

સોદો પડતો મૂકીને શેઠ બે પળ વિક્રમાદિત્ય સામે જોઇ રહ્યા. ભવ્ય કપાળ, પ્રચંડ ભુજાઓ, માંસલ દેહ સૌષ્ઠવ્ય, તેજસ્વી નયનો...

વિક્રમાદિત્ય બાજુમાંથી પસાર થઇ ગયો...અને સાર્થવાહ ફાટી આંખે જોઈ રહ્યો હતો...તે વેપારી સામે જોઈને બોલ્યો: "તમે માલ જોખાવો...હું હમણાં જ આવુ છુ." આમ કહી તે શેઠિયો અવધૂતની પાછળ ગયો...

વિક્રમાદિત્ય ધીમે ધીમે ચાલ્યો જતો હતો. સાર્થવાહ એની પાસે પહોંચ્યો અને બે હાથ જોડીને બોલ્યો: "મહાત્મન્, હું નમન કરુ છુ."

વિક્રમાદિત્યે માત્ર હાથ ઊંચો કર્યો.

સાર્થવાહે તરત કમરે ભરાવેલી કોથળી બહાર કાઢી અને કહ્યું: "યોગીરાજ, ચરણુસ્પર્શ કરવાની ભાવના છે...'

વિક્રમાદિત્ય ઊભો રહી ગયો.

શેઠે પાંચ સુવર્ણ મુદ્રાઓ કાઢી...એ જોઇને વિક્રમાદિત્ય બોલી ઊઠયો: "નહિ ભાઈ, હું ધનને અડતો નથી...મારે જરૂર પણ નથી..."

"કૃપાળુ, આ તો હું..."

વિક્રમે હસીને કહ્યું: "તારી ભાવના મને સ્પર્શી ગઈ...સાધુને અને સુવર્ણને કદી મેળ ખાય નહિ."

શેઠિયાએ ચરણસ્પર્શ કરીને પાચ સુવર્ણ મુદ્રાઓ અવધૂતના પગ પર મૂકી દીધી ..

વિક્રમાદિત્ય આછુ હસીને ચાલતો થયો...સુવર્ણ મુદ્રાઓ માર્ગ પર જ રહી ગઈ. સાર્થવાહે સતનો પ્રસાદ સમજીને પાચેય સુવર્ણ મુદ્રાઓ ઉઠાવી લીધી. એના મનમાં થયું, આ કોઈ મહાન યોગી છે ...સાચો ત્યાગી છે ..

વિક્રમાદિત્યને આમ ઘણા અનુભવ થતા હતા. કોઈ ફળાહાર કે ખાદ્ય દ્રવ્ય આપી જાય અને તેને જરૂર હોય તો જ તે સ્વીકારતો .. એ સિવાય આ દશામાં પણ તે બાલ્યકાળના માતાએ પાડેલા સસ્કાર ભૂલ્યો નહોતો. સૂર્યાસ્ત પછી ને જળપાન નહોતો કરતો.

સ્થંભનપુર નગરીની આ મોટી બજાર હતી. સોનીવટ પસાર કર્યા પછી સુખડીવટ શરૂ થતી. ત્યાર પછી આ મુખ્ય બજાર પૂરી થતી હતી અને નગરી બહાર નીકળવાનો દરવાજો દેખાતો હતો.

સુખડીવટ પૂરી થઈ અને તેની નજર એક ચોર જેવા ઓટા પાસે ઊભા રહેલા અનેક માણસોના ટોળા તરફ ગઈ. વિક્રમાદિત્યે જોયું તો ઓટા પર એક ૩૦ વર્ષનો બ્રાહ્મણ બેઠો હતો અને લોકો એની આસપાસ ટોળે વળીને ઊભા હતા. વારાફરતી એક એક માણસ તેની સામે જતો અને કોઈ પણ એક પ્રશ્ન કરતો...બ્રાહ્મણ તેને જવાબ આપતો. વિક્રમાદિત્યના મનમા થયું આ કોઈ જ્યોતિષી કે નિમિત્તક લાગે છે. લોકો પોતાનું ભાગ્ય જાણવા માટે કેટલા ઇંતેજાર છે એ નિહાળવામાં કઈક આનદ જણાતાં વિક્રમાદિત્ય થોડે દૂર એક વૃક્ષ પાસે ઊભો રહી ગયો અને કુતૂહલ દૃષ્ટિએ જુવાન જ્યોતિષી સામે જોઈ રહ્યો

તેણે જોયું જ્યોતિષીનો ચહેરો નિર્મળ અને જ્ઞાનથી ગંભીર બનેલો છે. ગરીબાઈ હોવા છતાં તેનું મન-વદન અતિ પ્રસન્ન રહેતું લાગે છે.. શરીર પણ કસાયેલું અને સ્વસ્થ છે.

અચાનક તે બ્રાહ્મણની નજર અવધૂત નવજવાન પર પડી અને તેની આંખમાં ચમક રમી ગઈ. તેના મનમાં થયું. આ અવધૂત કોઈ અસામાન્ય પુરુષ લાગે છે તેના કપાળનું તેજ કોઈ રાજવંશી હોવાનું દર્શાવે છે. એની આંખનો જ્યોતિ અમીરાતનું ભાન કરાવે છે. અને એના પ્રચંડ બાહુમાં ક્ષત્રિયનું બળ હોવાનું જણાય છે.

આટલું જોઈને જ્યોતિષીના મનમાં થયું, આવા મહાત્મા પુરુષને મળવું જોઈએ અને કોણ છે તે જાણી લેવું જોઈએ.

પરંતુ પ્રશ્નકારો ઘણા ઊભા હતા. સાંજનો સમય થવા માંડ્યો હતો. જ્યોતિષી ઝપાટાબંધ બધાના પ્રશ્નોના જવાબ આપવા માંડ્યો. ઉત્તર સાંભળીને વિદાય થતા લોકો જ્યોતિષીની ભારે પ્રસંશા કરતા અને પૂરો સંતોષ અનુભવતા.

વિક્રમાદિત્યને પણ આશ્ચર્ય થતું હતું...કોઈ પ્રકારનું ગણિત કર્યાં વગર આ માણસ કઈ શક્તિ વડે જવાબ આપતો હશે? શું આકૃતિના લક્ષણોનો અભ્યાસી હશે? નથી કોઈની હસ્તરેખા જોતો. નથી કોઈનો પ્રશ્ન મૂકતો કે નથી કોઈની જન્મકુંડલી જોતો.. માત્ર બે ચાર પળ ચહેરા સામે જોઈને પ્રશ્નકારને ઉત્તર આપી દે છે. આવું તો ક્યાંય સાંભળ્યું નથી.

સૂર્યાસ્ત થઈ જશે તો જળપાન પણ નહિ કરી શકાય એમ લાગવાથી વિક્રમાદિત્ય નગરીના દરવાજા તરફ ચાલતો થયો.

એ જોતા જ જ્યોતિષીએ બીજાઓને વળતે દિવસે આવવાનું વિનમ્ર ભાષામાં જણાવ્યું અને તે ઊભો થઈ, ઓટા પર પાથરેલું આસ્નીયું ખભે મૂકી સહુના નમન ઝીલીને વિક્રમાદિત્યની પાછળ ઉતાવળે પગલે રવાના થઈ ગયો.

અવધૂત વેશધારી વિક્રમાદિત્ય દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યાં તેના કાન પર જ્યોતિષીનો અવાજ અથડાયો: "મહારાજ, કૃપા કરીને ઊભા રહો!"

વિક્રમાદિત્યે પાછળ જોયું અને જ્યોતિષીને આવતો જોઈ તે ઊભો રહી ગયો.

જ્યોતિષીએ નજીક આવીને કહ્યું: "મહાત્મન્, આપને જતા જોઈને હું દોડતો આવ્યો છું."

"હું તો આપને ઓળખતો પણ નથી."

"નહિ મહાત્મન્, આપની આકૃતિ જોઈને હું આવ્યો છુ... આપ કોઈ રાજયોગી લાગો છો...કૃપાળુ, આપનુ આસન ક્યાં છે?"

"રમતા રામને આસન કેવું? આજ સવારે જ આવ્યો છું...રાત રહીને ચાલ્યો જઈશ."

"તો આપ મારી ઝૂંપડીએ પધારો...હું આપનું સ્વાગત કરીને પુણ્ય મેળવું."

"નહિ ભાઈ, હું સંસારીઓને ત્યાં નથી જતો."

"હુયે સાવ ફક્કડ છું...આપની માફક જ દેશાટન કરી રહ્યો છું."

"તો ચાલો...સૂર્યાસ્ત પછી મારાથી જળપાન પણ નહિ થઇ શકે." વિક્રમે કહ્યું

તરત બન્ને ચાલતા થયા.

દરવાજા બહાર નજીકમાં જ જ્યોતિષીનો નિવાસ હતો...કોઈનું એકઢાળિયું મકાન ઉતારા માટે મળી ગયુ હતું. છેલ્લા દસ દિવસથી તે અહી આવ્યો હતો અને બે પાંચ દિવસમાં જ આગળ જવાનો હતો.

જ્યોતિષીની ઝૂપડીએ પહોંચ્યા પછી જ્યોતિષીએ થોડીક મીઠાઈ અવધૂતને ખવરાવી, દૂધ પાયું અને જળપાન કરાવ્યું.

અને સૂર્યાસ્ત થઈ ગયો.

જ્યોતિષીએ ઓરડી બહારના ઓટલા પર એક આસન બિછાવ્યું. વિક્રમાદિત્યને તેના પર બેસાડીને પૂછ્યું: "મહાત્મન્, આપના કપાળની રેખા જોઇને હું ચમકી ઊઠ્યો છું."

વિક્રમે હસીને કહ્યું: "ચમકવા જેવું કંઇ નથી."

"મહાત્મન્ ચમકવા જેવું જ છે...આપની આકૃતિ મને ભારે સંશયમાં મૂકી રહી છે...આપના મસ્તક પર રાજમુગટ હોવો જોઈએ...મને આશ્ચર્ય થાય છે કે આમ કેમ બન્યું?"

વિક્રમાદિત્યે સામો પ્રશ્ન કર્યો: "મહારાજ, આપનું શુભ નામ?"

"હું માલવનો વતની છું...એક ગરીબ બ્રાહ્મણ છું...પાંચ વર્ષની ઉંમરેથી અભ્યાસ કરી રહ્યો છું...મારું નામ છે ભટ્ટમાત્ર!"

"ભટ્ટમાત્ર? મજાનું નામ છે."

"પરંતુ આપે મારા પ્રશ્નનો ઉત્તર આપવાની કૃપા ન કરી. આપનું વય મને વીસ વરસ જેટલું જ દેખાય છે."

"ભટ્ટમાત્રજી, ત્યાગીઓને નામનો પણ મોહ ન હોય ..ભૂતકાળનું સ્મરણ પણ ત્યાગીઓને શોભે નહિ."

"કૃપાવતાર, તો તો મારે ફરી વાર કાશીએ જવું પડે."

"કેમ?"

"મારી વિદ્યા અપરિપક્વ છે એમ માનીને."

"ભાઈ, વિદ્યા તો એક સાગર છે...એ કદી ઊણો થાય નહિ. ...કદી છલકાય નહિ...અને એ સાગરને કેવળી ભગવંત સિવાય કોઈ પી શકે નહિ."

'કેવળી ભગવંત?"

"હા ભટ્ટમાત્રજી...શ્રમણ સંસ્કૃતિના અંતિમ તીર્થંકર ભગવંત."

"ઓહ્ ! ત્યારે શું આપ જૈન દર્શનના..."

"સાધુએ સર્વ દર્શનનો અભ્યાસ કરવો જોઈએ...અને સર્વદર્શન પ્રત્યે સમભાવ રાખવો જોઈએ." વિક્રમાદિત્યે કહ્યું.

"યોગીશ્વર, મારી વિદ્યા મને આપનો જુદો જ પરિચય આપી જાય છે."

"વિદ્યા છે...આપનું મન છે."

વચ્ચે જ ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, મારી વિદ્યા કદી ખોટી ઠરી નથી. આપ ઉચ્ચ કુલોત્પન્ન રાજકુમાર લાગો છો અને આપની આકૃતિમાં મને રાજયોગ દેખાય છે...આપ છુપાવો પણ ભાલમાં અંકિત થયેલી રેખાઓ આપને છુપાવી શકતી નથી.'

વિક્રમાદિત્યના હૃદયમાં ભટ્ટમાત્ર પ્રત્યે ભારે માન ઉત્પન્ન થયું.

પછી તો બન્ને વચ્ચે ચર્ચા થઈ...અને વિક્રમાદિત્યે માત્ર એટલો જ પરિચય આપ્યો કે પોતે એક રાજકુમાર છે અને પર્યટન અર્થે નીકળેલ છે...આ સિવાય તેણે પોતાનો બીજો કોઈ પરિચય ન આપ્યો.

એક જ રાતમાં બન્ને વચ્ચે મૈત્રી બંધાઈ ગઈ અને વિક્રમાદિત્ય એક દિવસ વધુ રોકાયો. બીજે દિવસે બંને સાથે પ્રવાસે નીકળી પડ્યા.

## ૩ : : નિર્લોભી !

જ્યારે બે માનવી વચ્ચે સ્નેહભરી મૈત્રી બંધાય છે ત્યારે પરસ્પરના વિશ્વાસનું સત્વ ઊગી નીકળે છે. પછી નરનાર હોય, પુરુષો હોય કે સ્ત્રીઓ હોય. મનની ગુપ્ત વાત પરસ્પર છૂપી રહી શકતી નથી.

વિક્રમાદિત્યના હૈયામાં દેશવટાની જે વેદના ભરી હતી, તે તેણે બરાબર પચાવી રાખી હતી. તેણે પોતાનો દોષ શોધવાનો ઘણો પ્રયત્ન ,કર્યો હતો પરંતુ કોઈ દોષ દેખાયો નહોતો. તેણે હજી પ્રથમ યૌવનમાં પગ મૂક્યો હતો...પરંતુ તેનું મન કદી ચંચળ બન્યું નહોતું કોઈપણ નારી પ્રત્યે તેણે કદી હળવી નજર કરી નહોતી...તેમ મનમાં પણ કોઈ નારીએ સ્થાન લીધું નહોતું. તે મોટાભાઈની છાયામાં એક બાળક માફક રહેતો હતો અને ધનુર્વિદ્યા પાછળ જ પોતાની શક્તિ ખર્ચતો હતો. વિક્રમાદિત્યને એ પણ યાદ નહોતું આવતું કે પોતે મોટાભાઈનું, ભાભીનું કે અન્ય કોઈનું અપમાન કર્યું છે...! આમ છતાં કયા દોષે દેશવટો મળ્યો હશે ? એ પ્રશ્ન તેના મનમાં ભારેલા અગ્નિ માફક પડ્યો હતો.

સ્થંભનતીર્થથી તે ભદ્દમાત્ર સાથે પ્રવાસે નીકળી પડ્યો હતો. અને માર્ગમાં આઠ દિવસના સહવાસથી બને વચ્ચે મૈત્રીભાવ જાગૃત થયો અને પરિણામે એક રાતે વિક્રમાદિત્યે પોતાને મળેલા દેશવટાની વાત કરી અને પોતાનો પરિચય પણ આપી દીધો.

ભદ્દમાત્ર આકૃતિ જ્ઞાનથી એટલું તો કલ્પી શક્યો હતો કે આ અવધૂત નથી પણ કોઈ રાજપુત્ર છે..તેના અભ્યાસમાં દોપ નથી એવી તેને ખાતરી થઈ.

ભદ્દમાત્રને માલવદેશની ઘણી વાતો સાંભળવા મળી હતી. મહારાજા ભર્તૃહરિએ પત્ની ખાતર કરેલો રાજત્યાગ, મહારાણી અનગસેનાની આત્મહત્યા, સૂના રાજસિંહાસન પર જે બેસતા તે બીજે દિવસે મૃત્યુ પામતા વગેરે ઘણી વાતો તેણે સાંભળી હતી.

વિક્રમાદિત્યનો પરિચય જાણ્યા પછી ભદ્દમાત્રે અવધૂતના બંને હાથ પકડી લઈને કહ્યું : ' મિત્ર, આજ મારા જીવને નિરાંત થઈ ...મારું શાસ્ત્ર મને સ્પષ્ટ દર્શાવતુ હતુ કે આપ અવધૂત નથી પણ રાજકુમાર છો ..!"

"તમારું શાસ્ત્ર સાચું પડ્યુ ને?"

"હા...પરંતુ માલવદેશની અત્યારની હાલત કેવા પ્રકારની છે એ કાંઈ આપે સાભળ્યું છે?"

"ના ભદ્દમાત્ર, મને હવે એ તરફ કોઈ રસ રહ્યો નથી. મારા મોટાભાઈ સમર્થ છે એટલે માલવની પ્રજા કદી દુઃખી નહિ થાય એવો મને વિશ્વાસ છે.

ભદ્દમાત્રના મનમાં માલવની વર્તમાન દશા અંગે સઘળી વાત કરવાનું મન થયું...પણ આવી વાત એકાએક કહેવી તે બરાબર નથી અને એમ કહેવાથી કદાચ યુવરાજને જબ્બર આઘાત લાગે આમ વિચારી તેણે કહ્યું : "મહારાજ, જન્મભૂમિનો આ રીતે અનાદર..."

વચ્ચે જ વિક્રમાદિત્યે કહ્યું: "જન્મભૂમિ પ્રત્યે મારા દિલમાં કેટલો અનુરાગ ભર્યો છે તે હુ જ જાણું છું. પરંતુ હું એક ક્ષત્રિય છું ..મોટાભાઈને મેં જે વચન આપ્યું હતું તે મારાથી કેમ લોપાય?"

"ધન્ય છે આપના મહાપ્રાણને!"

"મિત્ર, ધન્યવાદ મેળવવા મેં આ પરિચય નથી આપ્યો."

"મિત્ર, હું ધન્યવાદ એમ ને એમ નથી આપતો. આ રીતે કોઈ કારણ વગર કોઈને દેશવટો મળ્યો હોય તો તે અન્યાયનો બદલો લેવા આકાશપાતાળ એક કરી નાખે...અથવા તો દુશ્મન રાજાને મળીને ભયંકર યુદ્ધ સળગાવે...આપ એ સર્વથી દૂર રહ્યા છો..."

"મિત્ર, મેં તો મારો ધર્મ બજાવ્યો છે ..પિતા સમાન વડીલ બંધુ ઉપર અંતરમાં વૈર જાગે જ શા માટે? એવો વિચાર તો કોઈ દુષ્ટાત્માને જ આવે. મારો ભાઈ બુદ્ધિમાન છે, શાંત છે અને ઉદાર પણ છે. મને દેશવટો આપવા પાછળ કયુ કારણ હશે તે હું સમજી શક્યો નથી. સંભવ છે કે મારાથી કોઈ અજાણતાં અપરાધ થઈ ગયો હોય અથવા એમ પણ બને કે મારા અશુભ કર્મનો જ કોઈ ઉદય આવ્યો હોય!" વિક્રમાદિત્યે કહ્યું

આમ બંને વાતો કરતા કરતા સૂઈ ગયા. બીજે દિવસે વહેલી સવારે ચાલવાનુ હતુ એટલે બંને ઊઠ્યા. સ્નાનાદિ નિત્ય કર્મથી પરવારી પ્રયાણ કરતી વખતે ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ..."

વચ્ચે જ વિક્રમાદિત્યે કહ્યું: "તુ મને મહારાજ ન કહે...હું તારો મિત્ર છું, વળી અવધૂત બન્યો છુ એટલે .."

"મને આપના ભાગ્યની રેખાઓ બહુ કહી જાય છે...આપ કોઈ મહાન રાજ્યના રાજરાજેશ્વર બનવાના છો એટલું જ નહિ પણ આપ એક સમર્થ મહાપુરુષ ગણાશો...છતાં હું આપને અવધૂત જ કહીશ."

"બરાબર છે...હવે કહે, તું શું કહેવા માગતો હતો?"

"અહીંથી દસ કોસ દૂર એક રોહણાચળ પર્વત આવે છે... પર્વત તો બહુ મોટો નથી...પણ એની એક ખીણ ભારે ચમત્કારિક છે...એ ખીણ પાસે જઈ કોઈ પણ માનવી 'હા દૈવ હા દૈવ, એમ ત્રણ વાર કહીને એક પથ્થર ફેંકે એટલે ખીણમાંથી એક મૂલ્યવાન રત્ન ઊછળીને તે માણસને મળે છે.'' ભટ્ટમાત્રે કહ્યું.

"તુ મારો પરિહાસ ન કરીશ..આવું આશ્ચર્ય કેવળ દંતકથાઓમાં જ શોભે."

"હુ સત્ય કહું છું."

"પણ આ વાત માન્યામાં નથી આવતી"

"તો આપણે એ તરફથી જઈએ...થોડુંક ચક્કર પડશે.. પણ મારી વાતની પ્રતીતિ થશે."

"ભલે...આપણો ઉદ્દેશ જ ચક્કર મારવાનો છે...વિક્રમાદિત્યે હસીને કહ્યું.

અને બને રોહણાચળ પર્વત તરફ ચાલતા થયા.

માર્ગમાં એક ગામડું આવ્યું...ત્યાં બંનેએ ભોજન કર્યું... ઘડીક વિસામો લીધો અને આગળ પ્રવાસ શરૂ કર્યો.

મધ્યાહ્ન પછી બને રોહણાચળના તલપ્રદેશમાં આવેલ એક નાના ગામડામાં પહોંચી ગયા.

કષાયવસ્ત્રધારી નવજવાન અને તેજસ્વી અવધૂતને ગામમાં આવેલા જોઈ ગામડાના લોકો ભક્તિભાવ સહિત ભેગા થઈ ગયા... અને બંનેને દેવચોરે ઉતારો આપ્યો.

આવા સતપુરુષ આંગણે પધારેલા હોવાથી ગામના મોવડીએ પોતાને ત્યાં ભોજનનો પ્રબંધ કર્યો. ભટ્ટમાત્રે કહી દીધું કે સૂર્યાસ્ત પછી મહાત્મા અન્નજળ લેતા નથી. એથી મોવડીએ બનેને દિવસ

છતાં જમાડી લીધા. રાતે પોઢણુ આરતી પછી ગામનાં સ્ત્રી–પુરૂષો દેવચોરે મહાત્માની વાણી સાંભળવા એકત્ર થયા.

અવધૂત વેષધારી વિક્રમાદિત્યે સહુને ધર્મમાં શ્રદ્ધા રાખવાથી મળતા પુણ્યની અને દુરાચારથી દૂર રહેવાની મીઠી વાણીમાં વાત કહી.

ગામઠાનાં નરનારના હૃદયને સંતોષ થયો અને ગામમાં બેચાર ભજનિકોએ અવધૂત સમક્ષ ભજનો ગાયાં. એક વૃદ્ધ પુરુષે અવધૂતને એકાદ ભજન સંભળાવવાની પ્રાર્થના કરી.

વિક્રમાદિત્યે તરત જ એક ભજનિકનો તંબુરો માગી લીધો અને તંબુરાના બંને તાર ષડ્જ પંચમના મેળમાં કરીને દેશ રાગમાં એક પ્રભુકીર્તન ગાયું.

શાસ્ત્રીય ગીત, હૃદયવેધક રાગ અને નવજવાન યોગીનો અતિ કર્ણમધુર સ્વર...

ગામલોકો ધન્ય ધન્ય બની ગયા...

મોડી રાતે સહુ વિદાય થયા.

અને વહેલી સવારે બંને પ્રવાસીઓ રોહણાચળ તરફ રવાના થયા.

સૂર્યોદય થતાં સુધીમાં બંને ખીણ પાસે પહોંચી ગયા. પર્વત બહુ વિરાટ નહોતો પરંતુ એનુ ચઢાણ આકરું હતું..તેમ ખીણ તો જાણે પાતાળમાં પહોંચી હોય તેવી હતી.

ભટ્ટમાત્રે કહ્યું: "આપ એક પથ્થર ફેંકો અને ખાતરી કરી લ્યો..."

વિક્રમાદિત્યે એક પથ્થર હાથમાં લઈને કહ્યું: "પથ્થર ફેંકવામાં મને કોઇ બાધ નથી...પણ હું 'હા દેવ'...હા દેવ' એમ નહિ બોલુ."

"એટલુ તો આપે બોલવું જ પડશે."

"નહિ મિત્ર, હું દીનતા દર્શાવી શકીશ નહિ. સાચો ક્ષત્રિય ત્રણલોકનું રાજ મળતું હોય તો પણ દીનતા દર્શાવવા તૈયાર ન થાય. તું જ પથ્થર ફેંક અને મને ખાતરી કરાવ..."

"મિત્ર, માનવીને એક જ વાર આ સ્થળે લાભ મળે છે... ભાગ્ય નબળાં હોય તો પણ એક નબળું રત્ન તો મળે છે. મેં મારું ભાગ્ય અજમાવી જોયુ છે..."

વિક્રમાદિત્યે હાથમાંનો પથ્થર રમાડતાં રમાડતાં કહ્યું: "હું દીન બનીને રત્ન મેળવવા નથી ઈચ્છતો."

ભટ્ટમાત્ર વિચારમાં પડી ગયો. તેણે વિક્રમાદિત્યનું ભાગ્ય નિહાળવા એક યુક્તિ વિચારી, તે બોલ્યો: "તો પછી એમ ને એમ પથ્થર ફેંકો...જોઈએ શું બને છે?"

વિક્રમાદિત્યે તરત ખીણમાં પથ્થર ફેંક્યો.

એ જ વખતે ભટ્ટમાત્ર બોલી ઊઠ્યો: "મહારાજ, એક દુઃખદ સમાચાર આપી શક્યો નથી.. અવંતીનાં મહારાણી અનંગસેના આત્મહત્યા કરીને સ્વર્ગે ગયાં છે..."

આ શબ્દો સાંભળતાં જ વિક્રમાદિત્યે: "હા દૈવ...! હા... દૈવ...!! હા...દૈવ...!!!" કહ્યું.

અને એ જ પળે ખીણમાંથી એક રત્ન ઊછળીને વિક્રમાદિત્યના પગ પાસે પડ્યું.

રત્ન તેજસ્વી હતું...કોઈ ચક્રવર્તીના ધનભંડારમાં પણ ન હોય એવુ મૂલ્યવાન હતું...એનો પ્રકાશ સૂર્ય સમાન હતો...

ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, તમે હા દૈવ...હા...દૈવ કહો એટલા ખાતર જ મેં આ સમાચાર આપ્યા હતા. જુઓ, આ ખીણમાં રહેલા કોઈ અદૃશ્ય દેવનો ચમત્કાર! સર્વશ્રેષ્ઠ અને આપના ભાગ્યને અભિનંદતું મૂલ્યવાન રત્ન આપના પગમાં આવીને પડ્યું છે!"

"ઓહ!" કહીને વિક્રમાદિત્યે રત્ન ઉઠાવી લીધું અને ખીણમાં પાછું ફેંકતાં કહ્યું: "રત્ન આપનારા, આ અદૃશ્ય દેવ! આ રત્ન હું સ્વીકારી શકતો નથી...દીનતાથી યાચના કરવી એ ક્ષત્રિયને શોભે નહિ. અને તારી દાન ભાવના પણ નિષ્ફળ પુરવાર થઈ છે...તારી સમક્ષ જે દીન બને છે તેને જ તું રત્ન આપે છે ...આ તારા દેવત્વની શોભા નથી.. તારી ઉદારતાનું તેજ પણ નથી!"

ભટ્ટમાત્ર આશ્ચર્યચકિત બની ગયો. તે બોલી ઊઠ્યો: "મહારાજ, આપે આ શું કર્યું? આવું દિવ્ય રત્ન.."

વચ્ચે જ વિક્રમાદિત્યે કહ્યું: "તારે મારા ભાગ્યની પરીક્ષા કરવી હતી તે થઈ ગઈ...અવધૂતને રત્ન અને પથ્થરમાં કોઈ તફાવત ન હોય!"

"ખરેખર મહારાજ, આપ મહાન છો..."

"મહાન તો તું છે, મારી પરીક્ષા કરવા તેં એવા સમાચાર આપ્યા કે મારે "હા દેવ! કહેવું પડ્યું." વિક્રમાદિત્યે કહ્યું.

બંને પાછા ફર્યા અને અન્યત્ર જવા આગળ ચાલવા માંડ્યા.

બે દિવસના પ્રવાસ પછી તેઓ મુખ્ય માર્ગ પર આવી ગયા. ચાલતાં ચાલતાં એક સાવ નાના ગામડા પાસે પહોંચ્યા અને સાંજ થવા આવી...ગામના પાદરમાં થોડે દૂર એક નદી વહેતી હતી. બંનેએ સાથેનું ભાતું ખાધું અને જળપાન કર્યું. ત્યાર પછી ગામમાં ન જતાં ત્યાં આવેલા એક શિવમંદિરના ઓટે રાત વીતાવવા બેસી ગયા.

ગામડું જરા દૂર હતું. પાંચસાત ઘરનું જ ગામડું હતું અને બધા ખેડૂતો હોય એમ લાગતું હતું. ભટ્ટમાત્રે કહ્યું: "મિત્ર, આપણું ભાતું તો ખલાસ થઈ ગયું છે...અને આ ગામડામાં કોઈ હલવાઈની દુકાન હોય એમ લાગતું નથી."

"અત્યારે તો આપણે પેટ ભરી લીધુ છે...કાલનું કાલ થઈ પડશે...આજ શા માટે ચિંતા કરવી જોઈએ? તારી પાસે મુદ્રાઓ રહી છે કે નહિ?"

"મુદ્રાઓ તો છે. હજી આપણે એકાદ મહિનાની નિરાંત છે .."

રાત્રિકાળ શરૂ થઈ ગયો હતો. બને સાથીઓ વાતો કરતા કરતા ત્યાં જ ઓટા પર સૂઈ ગયા. ભટ્ટમાત્ર પાસે એક શેતરજીને એક ચાદર હતી. વિક્રમાદિત્ય પાસે એક મૃગચર્મ, એક શાલ હતી. અને આટલાથી બન્નેનું કાર્ય સરી જતું. ભટ્ટમાત્રના ખડિયામાં બે જોડી કપડાં, એક દોરીલોટો, ભાતાનો ડબ્બો ને થોડી મુદ્રાઓ હતી. વિક્રમાદિત્યની ઝોળીમાં એક ભગવા રંગનું વસ્ત્ર, બે લંગોટી અને નાનું કમંડળ હતુ

આટલાં અલ્પ સાધનોમાં પણ બધુ સચવાઈ રહેતું.

મધરાત થઈ ત્યારે એકાએક ભટ્ટમાત્ર જાગી ગયો ..કોઈ શિયાળની લારી તેના કાન પર અથડાણી થોડી પળો સુધી તે શિયાળનો અવાજ સાંભળતો રહ્યો...ત્યાર પછી તે ઊભો થયો અને ચારે તરફ જોવા માંડ્યો. અંધકાર ઘોર હતો ..દિશા સૂઝે એવુ દેખાતું નહોતું... અજાણી ધરતી ..તે વિચારમાં પડી ગયો એના મનમાં વિક્રમાદિત્યને જગાડવાનુ મન થયુ...પરંતુ વિક્રમાદિત્ય જાગી ગયો હતો અને ભટ્ટમાત્રને જોઈ રહ્યો હતો. વિક્રમાદિત્યે કહ્યું :

"કેમ. મિત્ર, એકાએક કેમ નિદ્રા ઊડી ગઈ?"

"સારુ થયું આપ જાગી ગયા.. હું આપને જગાડવાનો જ વિચાર કરતો હતો."

"કેમ, કંઈ ભય જેવુ છે?"

"ના...એક સરસ શુકન મળ્યા છે...આપ ઊભા થાઓ..."

"શુ અત્યારે જ પ્રસ્થાન કરવું છે?"

"મહારાજ, હમણાં જ એક શિયાળ બોલતું હતું...તેણે કહ્યું કે નદી કિનારે એક સ્ત્રીનું શબ તરતું તરતું આવ્યું છે...એ શબના ગળામાં નવલખો હાર છે ને બીજા પણ ઘણા અલંકારો છે..."

"શુ શિયાળ આ રીતે બોલ્યું હતુ ?"

"હા...એટલે જ હુ જાગી ગયો."

"ત્યારે શું આપ પશુપખીની ભાષાના જાણકાર છો ?"

"હા...મહારાજ..."

વિક્રમાદિત્યે ઊભા થઈને કહ્યું: 'તો ચાલો...શિયાળના શબ્દોની પરીક્ષા કરી લઈએ."

બંને નદી કિનારા તરફ ચાલતા થયા...લગભગ એકાદ ઘટિકા પર્યંત કિનારે કિનારે તપાસ કરતાં ચાલ્યા પછી વિક્રમાદિત્યની નજર નદીકિનારા પરના એક પથ્થર પાસે ચળકતા પદાર્થ પર ગઈ. આકાશમાં તગી રહેલા શુક્રના તારા જેવો પ્રકાશ દેખાતો હતો. વિક્રમાદિત્યે તે તરફ આંગળી ચીંધતાં કહ્યું: જો મિત્ર, સામે કંઈક ચળકતું હોય એમ લાગે છે!"

બને તે તરફ ગયા...નજીક ગયા પછી જોયું તો નદીના વેગમાં તણાઈ આવેલું એક નવજવાન નારીનુ શબ આ નાની ભેખડ આગળ અટકી ગયું હતું...અને એના ગળામાં પડેલા રત્નહારનાં રત્નો તારાના પ્રકાશનું પ્રતિબિંબ પાડી રહ્યાં હતાં

ભટ્ટમાત્ર બોલી ઊઠયો: "મહારાજ, શિયાળે સત્ય કહ્યું હતું... આ સ્ત્રી કોઈ દુર્ઘટનાનો ભોગ બનીને મૃત્યુ પામી લાગી છે અથવા નૌકા ઊંધી વળી ગઈ હશે...હવે આપ આ સ્ત્રીના અંગ પરના અલંકારો લઈ લ્યો...અનાયાસે આટલુ ધન ભાગ્ય વગર પ્રાપ્ત થતું નથી."

વિક્રમે કહ્યું : " મિત્ર, તું ભારે ગુણવાન છો...પરંતુ હું મરી ગયેલ માનવી પરના અલંકારો નહિ લઈ શકું...તું જ લઈ લે .. તારું દારિદ્ર દૂર થશે. "

ભટ્ટમાત્રે કહ્યું : " મહારાજ, મારા જેવા ગરીબ બ્રાહ્મણ પાસે આવાં મૂલ્યવાન અલંકારો હોય તો મને કોઈ ચોર જ માની લ્યે... આપ પોતે જ લઈ લ્યો. '

" નહિ મિત્ર, હું આવા ભાગ્યને સત્કારી શકતો નથી ..અને મારે આવા ઉચ્છિષ્ટ ધનની પણ જરૂર નથી.'

બંને તરત પાછા વળ્યા.

ભટ્ટમાત્રના હૃદયમાં વિક્રમાદિત્યની નિર્લોભ વૃત્તિ જોઈને ખૂબ જ હર્ષ થયો.

આગળ ચાલતાં વિક્રમાદિત્યે કહ્યું: " તું કંઈક શકુનનું કહેતો હતો ને ..'

" હા મહારાજ, એ વાત હું કહેતાં રહી ગયો હતો. જો એકાદ ઘટિકામાં આપણે પ્રસ્થાન કરી શકીએ તો આપણા બેમાંથી કોઈ એકને રાજયોગ થવાનો સંભવ છે। "

" ત્યારે આપણે ચાલતા જ થઈએ.' વિક્રમાદિત્યે કહ્યું.

બંને સાથીઓ મંદિરે આવ્યા અને પોતાનો સરસામાન લઈને વિદાય થયા.

## ૪ : : અવંતિમાં...

અવધૂત વેષધારી યુવરાજ વિક્રમાદિત્ય અને ભટ્ટમાત્ર પંદરેક દિવસ પછી માલવપ્રદેશની હદ પાસે આવી પહોંચ્યા. એક નદી કિનારે બન્નેએ સ્નાન–ભોજન કર્યું...સ્નાન ભોજનથી નિવૃત્ત થઈ બંને એક વૃક્ષ નીચે આરામ કરવા આડે પડખે થયા.

ભટ્ટમાત્રે કહ્યું : "મહારાજ, મેં આપને એક વાત નથી કરી ...પરંતુ આ નદીના સામા કિનારેથી માલવ રાજ્યની હદ શરૂ થાય છે એટલે એ વાત કહેવાનું મન થયું છે."

"કહે..."

"હું પણ માલવ રાજ્યનો જ વતની છું...મારું ગામ અહીંથી માત્ર દસ કોસ દૂર છે. અવંતિ અહીંથી સાઠેક કોસ દૂર હશે. મારી આપને વિનંતિ છે કે આ રાજધાની તરફ પધારો."

"નહિ મિત્ર...મારી ઇચ્છા ઉત્તર પ્રદેશમાં જવાની છે...વળી હું અવંતિ જવા ઇચ્છતો નથી."

"પરંતુ ગયા વગર ચાલે તેમ નથી. અવંતિનું રાજ સિંહાસન આપની જ રાહ જોઈ રહ્યું છે."

"મને સમજાયું નહિ."

"અવંતિની મેં ઘણી વાતો સાંભળી છે. મહાદેવી પ્રત્યે મહારાજ ભર્તૃહરિનો અપાર પ્રેમ હતો. પરંતુ મહાદેવી અનંગસેના એ પ્રેમની પૂજા કરી શક્યાં નહિ અને અશ્વપાળ નામના એક હસ્તિ ચાલકના પ્રેમમાં પડ્યાં.. આ વાતની ખબર પડતાં મહારાજ ભર્તૃહરિને ભારે આઘાત લાગ્યો અને તેઓ રાજપાટનો ત્યાગ કરી, કષાય વસ્ત્રો ધારણ કરીને ચાલ્યા ગયા. મહાદેવી અનંગસેનાએ બીજે દિવસે આપઘાત કર્યો...ત્યાર પછી અવંતિના રાજસિંહાસનની ભારે કરુણતા બની ગઈ...ભાયાતોમાંથી જેને જેને ગાદીએ બેસાડતા ગયા તે બધા વળતે જ દિવસે મોતને ભેટી પડતા...આ પરિસ્થિતિમાં આપ સત્વર ત્યાં જાઓ તે વધારે હિતકર છે."

વિક્રમાદિત્ય અવાક્ બની ગયો. બે પળ પછી તે બોલ્યો : "ભટ્ટમાત્ર ન માની શકાય એવી આ વાત છે."

"મહારાજ, સંસારમાં ન માની શકાય એવું ઘણું બન્યા કરે છે. આપને દેશવટો મળશે એવું કોઈએ માન્યું હતું ?"

વિક્રમાદિત્ય વિચારમા પડી ગયો.

ભટ્ટમાત્રે કહ્યું : "શિયાળે આપેલાં શુકન કદી ખોટાં નથી પડતાં...આપ મનમાં કોઈ પ્રકારનો સંશય રાખ્યા વગર અવંતિ તરફ પધારો."

"અને તું ?"

"હું મારા ગામડે જઈશ. વૃદ્ધ માતાપિતાને ત્રણ વર્ષથી છોડ્યાં છે...પત્ની પણ રાહ જોતી હશે."

"ઓહ ! મિત્ર, તારા પરિચયથી મને ખૂબ જ આનંદ થયો છે. તારા વગર મને કદાચ ગમશે પણ નહિ. તું મને ક્યારે મળીશ ?"

"આપ રાજસિંહાસન પર બિરાજમાન થશો ત્યારે હું અવશ્ય આપને મળવા આવીશ. પણ મને ભય છે કે એ વખતે આપ આ ગરીબ સાથીને કદાચ ઓળખી પણ નહિ શકો.'

"રાજગાદી તો ઘણી દૂર છે. હુ પ્રથમ પરિસ્થિતિનો અભ્યાસ કરીશ...શું બન્યું છે તે જાણીશ...અને મને રાજગાદી મળશે તો હુ તને મારો મહામંત્રી બનાવીશ.' વિક્રમાદિત્યે કહ્યું

આ પ્રમાણે ભવિષ્યની યોજના ઘડતા ઘડતા બનેએ વિસામો લઈ લીધો અને પુનઃ ચાલતા થયા.

પોતાના ગામનો મારગ જે સ્થળેથી જુદો પડતો હતો તે સ્થળે ઊભા રહીને ભદ્રમાત્રે કહ્યું: "મહારાજ, અહીથી મારા ગામનો મારગ જુદો પડે છે...પણ આપે આ વેષ દૂર કર્યો હોત તો..."

' પરિસ્થિતિના અભ્યાસમા મને આ વેષ વધારે અનુકૂળ પડશે."

" મહારાજ, હું આપને મારા ગામડે નથી લઈ જતો...કારણ કે આપ જેમ બને તેમ જલદી અવતિ પહોંચો તે વધારે યોગ્ય છે."

બને સાથીઓ ભેટચા અને જુદા પડચા.

અવતિનગરીમાં તો ભારે નિરાશા વ્યાપી ગઈ હતી અગ્નિ-વેતાલના કારણે કોઇપણ માનવી રાજસિહાસન તરફ નજર કરવા યે તૈયાર થતો નહોતો.

વિક્રમાદિત્યની તપાસ કરવા અર્થે ચારે તરફ ગયેલા માણસો સાથે પાછા ફર્યા હતા.

ચબરાક ગણાતા અને પાતાળમાંથી પણ ગુનેગારને શોધી કાઢે એવા ગુપ્તચરો પણ ખોટા રૂપિયા માફક પાછા આવ્યા.

એક ગુપ્તચર માત્ર એટલા જ સમાચાર લાવ્યો હતો કે યુવરાજે માર્ગમાં એક રજપૂત જુવાનને પોતાનો અશ્વ આપી દીધો હતો અને પોતાના શસ્ત્રો પણ ત્યા જ મૂકીને કષાય વસ્ત્રો ધારણ કર્યો હતાં. ત્યાર પછી યુવરાજ કોઇ અખાડાના સાધુઓમાં મળી ગયા હતા.

આ સમાચારથી મંત્રીઓ વધારે મૂંઝવણમાં મૂકાણા. રાજ-સિંહાસન પર કોઇ દેવની કુદૃષ્ટિ દૂર કરવા અર્થે નિષ્ણાતોને એકત્ર કરી, શાંતિપાઠ, ચંડીપાઠ, હોમ બલિદાન, મહાપૂજા વગેરે અનેક કરાવ્યું હતુ...છતાં લોકોનો ભય દૂર થયો નહોતો અને રાજસિંહાસન પર બેસવા કોઇ તૈયાર થતું નહોતું.

મોતને ભેટવા કોણ તૈયાર થાય? માનવીને ગમે તેટલો લાભ મળે, ગમે તેવી સત્તા પ્રાપ્ત થાય કે ગમે તેવું પદ મળે...પણ જો એ મૃત્યુનું વાહક હોય તો કોઈ માનવી એવા સુખનો ઉપભોગ કરવા ઈચ્છે જ નહિ.

મહામંત્રી બુદ્ધિસાગરે મંત્રીમંડળ અને ગણમાન્ય નાગરિકો સમક્ષ આખી પરિસ્થિતિ રજૂ કરી અને કહ્યું: "મોટામાં મોટી મુશ્કેલી એ છે કે આવા મહારાજ્યનો સ્વામી બનવા કોઈ તૈયાર થતું જ નથી. મહારાજ ભર્તૃહરિ કોઇપણ સંયોગોમાં પાછા આવવા તૈયાર નથી...આ વિષયની ચર્ચા પણ કરતા નથી અને પૂર્ણ વૈરાગ્યમાં મસ્ત રહે છે..યુવરાજશ્રી ક્યાં છે, શું કરે છે, કઈ હાલતમાં છે એ કંઈ જાણી શકાતું નથી...માત્ર એટલી જ વિગત મળી છે કે તેઓ કોઈ અખાડામાં દીક્ષિત બની ગયા છે. હવે આ સંયોગોમાં શું કરવું? રાજસિંહાસન આ રીતે સૂનું રહે તે કોઈ પણ દૃષ્ટિએ ઉચિત નથી."

એક નાગરિક આગેવાને પ્રશ્ન કર્યો: "સિંહાસન પર જે દેવની કુદૃષ્ટિ પડી છે તે દેવને તૃપ્ત કરવાનો શું કોઈ ઉપાય નથી?"

"માનવીથી જે કંઈ બની શકે તે આપણે કરી જોયુ છે. પ્રેતવિદ્યાના નિષ્ણાતો પણ એક જ વાત કરી ચૂકયા છે કે આ દેવ કોઇના કાબૂમાં આવી શકશે નહિ."

"પરંતુ આપણા દેશમાં એવા સાધુ મહાત્માઓ ઘણા છે... જેમના આશીર્વાદ માત્રથી રાજગાદી પરની છાયા નષ્ટ થઇ જાય...

આ દિશામાં આપણે પ્રયત્ન કરી લેવો જોઇએ...અને છેલ્લે હાથણી જેના પર કળશ ઢોળે તેને રાજા કરવો જોઇએ." નગરશેઠે કહ્યું.

નગરશેઠનો આ વિચાર સૌના મનને કંઈક ઠીક લાગ્યો અને ત્યાર પછી મંત્રીમંડળે સાધુ, સંતો, મુનિઓ અને મહાત્માઓના આશીર્વાદ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો.

સહુથી પ્રથમ અવંતિનગરીમાં આવેલો એક જૈન તપસ્વી મુનિનો યોગ થઈ ગયો.

મહામંત્રી બુદ્ધિસાગરને ખબર પડયા કે તરત તેઓ નગરશેઠ પાસે ગયા અને કહ્યું: " શેઠજી મેં સાંભળ્યું છે કે તપસ્વી જૈનમુનિશ્રી પોતાના બે શિષ્યો સાથે ગઇ કાલે પધાર્યા છે."

" હા..."

" તો પછી આપ પધારો તો એમનાં દર્શને જઈએ... અને આપે કહ્યું હતુ તેમ એમના આશીર્વાદ મેળવીએ."

" ભલે હુ તૈયાર છું...પરંતુ જૈનમુનિઓ આવી બાબતમાં રસ નહિ લે," નગરશેઠે કહ્યું.

" આપણે એક વાર જઈએ તો ખરા. કદાચ આખી હકીકત સાંભળ્યા પછી તેઓ કરુણાવશ બની જાય."

શેઠ તરત ઉભા થયા અને બને રથમાં બેસીને વિદાય થયા.

મુનિશ્રી જયવર્ધન મહારાજ વયોવૃદ્ધ હતા...અને ભારે તપસ્વી હતા. તેમનુ મોઢુ ભાગ્યે જ મોકળુ રહેતું. તેમને સાથે રહેલા બંને શિષ્યો પણ વિદ્વાન, તેજસ્વી અને અતિ સૌમ્ય હતા.

મહામંત્રી અને નગરશેઠ ઉપરામાગારમાં પહોંચ્યા ત્યારે દિવસનો બીજો પ્રહર પૂરો થયો નહોતો. મુનિશ્રી જયવર્ધન મહારાજને

આજ સાતમો ઉપવાસ હતો ..તેમના બંને શિષ્યો ગોચરી વહોરવા નીકળી ગયા હતા.

નગરશેઠે અને મહામંત્રીએ મુનિશ્રીને વંદન કર્યાં, મુનિશ્રીએ શાંત અને પ્રસન્ન સ્વરે ધર્મલાભ આપ્યા અને નગરશેઠ સામે જોઈને કહ્યું: “કેમ શેઠજી, ધર્મારાધનની પ્રવૃત્તિ ચાલે છે ને?”

“આપની કૃપાથી માર્ગ સ્થિર રહી શક્યો છે.” કહી નગરશેઠ નીચે બેસી ગયા મહામંત્રી પણ નીચે બેસી ગયા.

નગરશેઠે મહામંત્રીનો પરિચય આપીને કહ્યું: “ મહાત્મા, અવંતિના મહામંત્રી એક વાત કહેવા ઇચ્છે છે ”

મુનિશ્રીએ મહામંત્રી સામે જોઈને કહ્યું : “કહો...”

મહામંત્રીએ અવંતિના રાજસિંહાસનની અવદશાની અને આજ સુધી કરેલા પ્રયત્નોની ટૂંકમા વાત કહી. મુનિશ્રી શાંતિથી સાંભળી રહ્યા.

મહામંત્રીએ કહ્યું : “મહાત્મન્, આપ મહા તપસ્વી અને સમર્થ છો. હુ આપની પાસે એ આશાએ આવ્યો છુ કે અવંતિના રાજસિંહાસન પર લાગેલી ક્રૂર દષ્ટિ દૂર થાય અને રાજની ચિંતા ટળે એવો કોઈ ઉપાય બતાવો. આપ જેવા મહાપુરુષોના આશીર્વાદથી દોષનુ અવશ્ય નિવારણ થશે એવી શ્રદ્ધા સાથે હું આપના ચરણમા આવ્યો છુ ”

મુનિશ્રી જયવર્ધન મહારાજ થોડી પળો શાંત ભાવે બેસી રહ્યા. ત્યાર પછી બોલ્યા : “મંત્રીશ્વર, આપે ઘણા સમય સુધી ધૈર્ય રાખીને રાજ્યનુ સંચાલન કર્યું છે ..ઉપદ્રવનુ નિમિત્ત હોય છે અને મર્યાદા પણ હોય છે આ બધુ કર્મના સંયોગનુ પરિણામ છે અમે જૈન સાધુઓ આરંભ સમારંભ કે સંસારજીવનને સ્પર્શતા કાર્યોમા કદી માથુ મારી શકતા નથી કે રસ દાખવી શકતા નથી. અમારા મહાવ્રતોની એ એક મર્યાદા છે.”

"હું એ જાણું છું...નગરશેઠજીએ મને આ વાત કહી હતી... પરંતુ અમે પુરુષાર્થ કરીને થાકી ગયા છીએ. જો આનો કોઈ ઉપાય નહિ મળે તો આ મહારાજ્ય છિન્નભિન્ન થઈ જશે અથવા કોઈ અન્ય રાજા આક્રમણ કરીને જનતાને મુશ્કેલીમાં મૂકી દેશે. આવી કોઈ યાતનાથી રાજ્ય બચી જાય અને લોકો શાંતિથી રહી શકે એટલા ખાતર હું આપશ્રીના ચરણમાં પ્રાર્થના કરું છું."

મુનિશ્રી આછું હસ્યા અને બોલ્યા: "ભાગ્યવાન, ચિંતાનું કોઈ કારણ નથી ..ધર્મારાધનમાં ચિત્તને સ્થિર કરજો ..દરેક દુઃખમાં ધર્મ સિવાય કોઈ સહાયક નથી રાજસિંહાસનનો પ્રશ્ન તો આપમેળે પતી જશે...તમે જે મુશ્કેલી વેઠી રહ્યા છો...તે મુશ્કેલીનો અંત કોઈ અવધૂતના હાથે જ આવશે .."

આ શબ્દો સાંભળીને બુદ્ધિસાગર મુનિશ્રીના ચરણમાં ઢળી પડયો અને બોલ્યો: "મહાત્મન્, એ અવધૂત અમને ક્યાં મળશે?"

મુનિશ્રીએ કંઈ જવાબ ન આપ્યો. માત્ર મીઠું હાસ્ય બિછાવી રહ્યા.

નગરશેઠે પણ પુનઃ વંદન કરીને મહામંત્રીને કહ્યું: "મંત્રીશ્વર, મુનિશ્રી આથી વિશેષ કંઈ નહિ કહી શકે ..હવે આપણે ધર્મારાધન કરવું જોઈએ અને ધૈર્ય રાખવું જોઈએ."

બંને નમન કરીને બહાર નીકળ્યા. રથમાં બેઠા પછી નગરશેઠે કહ્યું: "મહારાજશ્રીએ ઘણી સ્પષ્ટતા કરી દીધી. કોઈ અવધૂત બાવાજીના યોગથી રાજસિંહાસન પરની છાયા દૂર થશે."

"તો પછી આપણે..."

"મહાપુરુષના વચન પર શ્રદ્ધા રાખીને થોડા દિવસો સુધી રાહ જોઈએ." નગરશેઠે કહ્યું

બીજા દસ દિવસ પસાર થઈ ગયા...

અને નગરીમાં એક નવજવાન, તેજસ્વી અને જેના વ્યક્તિત્વ

સમક્ષ ભલભલાનાં મસ્તક ઝૂકી પડે એવો અવધૂત દાખલ થયો... અને ક્ષિપ્રાના તટ પર આવેલા મહાકાલના મંદિરની ધર્મશાળામાં તેણે આસન બિછાવ્યું.

રાજના માણસો કોઇ મુનિ, કોઈ અવધૂત, કોઈ મહાત્મા નગરીમાં આવે ત્યારે તરત મહામંત્રીને સમાચાર આપી જતા.

આ તેજસ્વી અવધૂતના આગમનના સમાચાર પણ મહામંત્રીને આપવામાં આવ્યા.

છેલ્લા દસ દિવસમાં સંન્યાસીઓ અને મહાત્માઓ તો બેચાર આવેલા પરંતુ આ અવધૂતના આગમનના સમાચાર પહેલી વાર મળ્યા.

મહામંત્રી તરત નગરશેઠને ત્યાં ગયા અને નગરશેઠને લઈ મહાકાલ મહાદેવની ધર્મશાળામાં આવ્યા.

અવધૂત વેશધારી વિક્રમાદિત્ય ધર્મશાળાના ચોગાનમાં આવેલા એક વૃક્ષ ફરતા ઓટા પર મૃગચર્મ બિછાવીને બેઠો હતો. એની દાઢી ભારે પ્રભાવશાળી લાગતી હતી...માથાના વાળ પણ સારી રીતે વધી ગયા હતા એની આંખો વજ્ર જેવી તેજસ્વી હતી...એનું ભવ્ય કપાળ ભભૂતિથી આવૃત થયેલુ હોવા છતાં તેજસ્વી લાગતું હતું...વિશાળ બાહુ, પ્રચંડ છાતી, સશક્ત અને સપ્રમાણ શરીર...કોઇ પણ જોનાર આ નવજવાન અવધૂતને માથુ નમાવ્યા વગર રહેતો નહોતો.

જેમ તારાના સ્વલ્પ પ્રકાશમાં ચંદ્ર છુપાઇ શકતો નથી, તેમ વિક્રમાદિત્ય તરી આવતો હતો.

મહામંત્રી અને નગરશેઠ સીધા આ ભવ્ય સુંદર જણાતા અવધૂત પાસે ગયા.

વિક્રમાદિત્ય બંનેને ઓળખી ગયો. પરંતુ બંને પોતાના યુવરાજને ઓળખી શક્યા નહિ. બંને નમસ્કાર કરીને ઊભા રહ્યા.

વિક્રમાદિત્યે એક હાથ ઊંચો કરીને આશીર્વાદ આપ્યા.

નગરશેઠે કહ્યું: "મહાત્મન્, આપ જો એકાંતમાં પધારો તો અમે આપને એક વાત કહેવા માગીએ છીએ."

"બચ્ચાં...ગગનકી છાંવમેં એકાંતહી એકાંત હૈ...જો કુછ કહેના હો વહ યહાંહી કહદો."

નગરશેઠે કહ્યું: "મહારાજ, હું આ નગરનો નગરશેઠ છું... અને આ અહીંના મહામંત્રી છે!"

"આપ કોઇ ભી હો...બડે મંત્રી હો યા છોટે મંત્રી હો... હમ તો મસ્તરામ હૈ ..કહના હો સો કહદો...વરના ચલતે બનો..." વિક્રમાદિત્યે કહ્યું.

નગરશેઠને થયુ, સાધુ નવજવાન છે પણ ભારે તેજ લાગે છે. વધારે તાણ કરવા જતાં કદાચ કમાન છટકી જશે.

મહામંત્રીએ કહ્યું: "મહાત્મન્, અહીં વાત કહેવામાં મને કોઈ વાંધો નથી...પરંતુ વાત નિરાંતે કરવા જેવી છે..જો આપ કૃપા કરો તો અમારુ કલ્યાણ થઈ જશે."

"અચ્છા બચ્ચા...તેરી રહી...મગર હમ નગરીમેં નહિ આયંગે ...એકાંત મે ચલના હો તો ચલ નદી કે કિનારે..."

નગરશેઠ અને મહામંત્રી આનંદમાં આવી ગયા.

મહામંત્રી અને નગરશેઠ પધારેલા હોવાથી કેટલાક માણસો ટોળે વળી ગયા હતા.

ત્રણેય જણ નદી તરફ વિદાય થયા.

## ૫ : : અવધૂત મહારાજ ?

ક્ષિપ્રાનો તટ!

એક તો નદી ભવ્ય અને સભર હતી. અગર ઉપર એ નદી એક વિશાળ નદીને મળતી હતી અને એ રીતે એનો સંપર્ક સાગર સુધી થયો હતો. આથી મધ્યમાં આવેલું અવંતિ પણ નાનાં નાનાં વહાણો દ્વારા દેશપરદેશનો વેપાર ખેડી શકતું હતુ.

આમ ક્ષિપ્રા માત્ર તીર્થ રૂપ નહોતી, અવંતિના વાણિજ્યની માતા સમાન પણ હતી.

અવધૂત વેષધારી વિક્રમાદિત્ય નગરશેઠ અને મહામંત્રી બુદ્ધિસાગર સાથે ક્ષિપ્રાના એક કિનારે એક વૃક્ષ નીચે મૃગચર્મ બિછાવીને બેસી ગયો.

મહામંત્રી અને નગરશેઠ પણ એમની સામે ધૂળ પર બેસી ગયા.

આ વખતે ક્ષિપ્રાના જળપ્રવાહ પર બે માલ ભરેલાં વહાણો મુખ્ય ઘાટ તરફ જઇ રહ્યાં હતાં..જે ઘાટ થોડે દૂર હતો...અને એક રંગીન બજરો પણ ધીરે ધીરે જતો હતો...એ બજરામાંથી સંગીતના સુરો છવાઈ રહ્યા હતા.

વિક્રમાદિત્યે કહ્યું: "જો કુછ કહના હો સો કહીએ"

મહામંત્રીએ માલવદેશના રાજસિંહાસન પર કોઇ દુષ્ટ દેવની છાયા પડ્યાની વિગતથી વાત કહી.

આખી વાત શાંતિથી સાંભળ્યા પછી વિક્રમાદિત્યના મનમાં થયું. અરેરે જે નારી પ્રત્યે મહારાજને આટલો પ્રેમ હતો તે નારી અંતે આવી નિકળી? અને એના જ કારણે મને દેશવટો મળ્યો?

અવધૂતને વિચારમાં પડેલો જોઈ નગરશેઠે પ્રશ્ન કર્યો: "મહાત્મન્! આ પરિસ્થિતિના નિવારણનો કોઈ ઉપાય બતાવો."

"મહારાજા ભર્તૃહરિકો આપ ક્યો નહિ બુલાલેતે હૈ?"

"અમે ઘણો પ્રયત્ન કર્યો...પરંતુ તેઓ સર્વત્યાગના પંથે જ રહેવા માગે છે..."

"અચ્છા...! તો મૈ ક્યા કર શકતા હુ?"

"આપ તો સમર્થ છો...ધારો તે કરી શકો છો...આપ કૃપા કરીને અમારા રાજ્યનો ઉદ્ધાર કરો..."

વિક્રમાદિત્ય વિચારમાં પડી ગયો.

નગરશેઠ અને મહામંત્રીના હૃદયમાં કંઇક આશા પ્રગટી.

થોડી પળો પછી વિક્રમાદિત્યે કહ્યું: "ગુરુકી કૃપાસે સબ ઠીક હો જાયગા...માલવદેશકા રાજસિંહાસન પર મુઝે બૈઠના પડેગા... જબ આપકા યુવરાજ આયગા તબ મૈં ચલા જાઉંગા."

મહામંત્રી અને નગરશેઠ અતિ પ્રસન્ન થયા·અને મહામંત્રીએ અવધૂતના બંને પગ પકડી લઈ ને કહ્યું: "મહાત્મન્, આપે અમારા પર ઘણી કૃપા કરી છે...હવે આપ અમારી સાથે રાજભવનમાં પધારો..."

"નહિ... મહામંત્રીજી... મૈં સરાય મેં હી રહુંગા...આપ સબ મિલકર પ્રથમ નિશ્ચય કરલેં...ઔર સર્વાનુમતિસે મુઝે લેનેકે લીયે આ જાય, મેરી શરત એકહી હૈ...આપકા યુવરાજ આ જાયગેં મેં ગદી છોડકર ચલા જાઉંગા." વિક્રમાદિત્યે કહ્યું.

મહામંત્રીએ કહ્યું: "મહાત્મન્, એ બાબતની આપ ચિંતા ન કરો...અમે બધા સહમત જ છીએ."

"ફીરભી આપકો પ્રયત્ન કરના ચાહીએ...સર્વાંમતિ હોનેસે મૈં ભી ખુશ રહુંગા..."

એમ જ થયું.

ત્રણેય ઊભા થયા. વિક્રમાદિત્ય ધર્મશાળામાં ગયો અને બંને રાજપુરુષો રથમાં બેસીને વિદાય થયા.

મહામંત્રીએ અને નગરશેઠે એ જ રાતે ભાયાતો, સેનાનાયકો, મંત્રીઓ, ગણમાન્ય નાગરિકો, કુટુંબીજનો વગેરેને બોલાવ્યા અને મહામંત્રીએ સઘળી વાત કરી.

એક ભયાતે કહ્યું: "મહામંત્રીજી, જોગીને રાજગાદીએ બેસાડવામાં કોઈને વાંધો નથી પણ આ શાપિત સિંહાસન પર બિચારો જોગટો ચડી જાશે."

નગરશેઠે કહ્યું: "આપણે જોગી આગળ કોઈ વાત છુપાવી નથી. એની પાસે કંઈક શક્તિ હશે એટલે જ તૈયાર થયો હશે ને?"

મહામંત્રીએ પણ કહ્યું: "આમ તો જોગી દેખાવમાં તેજસ્વી લાગે છે ..વળી નવજવાન છે અને તપાસી મહારાજે પણ આવો જ ઉપાય બતાવ્યો હતો."

બધા સમ્મત થઈ ગયા.

એ જ રાતે જોગી મહારાજને રાજભવનમાં લાવવામાં આવ્યા. અવધૂત ભવનમાં દાખલ ન થતાં ઉપવનના એક ચોતરા પર જ

આસન જમાવીને બેઠો. બધાએ બહુ આગ્રહ કર્યો ત્યારે તેણે માત્ર એટલું જ જણાવ્યુ, 'રાજગાદી પર સ્થાન લીધા પછી હું ભવનમાં દાખલ થઇશ '

રાજપુરોહિતે મૂરત જોયું. બે દિવસ પછી શુભ દિવસ આવવાનો હતો...એટલે તેણે તે મૂરત મંત્રીઓને આપ્યું. મંત્રીઓને બે દિવસમાં બધી તૈયારી કરવાની હતી...નગરીમાં પણ એક અવધૂત આપણો રાજા થશે એ સમાચારથી આશ્ચર્ય સાથે આનંદનું મોજું ફરી વળ્યું હતું...

અવધૂત રાજાને વધાવવા અર્થે લોકોએ પોતાના ભવન શણગારવા માંડયાં...વેપારીઓએ પોતાના હાટને વિવિધ પ્રકારનાં તોરણો વગેરેથી શોભાયમાન બનાવવા શરૂ કર્યાં.

અવંતિની મુખ્ય બજારોમાં ઠેર ઠેર વિવિધ કલાકૃતિવાળા મંડપો, તોરણદ્વારો અને રોશનીના દીવાઓ સાચવી શકે એવી કમાનો રચવા માંડી.

એક જ રાત બાકી રહી. બીજે દિવસે સવારે વિધિપૂર્વક અવધૂતનો રાજ્યાભિષેક થવાનો હતો અને અવધૂતના મનમાં અનેક વિચારો આવતા હતા. જે દુષ્ટ દેવની રાજસિંહાસન પર છાયા છે અને રાજસિંહાસન પર બેસે તેને મારી નાખે છે તે દુષ્ટ દેવ સાથે મારે લડવુ કેવી રીતે ? મેં પણ કશો વિચાર કર્યાં વગર બળિયા સાથે બાથ ભીડવાનું સાહસ કરી નાખ્યુ છે. આવતી કાલની રાત કદાચ મારા જીવનની છેલ્લી રાત બને...આવું મેં શા માટે કર્યું ? પણ હવે તો બીજો કોઈ ઉપાય નથી. ગમે તેમ તોય હું ક્ષત્રિય છુ..મેં વચન આપી દીધું છે મારું ગમે તે થાય પણ હવે મનમાં નબળો વિચાર લાવવો ને શોભાસ્પદ નથી. મંત્રીઓએ તો મને અવધૂત ધારીને સિંહાસનની ઉપાધિમાંથી મુક્તિ મેળવવા મને

પસંદ કર્યો છે...એ બધા એમ માને છે કે મારામાં કોઈ મંત્ર શક્તિ હશે...અથવા સાધના હશે...અથવા દુષ્ટ દેવો કે ભૂતપ્રેતોને વશ કરવાની લબ્ધિ હશે! બિચારા મંત્રીઓ! આ કરતાં મારો પરિચય આપી દીધો હોત તો? હવે શું થાય? હાલ તો મને કોઇ ઓળખી શક્યું નથી...મારો પ્રિય સેવક રાજભવનમાં રહેતો હોય એમ દેખાતું નથી, નહિ તો તે મને અવશ્ય પિછાની શક્યો હોત.. હવે બીજી કોઈ ઉપાધિ કે ચિંતા કર્યાં વગર આ સાહસને મોતની છેલ્લી પળ સુધી ન મૂકવું એ જ મારુ કર્તવ્ય છે. સાહસ હોય ત્યાં અવશ્ય સિદ્ધિ આવે છે? આવા વિચારમાં ને વિચારમાં વિક્રમાદિત્ય મોઢી રાતે ચોતરા પર સૂઈ ગયો.

અને વહેલી સવારથી તો રાજ્યાભિષેકની તૈયારી શરૂ થઈ. મહામંત્રીએ દાઢી, જટા વગેરે કાઢી નાખવા માટે ઘણી પ્રાર્થના કરેલી પરંતુ અવધૂતે માત્ર રાજવેશ ધારણ કરવા પૂરતી જ સમ્મતિ આપી હતી.

યોગ્ય સમયે ઘણા જ ઉત્સાહ સહિત હજારો માણસોની મેદનીના જયનાદ વચ્ચે અવધૂતનો રાજ્યાભિષેક થઈ ગયો. રાજ્યાભિષેક થયા પછી નવા રાજાને જનતા નિહાળી શકે એટલા ખાતર શોભાયાત્રા યોજવામાં આવી હતી.

અવધૂતે દાઢી-જટા એમ ને એમ રાખ્યાં હતાં.. રાજવેશમાં માથે મુગટ, ભગવા રંગનુ ઉત્તરીય અને એવા જ રંગની ધોતી ધારણ કર્યાં હતાં...કેટલાક મૂલ્યવાન અલંકારો પહેર્યાં હતા. આમ અવધૂત ભરપૂર વસ્ત્રમાં હોવા છતાં જોનારને ભારે આકર્ષક અને પ્રભાવિક લાગતો હતો.

રાજસિંહાસન પર સ્થાન લીધા પછી તેણે મહામંત્રી બુદ્ધિસાગરને નજીક બોલાવી ત્રણ આજ્ઞાઓ જાહેર કરવાની વાત કરી.

મહામંત્રીએ ઉત્સાહપૂર્વક નીચેની ત્રણ રાજાજ્ઞા ત્યાં ને ત્યાં જાહેર કરી :

૧ તમામ ગુનેગારોને મુક્ત કરવામાં આવે છે.

૨ સાત દિવસ પર્યંત ગમે તે યાચક આવે તેને દાન આપવાનું સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યંત ચાલુ રાખવામાં આવશે.

૩ સાત દિવસ પર્યંત નગરીમાંથી જે કોઈ રાજના રસોડે આવશે તેને ઉત્તમ ભોજન આપવામાં આવશે.

રાજસભાએ જયનાદ પોકાર્યો, અવધૂતને પોતાનું કોઈ નામ ન હોવાનું જણાવેલું હોવાથી નવા રાજા તરીકે અવધૂત મહારાજ જાહેર કરવામા આવ્યા હતા અને જયાનાદ પણ અવધૂત મહારાજનો ગુંજતો હતો.

શોભાયાત્રાના રથમાં બેસતી વખતે અવધૂતે મહાપ્રતિહારને એવી આજ્ઞા કરી કે આજ સાંજે રાજભવનમાં મારા શયનખંડના દ્વાર પાસે વિવિધ ફળો, મિષ્ટાન્ન, અડદના બાકળા વગેરે સામગ્રીઓનાં થાળો ભરીને ગોઠવવા અને સમગ્ર રાજભવન ફરતો મજબૂત પહેરો રાખવો. કોઈ પણ દુષ્ટ દેવ પ્રવેશી ન શકે એવી વ્યવસ્થા કરવી.

આ આજ્ઞા મહાપ્રતિહારે મસ્તકે ચઢાવી અને શોભાયાત્રાનો પ્રારંભ થયો.

અવંતિના નાગરિકોને આશ્ચર્ય થતુ હતુ...અને આનંદ પણ થતો હતો. લોકો એ પણ વિસરી ગયા હતા કે આજ રાતે દુષ્ટ દેવનો કોપ થશે અને આ બિચારો નવજવાન જોગી સવારે તો મોતના જડબામાં મુકાઈ ચૂક્યો હશે !

ઉત્સાહના કારણે લોકો વિપત્તિ વિસરી જતા હોય છે...જેમ કોઈ ધનલોભી રાજા જનતાને ચૂસવા માટે અસહ્ય કરભાર લાદે અને જનતા હાયકારા નાખતી હોય ત્યારે ધનલોભી રાજા એકાદ વર્ષ

માટે ભસતાં કૂતરાઓને જેમ ટુકડો નાખીને શાંત કરવામાં આવે તેમ કરભારણ જરાક હળવું કરીને હાયકારાને ઉત્સવમાં ફેરવી નાખે છે. લોકો કરભારણ કેટલુ છે એ નથી વિચારતા પણ રાહત...સામાન્ય ટુકડો જોઇને નાચી ઊઠે છે ..રાજસિંહાસન પર આજ સુધી કોઈ સલામત રહી શક્યું નહોતું...પણ આ અવધૂત હોવાથી એનામાં ચમત્કારિક શક્તિ હશે એવા અનુમાનને વશ થઈ લોકો નાચી ઊઠયા હતા.

રાજભવનના જુદા જુદા પ્રાસાદોમાં રાજા માટેનો જે પ્રાસાદ હતો તે મહિનાઓથી સાવ નિર્જન બની ગયો હતો. દાસદાસીઓ પણ તેમાં રહેતાં ગભરાતાં હતાં...પરંતુ આજ કોઇ શક્તિવંત અને ચમત્કારિક અવધૂત આવશે અને દુષ્ટ દેવને હાંકી કાઢશે એવી આશા સહિત સઘળા દાસો અને પરિચારિકાઓ પ્રસાદને શણગારવાના કામમાં ગૂંથાઇ ગયાં હતાં.

શોભાયાત્રા જેમ જેમ નગરીમાં આગળ વધતી હતી તેમ તેમ જનતા નવા રાજાને ઉમળકાભેર વધાવતી હતી.

રથમાં બેઠેલા વિક્રમાદિત્યને આ વખતે મોટાભાઈ યાદ આવી રહ્યા હતા. આવા કવિહૃદયના ભાઈનો ભેટો હવે ક્યારે થશે? અરેરે...આવી ચતુર, રૂપવતી અને શ્રેષ્ટ ભાભીના મનમાં આવું વિષ ક્યાંથી ભરાયું હશે? શુ સંસારમાં સ્ત્રીઓ વિશ્વાસને યોગ્ય રહી જ નથી? ના...ના...ના...જો સ્ત્રી જાતિ વિશ્વાસને યોગ્ય ન હોય તો ઉત્તમ માનવ રત્નો એની કૂખે કદી પાકત નહિ... કર્મ સંયોગને આધીન બનીને માનવી ઘણીવાર દુષ્ટ કર્મ કરી બેસે છે...ઘણીવાર અજ્ઞાન દશાના કારણે પણ આવું કર્મ કરી વાળે છે! ખરેખર માનવી ગમે તેવો મહાન હોય પણ કર્મફળ આગળ તો સાવ બિચારો જ છે!

શોભાયાત્રામાં વિવિધ પ્રકારનાં વાદ્યો ગરજી રહ્યાં હતાં અને અવધૂત મહારાજના રથ પર સેંકડો પુષ્પમાળાઓ આવી રહી હતી...

કોઈ પુરનારી તો આવા સુંદર અને નવજવાન અવધૂતને જોઈને મોઢામાં આંગળા નાખી જતી હતી...તેના મનમાં તો એમ જ થતું.. આવા ઊગતા જુવાને સંસારત્યાગ શા માટે કર્યો હશે? શા માટે આવા સુંદર પુરુષને એના માતાપિતાએ જતો કર્યો હશે?

લોકવધાઈ ઝીલતી શોભાયાત્રા મધ્ય બજારમાં આવી ત્યારે વિક્રમાદિત્ય પણ આશ્ચર્ય મુગ્ધ બની ગયો. જનતા આજ જાણે ઘેલી: બની ગઈ હોય એમ લાગતું હતુ...વેપારીઓએ પોતાના મૂલ્યવાન અલંકારોનાં તોરણો કરીને ઝુલાવ્યાં હતાં.

વિક્રમાદિત્યના મનમાં થયુ, રાજા માટે નિરાશ થયેલી જનતાના પ્રાણમાં આશાનો દીવડો કેવો પ્રગટી ઊઠયો છે? પ્રજાની આ આશા જો સફળ બને તો આવતી કાલે સવારે જ મારે છદ્મવેશનો ત્યાગ કરવો અને પ્રજાની આશામાં ઉમેરો કરવો.

શોભાયાત્રા જ્યારે રત્નાવટમાં દાખલ થઈ ત્યારે તો નવા રાજાને પુરનારીઓએ સાચા મોતી વડે વધાવવા માંડચા...

પ્રજાનો આ ભાવ જોઈને વિક્રમાદિત્યના મનમાં થયું, ઓહ આવી પ્રેમાળ અને ઉમદા પ્રજાને કદી દુઃખ ન પડે એ રીતે જ મારે રાજ કરવુ જોઈએ. જો હુ સત્તાના નશામા અંધ બની જઈશ તો આ મોતીઓની વધાઇ મારા જીવનમાં આગના અંગારા બની જશે અને મારુ કદી કલ્યાણ નહિ થાય જે રાજપુરુષો જનતાના હૃદયની ભાવનાઓનો વિચાર નથી કરતા તે રાજપુરુષો ગમે તેવા મહાન હોવા છતાં પિશાચ કરતાંયે બદતર હોય છે!

શોભાયાત્રા જ્યારે રાજભવન પાસે પહોંચી ત્યારે અપરાન્હકાળ થઈ ગયો હતો.

રાજભવનનાં સઘળાં દાસદાસીઓએ અવધૂત મહારાજાનો સત્કાર કર્યો.

નવા રાજા આજ સવારથી કંઈપણ ભોજન લઈ શક્યા નહોતા એટલે મંત્રીઓએ નવા રાજાને વિનયભર્યા સ્વરે પ્રાર્થના કરી અને પ્રાસાદમાં જવાની વિનંતિ કરી.

પ્રાસાદમા ગયા પછી અવધૂતે સ્નાન કર્યું અને ભોજન કર્યું. ત્યાર પછી તેના મનમાં રાજભવનમાં આવેલા શ્રીજિનપ્રાસાદમાં દર્શનાર્થે જવાની ઈચ્છા થઈ...અને તેણે મહાપ્રતિહારને કહ્યું પણ ખરું.

મહાપ્રતિહાર અને આઠ દસ દાસીઓ સાથે વિક્રમાદિત્ય રાજભવનના શ્રીજિનપ્રાસાદ તરફ ગયો.

## ૬ : : મિત્ર બનાવ્યો !

અવધૂત મહારાજ દર્શન કરીને રાજભવનમાં આવ્યા ત્યારે ઘણા મુલાકાતીઓ આવી ગયા હતા ..અને થોડી વાર પછી રાજભવનના ચોગાનમાં તૈયાર કરેલા મંડપમાં ગીત-નૃત્યનો જલસો થવાનો હતો.

અવંતિમાં રાજનર્તકીની પ્રથા રાખવામાં નહોતી આવી એટલે અવંતિની ઉત્તમ નર્તકીઓ અને ગાયિકાઓને બોલાવવામાં આવી હતી.

જલસો પૂરો થયા પછી મહામંત્રીએ અવધૂત મહારાજના નામે સંગીતકારોને ઇનામ વહેંચ્યાં અને જ્યારે અવધૂત મહારાજ રાજપ્રસાદના શયનગૃહ તરફ મહાપ્રતિહાર સાથે ગયા ત્યારે રાત્રિનો બીજો પ્રહર પૂરો થઈ ગયો હતો.

અવધૂત વેશધારી વિક્રમાદિત્યે શયનગૃહમાં પ્રવેશ કર્યો...તેણે જોયું તો ઉત્તમ ખાદ્ય સામગ્રીના થાળ ભરીને રાખ્યા હતા...વિવિધ

ફળો પણ ગોઠવીને રાખ્યાં હતાં. અડદના બાકળાના દસ થાળ પડયા હતા. કેસરિયા દૂધના બે ઘડા રાખવામાં આવ્યા હતા.

રાજપ્રાસાદ ફરતો ચોકીપહેરો પણ ખૂબ જ સખત રાખવામાં આવ્યો હતો. સો એક જેટલા સશસ્ત્ર સૈનિકો ખુલ્લી તરવાર સાથે ફરી રહ્યા હતા. એ સિવાય બીજા સો જેટલા સૈનિકોને પ્રાસાદના ઉપવનમાં ગોઠવી દેવામાં આવ્યા હતા.

વિક્રમાદિત્યે વિશાળ શયનખંડનાં તમામ વાતાયનો બંધ કર્યાં. ...મૂખ્ય દ્વાર પણ બંધ કર્યું...ત્યાર પછી તેણે હંસની આકૃતિ સમા શોભતા રત્નજડિત પલંગ તરફ નજર કરી...આ એ જ પલંગ...જેના પર વડિલ બંધુ પોઢતા હતા...જે પલંગ જોનારને એક નૌકા સમો લાગતો હતો...જેનાં રત્નો અંધકારમાં પણ પ્રકાશ વેરતાં હતાં...

અવધૂત વેશધારી વિક્રમાદિત્યે માથાપરનો મુગટ, બીજા અંલકારો વગેરે કાઢીને એક ત્રિપદિ પર પડેલા થાળમા મૂકયા...ત્યાર પછી કમ્મરે બાંધવામાં આવેલું રાજકુલના શૌર્યના પ્રતિક સમું ખડગ કાઢીને પલંગ પર મૂક્યું.

વિક્રમાદિત્યના મનમાં પ્રથમ તો એ વિચાર આવ્યો કે તમામ દીપમાલિકાઓ ઠારી નાખવી...અને અંધકારમાં જાગતા પડયા રહેવું. પરંતુ વળતી જ પળે તે વિચાર દૂર થઈ ગયો...ભરપૂર પ્રકાશમાં કયો દુષ્ટ દેવ આવે છે તે જોઈ શકાશે. આજ એનું ક્ષાત્રતેજ ઝળહળી ઉઠયું હતુ...તેણે મનમાં સંકલ્પ કર્યો...ગમે તે દેવ આવે કે રાક્ષસ આવે! મોતથી મોટી સજા કરવાની એનામાં કોઈ તાકાત નથી...હાથમાં મસ્તક રાખીને પણ એ દુષ્ટ સાથે સંગ્રામ ખેલી લેવો! ક્ષત્રિયને યુદ્ધમાં વિજય મળે તો આ લોકોનું સુખ પ્રાપ્ત થાય છે અને મોત મળે તો પરલોકનું સુખ પ્રાપ્ત થાય છે!

આમ વિચારી તે પલંગ પર આડે પડખે થયો...તેણે ખડ્ગને મ્યાન મુક્ત કરીને બાજુમાં જ રાખ્યું.

બે એક ઘટિકા વીતી ગઈ.

બહાર પ્રહરીઓના પડકાર થતા હતા...વિક્રમાદિત્યે મનથી નિશ્ચય કર્યો હતો કે આજ સૂઈ ન જવું.

અને એકાએક ભયંકર હાકોટા શરૂ થયા. બહાર ચોકીપહેરો ભરતા સૈનિકો ધ્રૂજી ઊઠયા. જ્યારે જ્યારે નવો રાજા ગાદીએ બેસતો અને રાતે શય્યા પર જતો ત્યારે ત્યારે આવા હાકોટા થતા...એ હાકોટા કોણ કરે છે ? ક્યાંથી થાય છે ? વગેરે કોઈ જોઈ કલ્પી શકતું નહોતુ...અને સવારે તો નવો રાજા મૃત્યુ પામેલો મળી આવતો.

અત્યારે એકાએક હાકોટા થતા સાંભળી રાજભવનમાં પ્રગટેલું આશાનુ ગીત જાણે એકાએક નષ્ટ બની ગયુ. પ્રહરીઓ ફાટી આંખે ચારે તરફ જોવા માંડયા...કોઈ દેખાતું નહોતુ.

વિક્રમ શય્યા પર આરામથી સાવધ બનીને આડે પડખે પડયો હતો. તેના કાન પર પણ અટ્ટહાસ્ય ને હાકોટા અથડાઈ ચૂકયા હતા. તેનો જમણો હાથ ખડ્ગની મૂઠ પર ચોંટી રહ્યો હતો.

શયનગૃહનાં તમામ વાતાયનો બંધ હતાં...મુખ્ય દ્વાર પણ બંધ હતું... માત્ર જાળી વાળા ઝરૂખાનું દ્વાર ખુલ્લું રાખ્યુ હતું...હવા આવે એટલા માટે.

ખંડમાં પડેલી ખાદ્ય સામગ્રીઓની સાથે એક થાળમાં ખસ, ગુલાબ અને માલતીનાં અત્તરનાં ત્રણ કચોળાં ભરેલાં પડયાં હતાં. એની સૌરભ સમગ્ર ખંડને માદક બનાવી રહી હતી...પરંતુ રાજભવનને કંપાવતુ અટ્ટહાસ્ય આ માદકતાને પણ ખળભળાવી રહ્યું હતું.

વિક્રમ શય્યા પર આડે પડખે પડયો હતો અને સાવધ બનીને ચારે તરફ જોઈ રહ્યો હતો...એકાએક કડાક કરતું એક વાતાયન ખૂલી

ગયું. વિક્રમે ત્રાંસી નજરે એ તરફ જોયું. કોઈ દેખાતું નહોતું...વિક્રમ સમજી ગયો કે આવનાર અદૃશ્ય રૂપે આવ્યો લાગે છે...અને તરત તેના કાન પર અટ્ટહાસ્ય સંભળાયું. આખો ખંડ ભયાનક અટ્ટહાસ્યથી જાણે ખળભળી ઊઠયો.

વિક્રમ શય્યામાંથી બેઠો થઈ ગયો અને બોલ્યો : "આવ દોસ્ત, હું તારું સ્વાગત કરુ છુ...પરંતુ તું આમ કાયર માફક અદૃશ્ય કેમ રહ્યો છે?"

વળતી જ પળે એક વિરાટ આકૃતિ ખંડમાં દેખાવા માંડી ...એ દેવ બોલી ઊઠયો : 'અલ્યા, હુ કાયર છું? હું તો મહાન શક્તિમાન અગ્નિવૈતાલ છું...મારી શક્તિ આગળ દેવતાઓ પણ ધ્રૂજતા હોય છે."

"આવ પ્રિય, અગ્નિવૈતાલ..."

"અલ્યા, તારી વાણી ભારે મધુર છે ..પણ હું મધુર વાણીમાં સપડાઉ એવો નથી. હુ આવ્યો છુ તારું મોત બનીને.."

"મોતનો મને જરાય ભય નથી."

અગ્નિવૈતાલ ખડખડાટ હસી પડયો અને બોલ્યો : "તું પાગલ તો નથી બની ગયો ને? સંસારમાં માનવી માત્રને મોતનો ભય હોય છે...તેં ભગવાં લૂગડાં પહેર્યાં છે એટલે હુ તારા પર રહેમ લાવીશ .. એમ માનીશ નહિ...હવે તૈયાર થઈ જા..." કહી અગ્નિવૈતાલે પોતાનુ ખડ્ગ કાઢયું.

"મિત્ર, મારા શબ્દો પર વિશ્વાસ રાખજે...તારા જેવા મહાપુરુષના હાથે મરવું એ ગૌરવનો વિષય છે...પરતુ પ્રથમ તું આ તરફ નજર કર...તારા માટે જ આ બધી સામગ્રી રાખી છે ...જરા તૃપ્ત થા...પછી આપણે બન્ને લડી લઈશું..."

"મને જાળમાં ફસાવવા માગે છે? શું તું એમ માને છે કે

આ બધી મધુર વાનીઓ જોઈને હું મારા વિચારોમાંથી પાછો વળીશ ?"

"નહિ મિત્ર, તને લલચાવવા ઈચ્છતો જ નથી. ભલે હું આજના દિવસ પૂરતો રાજા બન્યો ...પરંતુ મારો રાજધર્મ તો એ જ છે કે અતિથિ શત્રુ હોય તો પણ એનું સ્વાગત કરવું. હું માત્ર તારું સ્વાગત કરુ છુ. પ્રથમ તું તૃપ્ત થા...પછી તું મને મારી નાખજે."

"તું પણ પાગલ ગુરુનો ચેલો લાગે છે ! અલ્યા ચક્કર, મોતનુ તે સ્વાગત હોય ?"

મોત સામે આવ્યું હોય પછી રડતાં રડતાં ભેટવા કરતાં હસીને ભેટવું શુ ખોટું ? હવે તું વિલબ ન કર."

વિક્રમના શબ્દોથી અગ્નિવૈતાલ ભારે પ્રભાવિત બની ગયો.

અગ્નિવૈતાલે બધી ખાદ્ય સામગ્રી ઘણા જ ઉમંગ સાથે ઉદરસ્થ કરવા માંડી.

બધી સામગ્રી ઘણી જ ઉત્તમ હતી...ખાતાં ધરાઈએ નહિ એટલી સ્વાદિષ્ટ હતી. અગ્નિવૈતાલ જાણે દુષ્કાળમાંથી આવ્યો હોય તે રીતે ખાઈ રહ્યો હતો...મિષ્ટાન્ન, ફળ ફળાદિક, દૂધ વગેરે ખાઈને તે અતિ તૃપ્ત થઈ ગયો.

વિક્રમાદિત્ય સાવધ રહીને તેની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરતો ઊભો હતો.

ભોજનથી તૃપ્ત થઈને તે ઊભો થયો એટલે વિક્રમાદિત્યે કહ્યું: "મિત્ર, તૃપ્તિ તો થઈ ને ?"

"હા દોસ્ત...તું ભારે ચાલાક લાગે છે..."

"હવે આ અત્તરનો ઉપયોગ કરો...ઘણાં ઉત્તમ છે."

અગ્નિવૈતાલે અત્તરનાં કચોળાં પોતાના મસ્તક પર અને દેહ

પર રેઢીને પ્રસન્નતા અનુંભવી. એના મનને ભારે સંતોષ થઇ ગયો હતો.

વિક્રમાદિત્યે કહ્યું: "હવે હું તૈયાર છું."

"હવે હું તને શું કરૂં? તે મને ખૂબ જ તૃપ્ત કર્યો છે અને મને મિત્ર માનીને મારું સ્વાગત કર્યું છે...હું તારા પર અતિ પ્રસન્ન થયો છુ.. તારુ નામ તો મને કહે..."

"વિક્રમાદિત્ય..."

"ઓહ્! ત્યારે તો આ રાજગાદીનો સાચો હક્કદાર તું જ છે, હું રાજગાદી પરથી ખસી જાઉં છું...હવે તું જ પ્રસન્ન મન વડે રાજગાદી ભોગવ...પણ તારે મારુ એક કાર્ય કરવું પડશે."

"કહો.." વિક્રમના ચિત્તને નિરાત થઇ.

"હું રોજ મધરાતે તારી પાસે આવીશ...તારે મને આ રીતે ઉત્તમ વાનીઓ આપીને તૃપ્ત કરવો."

"વાહ! આપે તો મારા મનની જ વાત કહી...મને પણ આપના આગમનથી ઘણો જ આનંદ થશે."

"ત્યારે હું રજા લઉં?"

"હા...આવતી કાલે મધરાતે હું આપની રાહ જોઇશ."

'તારી નિદ્રામાં ભગ થાય એ બરાબર નથી...તુ તારે નિરાતે સૂઇ રહેજે હું તૃપ્ત થઈને ચાલ્યો જઈશ."

વિક્રમાદિત્ય ખડખડાટ હસી પડયો અને હસતાં હસતાં બોલ્યો: "મિત્ર તારુ આગમન જ એટલુ રોમાંચક હોય છે કે ગર્ભવતીઓના ગર્ભ સ્ખલિત થઇ જાય..મારી નિદ્રાનું શું ગજું?"

"હું શાંતિથી આવીશ અને તૃપ્ત થઇને ચાલ્યો જઇશ."

"પછી તારી સાથે વાતો કરવાનો મને લાભ કેવી રીતે મળે? તું મારી નિદ્રાની ચિંતા ન કરીશ." વિક્રમાદિત્યે કહ્યું.

ત્યાર પછી અગ્નિવૈતાલ વિક્રમ સાથે હાથ મિલાવીને અદ્રશ્ય થઈને ચાલ્યો ગયો.

વિક્રમે છુટકારાનો એક દમ લીધો...અને પોતે મનમા મહામંત્રનું સ્મરણ કરીને શય્યામાં પડયો.

થોડી જ પળોમાં તે ઘસઘસાટ સુઈ ગયો.

રાજભવનના તમામ રક્ષકો ફફડી રહ્યા હતા સહુના મનમાં હતું કે સવારે અવધૂત મહારાજની શબયાત્રા જ નિકળશે. આ દુષ્ટ દેવ કોઈને છોડે એવો નથી ..!

સવાર થઈ ગયુ.

ઉપવનના પખીઓનાં પ્રાતઃગીત શરૂ થઈ ગયાં. વસતઋતુના અંતિમ દિવસો હોવાથી દક્ષિણનો વાયુ કઈક મદ પડી ગયો હતો... અને વળવો ઉત્તાપ શરૂ થયો હતો.

સૂર્યોદય થતાં જ અવધૂત મહારાજની સભાળ લેવા રાજના મંત્રીઓ પૈકીના આઠ મત્રીઓ આવી પહોંચ્યા. મહામંત્રી બુદ્ધિસાગર અને નગરશેઠ પણ આવી ગયા.

ભવનના મુખ્ય રક્ષકે કહ્યું: "ગઈ રાતે દુષ્ટ દેવ આવ્યો હતો."

"પછી શું થયુ?"

"શયનખડનાં દ્વાર તો બંધ છે..."

"હજી મહારાજ જાગૃત નથી થયા?" નગરશેઠે પ્રશ્ન કર્યો.

"ના..."

બધા મત્રીઓનાં મન શંકિત બન્યાં. સહુ ઊચા શ્વાસ સાથે અવધૂત મહારાજના શયનગૃહનાં મુખ્ય દ્વાર સામે ઊભા રહી ગયા. નગરશેઠે દ્વારની સાંકળ ખખડાવી.

થોડી જ પળોમાં અદરથી વિક્રમાદિત્ય બોલ્યો: "કોણ?"

"મહારાજનો જય થાઓ!" મહામત્રી ઉલ્લાસપૂર્વક બોલી ઊઠયો સહુનાં ચિત્ત પ્રસન્ન થઈ ગયાં.

અવધૂત મહારાજાએ શય્યામાંથી નીચે ઉતરીને દ્વાર ખોલ્યું.

નગરશેઠે નમસ્કાર કરીને પહેલો પ્રશ્ન કર્યો: "કૃપાવતાર, રાતે કંઈ બન્યું હતું?"

"ઘણુ બન્યુ હતું...આપ સહુ આરામથી બેસો...હું જરા પ્રાતકાર્ય આટોપીને સઘળી વાત કહું છું." અવધૂત મહારાજે કહ્યું.

મહાપ્રતિહાર આવી ગયો હતો. તે સહુને નીચેના બેઠક ખંડમાં લઈ ગયો. અવધૂત મહારાજે પ્રાતઃકાર્ય કરતાં પહેલાં એક નાઇને બોલાવવાની આજ્ઞા કરી.

રાજનો ખાસ વાણુદ ભવન ફરતી આવેલી ઓરડીઓમાં જ રહેતો હતો.

શૌચાદિ કર્મથી નિવૃત્ત થઈને વિક્રમાદિત્ય સ્નાનાગારમા ગયો ...સાથે વાણુદને પણ લેતો ગયો.

અવધૂત મહારાજની આજ્ઞા મુજબ વાણુદે દાઢી કાઢી નાખી ...માથાના વાળ પણ સરખા કર્યા અને ચહેરો પ્રગટ થતાં સૌથી પ્રથમ વાણુદ ચમક્યો.. વિક્રમે કહ્યું: "માધુ, મને ઓળખી ગયો ને?"

"અન્નદાતા, આપ પોતે જ અવધૂત બન્યા હતા? વાહ ભગવાનની લીલા તો અપાર છે..."

"હવે તેલ મર્દન કરીને મને બરાબર સ્નાન કરાવ...પછી મારી સાથે જ બહાર નીકળજે."

એમ જ થયું.

સ્નાનાદિથી નિવૃત્ત થઈ રાજવેષ ધારણ કરી વિક્રમાદિત્ય બહાર આવ્યો.

પોતાના પ્રિય યુવરાજને જોતાં જ મહાપ્રતિહાર બોલી ઊઠયો: "આપ?"

"આશ્ચર્ય છે કે તમે કોઈ મને ઓળખી જ ન શકયા...હવે મને મંત્રીઓ પાસે લઈ જા..."

મહાપ્રતિહાર તો હર્ષના આવેશથી ગળગળો થઈ ગયો.

અને જ્યારે વિક્રમાદિત્ય નીચેના બેઠક ખંડમાં આવ્યો ત્યારે બધા મંત્રીઓ અવાક્ બની ગયા. મહામંત્રીએ કહ્યું: "યુવરાજશ્રી આપ?"

"વર્ષો સુધી સાથે રહેવા છતાં આપનામાંથી કોઈ મને ઓળખી જ ન શક્યા!"

"શું આપ પોતે જ અવધૂત બન્યા હતા?" નગરશેઠે પ્રશ્ન કર્યો.

"હા શેઠજી...ભાગ્ય મને અહીં ખેંચી લાવ્યું...હવે હું આપને ગઈ રાતની વાત કહું." કહી વિક્રમાદિત્ય આસન પર બેસી ગયો.

પરંતુ અવધૂત મહારાજ પોતે જ આપણા પ્રિય વિક્રમાદિત્ય છે એ વાત રાજભવનમાં માધુ અને અન્ય સેવકો દ્વારા તરત પ્રચારિત થઈ ગઈ.

ભવનનાં સઘળાં દાસદાસીઓ આનંદ વ્યક્ત કરવા આવવા માંડ્યાં.

રાજભવનનાં રાજપરિવારમાં પણ આ વાત પહોંચી ગઈ અને આનંદનું મોજું વ્યાપ્ત બની ગયું.

વિક્રમાદિત્યે ગઈ રાતે બનેલી ઘટના સહુને કહી સંભળાવી, અગ્નિવૈતાલ મિત્ર બન્યો છે તે પણ જણાવ્યું.

બધા મંત્રીઓ ખૂબ જ આનંદિત બનીને નગરીમાં હર્ષોત્સવની જાહેરાત કરવા એક પછી એક આજ્ઞાઓ છોડવા માંડ્યા.

## ૭ : : પહેલો વિજય !

અવંતિનગરીના હર્ષનો કોઈ છેડો નહોતો. ઉત્સવનાં વધામણાં દસ દિવસ પર્યંત ચાલ્યાં. નગરીના શ્રેષ્ઠિજનોને ત્યાં વિક્રમાદિત્યને જવું પડતુ, જનતાના ઉલ્લાસને વધાવવો પડતો અને તેના મનમાં થતું...જે રાજાને આવી પ્રેમાળ પ્રજા હોય તે રાજાને કોઈ દુઃખ ન હોય ..આવી પ્રજાના રાજાએ પ્રજાના સેવક બની જવું જોઈએ.

વિક્રમાદિત્યે મનમાં પ્રજાની સેવાનો અને પ્રજાના કલ્યાણનો જ સંકલ્પ કરી લીધો.

સમગ્ર રાજ્યમાં ઉત્સવ થઈ રહ્યો હતો. રાજ્યના અનેક ગામોમાંથી મહારાજના દર્શનાર્થે જનતાનાં ટોળે ટોળાં આવતાં અને પોતાના પ્રિય રાજવીને વધાવી જતાં.

લોકોને મળવામાં રોજ મધરાત થઈ જતી અને મધરાત વખતે બલિ લેવા અગ્નિવૈતાલ પણ આવી ચડતો.

અગ્નિવૈતાલ તરફથી કોઈ પ્રકારની બીજી મુસ્કેલી થતી નહોતી. તે આવતો અને મિષ્ટાન્ન વગેરે ખાઈને ચાલ્યો જતો.

પરંતુ વિક્રમાદિત્યના મનમાં આ રીતે રોજ અઢળક ભોગ દેવો એ ખટકતું હતુ. તેના મનમાં થતું, જો આ રીતે હમેશ

ભોગ આપવો પડે તો ભંડાર પણ ખૂટી જાય અને પ્રજાકલ્યાણનું કોઈ કામ કરવા જતાં, સંકોચ થાય.

પંદર દિવસ વીતી ગયા. સોળમી મધરાતે અગ્નિવૈતાલે બલિથી તૃપ્ત થઈ વિક્રમની વિદાય માગી ત્યારે વિક્રમે કહ્યું: "મિત્ર, આજ તો મનમાં થાય છે કે તારી સાથે થોડી વાતો કરુ...

"ખુશીથી દોસ્ત.." કહી અગ્નિવૈતાલ જેનું રૂપ વિકરાળ હતું તે વિક્રમાદિત્યના પલંગ પર બેસી ગયો.

વિક્રમાદિત્યે અગ્નિવૈતાલ સામે જોઈને કહ્યું: "મિત્ર, તને જોયા પછી એક સવાલ મારા મનમાં ઘોળાયા જ કરે છે...રોજ પૂછવાનો વિચાર કરું અને પૂછી શકુ નહિ."

"મને એમ જ થાય છે કે તારી શક્તિ કેટલી હશે? તારો પ્રભાવ કેવો હશે? તું શું ગમે તે કાર્ય કરી શકે ખરો?"

અગ્નિવૈતાલ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો: "વિક્રમ, મારી શક્તિનું કોઈ માપ નથી. ગમે તેવું દુષ્કર ગણાતું કાર્ય હું આંખના પલકારામાં કરી શકુ છું...ગમે તે સ્થળે જઈ શકું છુ... મનુષ્યો તો મારે મન જંતુ સમાન છે..હુ ધારું તો થોડી જ પળોમાં ગમે તેવા બળવાન પુરુષને પણ મારી મુઠ્ઠીમા પકડીને ચોળી શકુ છું..મારો પ્રભાવ તો તારી કલ્પનામાં પણ ન આવે એટલો ભવ્ય છે...હું ગમે તેતું રૂપ ધારણ કરી શકુ છું..માત્ર મારા અટ્ટહાસ્યથી જ આખી નગરીને કંપાવી શકુ છુ...અને...

વચ્ચે જ વિક્રમાદિત્યે કહ્યું. "ઓહ! ત્યારે તો તુ સર્વશક્તિ-માન છે...મિત્ર, તારા જેવો મિત્ર પામીને હું ખરેખર મહાન ભાગ્યશાળી બની ગયો છુ...પણ એક ચિંતા મારા હૃદયને ભારે પીડી રહી છે..."

અગ્નિવૈતાલે હસીને કહ્યું: "શુ કોઈ સુંદરી જોઇ છે? એની કલ્પના તને પીડી રહી છે? એવુ હોય તો મને કહેજે આંખના પલકારામાં તારી પાસે હાજર કરીશ"

"નહિ મિત્ર, એવી કોઈ કલ્પના મનમાં જાગી જ નથી."

"ત્યારે કઇ વાતની પીડા થાય છે?"

મિત્ર, પીડા તો એટલી જ છે કે મારુ આયુષ્ય કેટલું હશે? એ સમજી શકાતું નથી. જો જીવનાર માનવીને પોતાના મૃત્યુની કોઈ કલ્પના ન હોય તો એના જીવતરની કોઇ મજા નથી. વારવાર મનમાં સશય જાગ્યા કરે...ને કોઇ જ્યોતિષીને બતાવવાનુ મન થયા કરે...જો તુ તારી શક્તિથી મારા આયુષ્યની મર્યાદા મને જણાવી શકે તો મારી એક માનસિક ચિંતા દૂર થાય."

"એમાં કઈ મોટી વાત છે? તને હમણાં જ કહુ." આ પ્રમાણે કહી અગ્નિવૈતાલ થોડી પળો પર્યંત ધ્યાન મગ્ન બની ગયો... ત્યાર પછી બોલ્યો: "મિત્ર, તારું આયુષ્ય તો ઘણુ મજાનુ છે... પૂરાં સો વર્ષનું."

"જો મિત્ર, મને સારું લગાડવા ન કહીશ."

"નહિ વિક્રમ, હું સત્ય કહું છુ. સંસારની કોઈ શક્તિ તું સો વર્ષનો થઈશ તે પહેલાં તારો નાશ કરી શકશે નહિ."

"તે તો ભારે કરી...મારુ આ ભવિષ્ય કહીને મને વધારે ચિતામાં મૂકી દીધો."

"કેમ?"

"તને ખબર નથી? શૂન્ય ઘર, શૂન્ય વન, પ્રતિમા વગરનું શૂન્ય મદિર...સૈન્ય વિહોણો રાજા વગેરે કદી શોભતાં નથી... કારણ શૂન્ય એ અમંગળનુ સ્વરૂપ છે...મારા આયુષ્યમાં એક નહિ પણ બે શૂન્ય આવી ગયાં."

"દોસ્ત, હજી તું ઊગતો જુવાન છે...જિંદગી ઘણી લાંબી છે...આમાં ગભરાવાનું શુ ?"

"અમંગળ શૂન્યથી મન ભારે ઉદાસ બની ગયુ છે...પણ તું તો સમર્થ છે...ધાર્યું કરી શકે તેવો છે...મારા માટે એટલું જ કર કે...કાં મારુ આયુષ્ય નવ્વાણું વર્ષનું બનાવ અથવા એકસો અગિયાર વર્ષનું કર...એટલે શૂન્ય રૂપી અમંગળ દૂર થાય."

"રાજન્, આયુષ્યની જે મર્યાદા નક્કી થઈ હોય છે...તેમાં વધઘટ કરવાની સત્તા ખુદ ઈંદ્રના હાથમાં પણ નથી."

"અરે, તારા જેવા મહાન અને શક્તિશાળી મિત્ર શું મારું આટલું કાર્ય ન કરી શકે?"

"હું લાચાર છુ રાજન્, તે તો સાંભળ્યું હશે કે ભગવાન મહાવીર પરમાત્મા જ્યારે મોક્ષે જવાનો ઉપક્રમ કરી રહ્યા હતા ત્યારે ઇન્દ્રે આવીને એક ક્ષણ પૂરતા આયુની વૃદ્ધિ કરવાની પ્રાર્થના કરી હતી...પરંતુ ભગવાને કહ્યું હતુ : અસંભવ...અસંભવ.."

"મિત્ર, ત્યારે બીજો કોઈ ઉપાય નથી? નવ્વાણુમા વર્ષે હું આત્મહત્યા કરુ તો?"

"તો પણ તું બચી જવાનો.."

"કોઈ યુદ્ધમાં સામી છાતીએ આગળ કૂદી પડું તો?"

"તો પણ તને કંઈ નહિ થાય. જેટલા શ્વાસ તારા આયુષ્ય મર્યાદા માટે નિર્ણિત થઈ ચૂક્યા છે એમાં કોઈથી પરિવર્તન થઈ. શકે નહિ."

"જેવાં ભાગ્ય." કહી વિક્રમે નિઃશ્વાસ નાખવાનો અભિનય કર્યો.

અગ્નિવૈતાલે તરત વિક્રમના ખભા પર હાથ મૂકીને ખડખડાટ હસતાં કહ્યું: "અરે દોસ્ત, આ તો ઉત્તમ આયુષ્ય કહેવાય...આવા શૂન્યના ચક્કરમાં ક્યાં ચઢી ગયો?"

ત્યાર પછી થોડી જ વારે વિદાય લઇને અગ્નિવૈતાલ અદ્રશ્ય થઈ ગયો.

મનમાં પ્રસન્નતા અનુભવતો વિક્રમાદિત્ય તરત શય્યામાં પડ્યો અને થોડી જ પળોમાં ઘસઘસાટ સૂઈ ગયો.

વધુ ત્રણ દિવસ પસાર થઈ ગયા. વિક્રમનો અંગત સેવક રામદાસ જે પોતાના ગામડે ચાલ્યો ગયો હતો તે આવી ગયો. અને પોતાના સ્વામીની સેવામાં જોડાઈ ગયો. રામદાસના આગમનથી વિક્રમાદિત્યને ઘણોજ આનંદ થયો. તેના અંગત કામની ચિંતા દૂર થઈ ગઈ.

ચોથા દિવસે વિક્રમાદિત્યે પોતાના શયનખંડમાં વૈતાલ માટે મૂકાતો ભોગ ન મૂકવાની આજ્ઞા કરી. આ આજ્ઞા સાંભળીને મહામંત્રી બુદ્ધિસાગરે કહ્યું : "મહારાજ, એ રાક્ષસ પુનઃ કોપાયમાન થશે."

"એવો ભય રાખીને આ રીતે હમેશ ભોગ આપ્યા કરવો તે યોગ્ય નથી. હુ તેના રોષને પહોંચી વળીશ."

"કૃપાનાથ, અગ્નિવૈતાલ ઘણો જ દુષ્ટ છે. કદાચ આપની જિંદગીને પણ જોખમ કરી બેસે."

"મારી જિંદગી ખાતર જનતાના નાણાનો આ રીતે ઉપયોગ થવા દેવો એ હીણપતભર્યું ગણાય...અને ક્ષત્રિયનો પુત્ર જો જોખમનો સામનો ન કરે તો એને રાજ કરવાનો કોઈ અધિકાર નથી."

વિક્રમાદિત્યની આવી મક્કમતા જોઇ બુદ્ધિસાગર અવાક બની ગયો.

રાજસભાનું કાર્ય પતાવીને વિક્રમાદિત્ય રાજભવનમાં આવ્યો ...હજી પણ મુલાકાતીઓનાં ટોળે ટોળાં આવતાં હતાં.

રાતના બીજા પ્રહરના મધ્ય ભાગમાં મુલાકાતીઓ અને મિત્રોને મળીને વિક્રમાદિત્ય પોતાના શયનગૃહમાં ગયો. રામદાસ રાહ જોતો જ બેઠો હતો તે એકદમ ઊભો થઇ ગયો અને મસ્તક નમાવીને એક તરફ ઊભો રહી ગયો.

વિક્રમાદિત્યે કહ્યું: "રામુ, આજ રાતે તું મારા ખંડમાં સામેના ઝરૂખા પાસે જ સૂઈ રહેજે.'

"જેવી આજ્ઞા...શું આજ રાક્ષસ નથી આવવાનો?"

"આવશે તો ખરો..."

"તો પછી..."

"આજ એની સાથે કાયમી સમાધાન કરી નાખવું છે...આ રીતે ભોગ આપવો તે કોઈપણ દૃષ્ટિએ ઉચિત નથી." વિક્રમે કહ્યું.

"મહારાજ, તો તો એ રાક્ષસ ભારે રોષમાં આવશે અને આપને..."

"રામુ, મને એ કંઈ નહિ કરી શકે."

"નહિ કૃપાનાથ, એ કરતાં આપ...'

"શું?"

"આપ અન્ય ખંડમાં સૂઈ રહો. આપનો પોષાક પહેરીને હું અહીં સુઈ રહીશ."

વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું:

"રામુ, તું શું કરી શકીશ?"

"રોષે ભરાયેલો રાક્ષસ આપના બદલે મારો ભોગ લઈને ચાલ્યો જશે."

"રામુ, અગ્નિવૈતાલ ઘણો જ ચતુર છે અને એ રીતે કંઈ પ્રશ્નનો ઉકેલ ન આવે. તું જોયા કરજે...હવે મેં કહ્યું તેમ કર." વિક્રમે કહ્યું.

વિક્રમાદિત્ય પોતાની તલવાર શય્યામાં રાખી, વસ્ત્રો બદલાવીને સૂઈ ગયો.

રામદાસ પણ ઝરૂખા પાસેના ખૂણામાં એક ગાદી નાખીને આડે પડખે થયો.

મધરાત થઈ.

બંનેમાંથી કોઈને ઊંઘ આવતી નહોતી. બંને અગ્નિવૈતાલના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા.

અને ખુલ્લા વાતાયનમાંથી અદૃશ્ય રૂપે અગ્નિવૈતાલખંડમાં દાખલ થયો.

ખંડમાં આજ કોઈ જાતની સામગ્રી પડેલી ન જોતાં અગ્નિવૈતાલ રોષે ભરાયો અને તરત એક ભયંકર હાસ્ય સાથે પ્રગટ થયો.

રામદાસ તો અગ્નિવૈતાલનો વિકરાળ ચહેરો જોઈને જ ભયથી કંપવા માંડ્યો. એના મનમાં થયું, આજ મહારાજને આ દુષ્ટ ભરખી જશે...મહારાજે ભારે દુરાગ્રહ સેવ્યો છે.

વિક્રમ તો નિદ્રાનો અભિનય કરતો શય્યામાં પડ્યો હતો.

અગ્નિવૈતાલે ગંભીર અને રોષભર્યા સ્વરે કહ્યું: "વિક્રમ, આજ આમ કેમ છે?"

વિક્રમે સૂતાં સૂતાં જ કહ્યું: "શું છે દોસ્ત?"

"મારા માટે ભોગની સામગ્રી કેમ નથી રાખી?"

"જનતાના ધનનો આ રીતે હું ક્યાં સુધી ઉપયોગ કરી શકું?"

"જનતાનું ધન! દુષ્ટ મારી મૈત્રીનો આવો દ્રોહ?...તેં મને ભોગ આપવાનું કહ્યું હતુ એ યાદ છે?"

"હા..." કહીને વિક્રમ શય્યામાંથી બેઠો થયો અને બોલ્યો: પણ કાયમ નહિ."

"ત્યારે તો આજ તે તારા મોતને નિમંત્રણ આપી દીધું છે."

"મોત મારુ થશે કે તારું થશે એ કોણ જાણે છે? હું ક્ષત્રિય છું...મોતનો મને ભય નથી. ક્ષત્રિઓ તો ઇન્દ્ર સાથે લડયા છે...તું કોણ? ઉઠાવ તારી તલવાર..."

જવાબમાં અગ્નિવૈતાલે જોરથી મસ્તક ધુણાવ્યું અને એક

બેધારી તલવાર તેના હાથમાં આવી પડી. તે ગર્જના કરીને બોલ્યો. "આજ તારો અંતિમ દિવસ છે...માનવીના માથે મોત નાચતુ હોય ત્યારે તેની મતિ સ્થિર નથી રહેતી."

"મને પણ એમજ લાગે છે...તારા માથે મોત નાચી રહ્યું છે એટલે તુ મારા હેતુને સમજી શકતો નથી." કહી વિક્રમ પણ તલવાર લઈને તૈયાર થઈ ગયો.

રામદાસ તો ધ્રૂજતો પડયો હતો...તેનાં નયનો વિસ્ફારિત બની ગયાં હતા...વીસ વર્ષના મહારાજ આ પહાડ જેવા રાક્ષસને કેવી રીતે પહોચી શકશે?

અને બંનેનુ તલવાર યુદ્ધ શરૂ થઈ ગયુ.

વિક્રમાદિત્ય જેમ ધનુર્વિદ્યામા કુશળ હતો તેમ તલવારબાજીમાં પણ કુશળ હતો. તેણે ચપળતાથી અગ્નિવૈતાલને મંડલાકારે ઘુમાવવા માંડયો ..અને થોડી જ પળોમાં તેણે એક એવો ફટકો લગાવ્યો કે અગ્નિવૈતાલની પ્રચંડ તલવાર એક તરફ ઊડી પડી.

એક પળ માટે અગ્નિવૈતાલ અવાક્ બની ગયો.

વિક્રમાદિત્યે પણ પોતાની તલવાર ફેંકી દેતાં કહ્યું: "મરદાનગી બતાવવાનો તને મોકો આપુ છુ...દ્વંદ્વયુદ્ધમાં આવી જા!"

રાક્ષસને તો જોઈતું હતુ ને વૈદે બતાવ્યા જેવુ થયું.

બંને મલ્લયુદ્ધના પેતરા લેવા માંડયા...

વિરાટકાય રાક્ષસ સામે વિક્રમાદિત્ય વામન લાગતો. પણ તેને ખાતરી હતી કે સો વરસની આયુષ્યમર્યાદામાં કોઈ ખંડન કરવા સમર્થ નથી.

લગભગ અર્ધ ઘટિકાના દ્વંદ્વયુદ્ધ પછી વિક્રમાદિત્યે પોતાનુ મસ્તક પ્રચંડ વેગ સાથે અગ્નિવૈતાલના યકૃત ઉપર માર્યું...અને અગ્નિવૈતાલ એક ચીસ સાથે ચત્તોપાટ પડી ગયો..પળનોયે

વિલંબ કર્યા વગર વિક્રમાદિત્ય એની છાતી પર ચડી બેઠો...અને બને હાથ ગળા પર દબાવતાં બોલ્યો : "મૂરખ, તું જ કહેતો હતો કે મારી આવરદા કોઈ ટૂંકાવી શકે એમ નથી...શું એટલી વારમાં આ સત્ય ભૂલી ગયો :

અગ્નિવૈતાલે કહ્યું : "દોસ્ત, મને ક્ષમા કર...એ વાતનું ક્રોધના કારણે મને સ્મરણ પણ ન રહ્યું.. હવે હું તારો મિત્ર નહિ પણ દાસ બનુ છું...હુ તારી શક્તિ અને હિંમત જોઈને અતિ પ્રસન્ન થયો છુ...તારે જે જોઈએ તે માગી લે."

વિક્રમાદિત્ય તરત ઊભો થઈ ગયો અને હસતાં હસતા બોલ્યો: "મિત્ર, તું મારો દાસ નહિ મિત્ર જ છે.. તને ભોગ આપવાનુ બંધન મારા માટે કપરું હતુ..."

અગ્નિવૈતાલ બેઠો થયો...અને બોલ્યો : "તું મને વચનથી બાધી લે..."

"હુ તને જ્યારે જ્યારે યાદ કરુ ત્યારે ત્યારે તારે તરત હાજર થવું અને હું જે કામ ચીંધું તે કરી આપવું."

અગ્નિવૈતાલે વિક્રમને બાથમાં લઈને કહ્યું : "વિક્રમ, હુ મારી શક્તિના શપથથી તારા વચને બંધાઉં છુ."

વિક્રમાદિત્યે તરત રામદાસ સામે જોઈને કહ્યું : "રામુ, મારા મિત્રને નમઃસ્કાર કર...અને બાજુના ખંડમાં વસંતમોદકનાં બે થાળ પડયા છે તે લઈ આવ."

રામુ અગ્નિવૈતાલને નમન કરીને ખંડનુ દ્વાર ઉઘાડી બહાર નીકળ્યો.

શયનખંડની બહાર પ્રહરીઓ, મહાપ્રતિહાર વગેરે ભેગા થઈ ગયા હતા.

ચૈત્ર પૂરો થવા આવ્યો. મુલાકાતીઓથી નિવૃત્તિ મળી. રાજસભાનું કાર્ય દરેક રીતે વ્યવસ્થિત થઇ ગયુ.

... અને એક દિવસે મહામંત્રીએ રાજભવનના મંત્રણાગૃહમાં મહારાજ વિક્રમાદિત્યને મળીને પ્રાર્થનાભર્યા સ્વરે કહ્યું : "કૃપાનાથ, હવે આપે ઉત્તમ કુળની કન્યા સાથે લગ્ન કરવાની સમ્મતિ આપવી જોઇએ."

"મહામંત્રી, હું જાણુ છું...પરંતુ થોડા સમય ધૈર્ય રાખવું પડશે...હું એક વાર મારા વડીલ બંધુને મળવા જવા ઇચ્છું છું."

"મહાત્મા ભર્તૃહરિ ગંગા તટના વનપ્રદેશ તરફ ગયા હતા... ત્યાર પછી કંઈ તરફ ગયા છે એ સમાચાર પ્રાપ્ત થઈ શક્યા નથી. વળી તેઓ વૈરાગ્યમાં એટલા રંગાઈ ગયા છે કે ગ્રામ, નગર કે માનવ વસ્તીમાં જતા જ નથી."

"છતાં ગમે તે ઉપાયે મારે એમને મળવું છે..."

"બરાબર છે...પરંતુ આપ લગ્ન કરીને આશીર્વાદ લેવા જાઓ તે વધારે યોગ્ય ગણાશે."

"નહિ મહામંત્રી, મારો વિચાર મોટા ભાઈને અહીં પાછા લાવવાનો છે..."

વચ્ચે જ મહામંત્રીએ કહ્યું : "એ અશક્ય છે...અમે એમને સમજાવવામાં જરાયે કચાશ નથી રાખી. તેઓ કોઈ પણ સંયોગોમાં હવે સંસારમાં પાછા ફરવા ઈચ્છતા જ નથી."

"મહામંત્રી, આપ સમજાવો અને હું સમજાવું એમાં ઘણો ફેર છે. મહારાજના આવા ત્યાગ પાછળ માત્ર મહાદેવી કારણરૂપ નથી...હું પણ કારણરૂપ છું."

"આપ?"

"હા...મહારાજનો મારા પર અપૂર્વ પ્રેમ હતો...અને તેમના હાથે અજાણતાં અન્યાય થઈ ગયો. આ વાતની એમને ખબર પડયા પછી એમના હૃદયમાં કેટલુ દર્દ થયું હશે, એ કેવળ હું જ કલ્પી શકું છું. મારા ખાતર જ તેઓએ આવું કઠોર પ્રાયશ્ચિત્ત કર્યું હોય એમ મને લાગે છે"

"પરતુ આપ એમને શોધશો ક્યાં?"

"મારો મિત્ર એમને સંસારના ગમે તે ભાગમાંથી શોધી કાઢવા સમર્થ છે." વિક્રમાદિત્યે કહ્યું.

અને ચારેક દિવસ પછી વહેલી સવારે વિક્રમાદિત્યે અગ્નિ-વૈતાલને યાદ કર્યો.

અગ્નિવૈતાલ તરત આવી પહોંચ્યો અને પ્રસન્ન સ્વરે બોલ્યો: "કેમ મહારાજ.. શી આજ્ઞા છે?"

"મિત્ર, એક વાત તારે ન ભૂલવી જોઇએ કે તું મારો દાસ નથી પણ મિત્ર છે..."

"ઓહ!" કહીને અગ્નિવૈતાલ વિક્રમાદિત્યને ભેટી પડયો.

"હું તૈયાર જ છું."

"તેઓ અત્યારે કઇ તરફ છે?"

અગ્નિવૈતાલે થોડી પળો આંખો બંધ કરી...ત્યાર પછી તે બોલ્યો: "પ્રિય વિક્રમ તારા વડીલબંધુ ચિત્રકુટના ગાઢ વનપ્રદેશમાં છે."

"તો આપણે ત્યાં જઈએ."

"અત્યારે જ?"

"હા..."

"ત્યારે આપ આંખો બંધ કરીને મારો હાથ પકડી રાખો." વૈતાલે કહ્યું.

વિક્રમે આંખો બંધ કરી અને વૈતાલનો એક હાથ પકડી રાખ્યો. વળતી જ પળે વૈતાલ બોલ્યો: "આપણે આવી ગયા...આંખો ખોલો."

"બસ એટલી જ વાર?" આશ્ચર્ય અનુભવતા વિક્રમે આંખો ખોલી. તેના આશ્ચર્યનો પાર ન રહ્યો...નહોતુ રાજભવન...નહોતી અવંતી નગરી...નહોતો પોતાનો શયનખંડ...હતું એક ભયંકર વન... અને નાના નાના પર્વતો...!

વૈતાલે કહ્યું: "આ વનપ્રદેશ ઘણો જ ભયંકર છે...ચિત્રકૂટના પાર્વત્ય પ્રદેશમાં સિંહ વાઘ, વરાહ વિગેરે હિંસક પ્રાણીઓ સારી સંખ્યામાં વસે છે.."

"મહાત્મા ભર્તૃહરિ ક્યાં છે?"

"સામેની ગુફામાં..."

"ઓહ્! આવી ભયંકર ગુફામાં..."

"આપ અંદર જાઓ...હું પણ અદ્રશ્ય રહીને આપની સાથે જ છુ." કહી વૈતાલ અદ્રશ્ય થઇ ગયો.

વિક્રમાદિત્ય વૈતાલે દેખાડેલી ગુફા તરફ અગ્રસર થયો.

ગુફાના દ્વાર પાસે જતાં જ એક ભયંકર અજગર દેખાયો...

વિક્રમાદિત્યે તરત તલવાર મ્યાન મુક્ત કરી...અદ્રશ્ય વૈતાલ બોલી ઊઠ્યો : "નહિ મિત્ર...એ અજગર નથી..."

"ત્યારે ?"

"એક હઠયોગી છે...છેલ્લાં ત્રણ વર્ષથી અજગરનું રૂપ ધારણ કરીને માત્ર વાયુ ભક્ષણ કરે છે...મહાત્મા ભર્તૃહરિ આ હઠયોગીની ગુફામાં જ બિરાજે છે."

વિક્રમે તલવાર મ્યાનમાં મૂકી અને બે હાથ વડે અજગરને વંદન કરી ગુફામાં જવા માટે મસ્તક નમાવ્યું.

ગુફામાં અંધકાર હતો...એક સ્થળેથી પ્રકાશથી સરવાણી આવી રહી હતી...દેખાવમાં ગુફા નાની લાગતી હતી પરંતુ અંદર ગયા પછી વિક્રમના આશ્ચર્યનો પાર ન રહ્યો...લગભગ સોથી વધુ માણસો રહી શકે એટલી વિશાળ જગ્યા હતી...એક ખૂણામા પ્રાકૃતિક ઝરણું વહેતું હતું...એક શિલા પર મહારાજ ભર્તૃહરિ કેવળ એક લંગોટી પહેરીને ધ્યાનમગ્ન બની બેઠા હતા...

વડીલ બંધુને આ દશામાં જોતાં જ વિક્રમનું ધૈર્ય પીગળી ગયું. વિક્રમે કરુણ સ્વરે..." ભાઈ...વડીલ બંધુ...મારા માર્ગદર્શક..." કહેતો તે એકદમ તેમની પાસે ગયો અને મહારાજ ભર્તૃહરિના ચરણ કમળ પર બને હાથ મૂકી બોલી ઊઠ્યો : "મોટાભાઈ આપે...આપે આ શું કર્યું ? મને આધારહીન બનાવતાં આપના હૃદયને જરાયે આંચકો ન લાગ્યો ?"

મહાત્મા ભર્તૃહરિ ધ્યાનમાંથી જાગૃત થયા. વિક્રમનો સ્વર તેમની સમાધિને ડોલાવી ગયો. તેમણે પ્રસન્ન હૃદયે-નયને વિક્રમ સામું જોયું...વિક્રમનાં નયનો સજળ બની ગયાં હતાં.

મહાત્મા ભર્તૃહરિએ લઘુબંધુના મસ્તક પર હાથ મૂકીને કહ્યું : "વિક્રમ, હું સઘળુ ભૂલી ગયો હતો. માત્ર તને નહોતો ભૂલી શક્યો ! આજ દેવ કૃપાથી હું સાવ નિશ્ચિંત બની ગયો..."

" મોટાભાઈ..."

" વિક્રમ, આશ્ચર્ય પામવાનું કોઈ કારણ નથી. આ સંસાર જેમ આશ્ચર્યોથી ભરેલો છે તેમ માનવીનું જીવન પણ આશ્ચર્યોથી ભરેલુ છે."

વિક્રમ કશુ બોલી શક્યો નહિ. તેના હૈયામાં રુદનનો વેગ આવ્યો હતો...તેમનાં નયનો આંસુ દ્વારા મોતી બિછાવી રહ્યાં હતાં.

મહાત્મા ભર્તૃહરિએ તેના મસ્તક પર હાથ ફેરવીને કહ્યું: " વિક્રમ, નારીનાં રૂપ-યૌવનથી અંધ બનેલો હું ખરેખર કોઈ પુણ્યોદયના પ્રભાવે સમયસર જાગી ગયો...જો હું ન જાગ્યો હોત તો..."

" મોટાભાઈ, આવા નાનાં કારણ ખાતર આપે રાજગાદીનો ત્યાગ શા માટે કર્યો ? શા માટે મને અનાથ બનાવી મૂક્યો ?" ગળગળા સ્વરે વિક્રમે કહ્યું.

ભર્તૃહરિએ વિક્રમાદિત્યની પીઠ પર હાથ ફેરવ્યો અને પ્રસન્ન સ્વરે કહ્યુ : " વિક્રમ, માનવીના હાથે પાપ થઈ જાય અને એ પાપની માનવીને ખબર પડે..પછી જો તે પ્રાયશ્ચિત્ત ન કરે તો એ પાપ ઉત્તરોત્તર અનેક પાપોનો સંચય કરવા માડે મારા હાથે પણ એક ભયંકર પાપ થઈ ગયુ હતુ...અને એ પાપના લીધે જ મેં એથીયે ભયંકર પાપ આચર્યું હતુ... તને દેશવટો આપ્યો હતો...જો હું મોહાંધ ન બન્યો હોત તો મારા માટે કોઇ પ્રશ્ન ઊભો થાત જ નહિ ...ભાઇ, જે બન્યુ છે તે યોગ્ય જ બન્યું છે. માલવની પ્રજાના કલ્યાણ ખાતર હવે તારે જ કાર્ય કરવાનુ છે."

" મોટાભાઈ..."

" હા સત્ય કહું છું."

" નહિ...આપ મારી સાથે જ અવંતિ પધારો અને માલવની જનતાના સ્વામી બની આપણી કલ્યાણભાવના મૂર્ત બનાવો."

"પાગલ નહિ તો..." કહીને મહાત્મા ભર્તૃહરિ હસી પડ્યા અને હસતાં હસતાં બોલ્યા : " વિક્રમ, જે દિવસે ત્યાગ કરેલી વસ્તુ ગ્રહણ કરવા ક્ષત્રિયો લલચાશે...તે દિવસે આ સંસારનો પ્રકાશ નષ્ટ થઇ જશે...તે દિવસે લોકો ત્યાગનો પરિહાસ કરશે અને ભોગને અમૃત માનતા થઈ જશે...તું ધર્મમાં સ્થિર રહેજે...રાજ કરજે... પણ રાજલક્ષ્મીનો દાસ બનીશ નહિ...જે રાજા રાજસિંહાસન પર બેસીને સત્તાનો ગુલામ બની જાય છે તે રાજા માટે ઘોર નર્ક સિવાય અન્ય કાંઇ સ્થાન નથી. તુ તારી જાતને હમેશાં જાગૃત રાખજે... જા વિક્રમ... મારા આશીર્વાદ તારું રક્ષણ કરશે."

પરંતુ વિક્રમાદિત્ય વડીલબંધુના ચરણકમળને પકડીને જ બેસી રહ્યો હતો...અને એ ચરણ પંકજ પર આંસુનાં ફૂલ બિછાવી રહ્યો હતો.

" ભર્તૃહરિનો ભાઈ થઈ ને રડે છે?"

" મહાત્મન્, રુદન સિવાય મારી પાસે શું રહ્યું છે? આપના સર્વત્યાગમાં હું નિમિત્ત બન્યો છું એ..."

વચ્ચે જ ભર્તૃહરિએ કહ્યું: આ રીતે નિમિત્ત બનવું એ પણ ઉત્તમ પુણ્યનો સંચય છે...સંસારના કે ભોગવિલાસના કાર્યમાં તો ઘણા લોકો નિમિત્ત બને છે...પરંતુ ત્યાગ માર્ગના નિમિત્ત બનવું એ નાની વાત નથી...પરમ સુખની. વાત છે વિક્રમ આવેષને ને અસત્યને સંબંધ છે જ નહિ...હું તને સ્પષ્ટ જણાવું છું કે, આજ હુ જે પરમાનંદ પ્રાપ્ત કરી રહ્યો છુ...તે અપૂર્વ છે... અનંત છે .."

છેવટે વિક્રમ મહાત્મા ભર્તૃહરિને પાછા વાળવામાં સફળ ન થયો એટલે બોલ્યો : " તો આપે મારી એક વાત સ્વીકારવી પડશે."

"કહે..."

"એક વાર આપ થોડા દિવસ માટે રાજભવનમાં પધારો...આ ગુફાની દશા જોઇ ને મારું હૃદય બળીને ખાખ થઈ જાય છે."

"રાજમહેલોના ભભકા કરતાં શું તને અહીં પરમ શાંતિ નથી દેખાતી ?"

"મહાત્મન્, અહીં આપનું આરોગ્ય, આપનો આહાર..."

વચ્ચે જ મધુર હાસ્ય સહિત મહાત્મા ભર્તૃહરિએ કહ્યું: "ત્યાગીને એવી કોઈ કામના નથી હોતી...ત્યાગીને કોઈ જરૂરિયાત પણ હોય નહિ...અને હું અવંતિ જરૂર આવીશ ..પણ રાજભવનમાં નહિ."

"ત્યારે ?"

"નગરીની બહાર કોઈ વૃક્ષ નીચે આસન બિછાવીશ, ત્યાગ માર્ગના પ્રવાસીને રાગનાં રમકડાંઓમાં રસ દર્શાવવો શોભે નહિ. તું મારા અંગે સર્વથા નિશ્ચિંત રહેજે..."

વિક્રમાદિત્ય મહાત્મા ભર્તૃહરિ સામે સ્થિર નજરે જોઈ રહ્યો.

ત્યાર પછી મહાત્મા ભર્તૃહરિના ચરણમાં મસ્તક નમાવી, મહાત્માના મંગલ આશીર્વાદ પ્રાપ્ત કરી, ગુફા બહાર નીકળી ગયો.

બહાર નીકળ્યા પછી અગ્નિવૈતાલે પ્રગટ થઈ કહ્યું: "મિત્ર, મહાત્મા ભર્તૃહરિને ધન્ય છે...સુખ, સત્તા, સમૃદ્ધિ અને વૈભવનો સર્વથા ત્યાગ કરવો એ દેવતાઓ માટે પણ દુર્લભ છે...જેના હૈયામાં પરાક્રમ હોય તે જ ત્યાગ રૂપી પારદને પચાવી શકે છે...જતુઓનું આ કામ નથી."

"તારી વાત સાચી છે મિત્ર .." કહી વિક્રમે અગ્નિવૈતાલનો હાથ પકડયો.

હવે તો ઘેર જ જવું છે ને ?"

"હા. મહાત્મા ભર્તૃહરિ ક્યારે પધારશે તે નક્કી નથી...પણ એક વાર આવશે ખરા..." કહી વિક્રમે આંખો બંધ કરી.

થોડા જ સમયમાં બંને અવંતિના રાજભવનના ખંડમાં પહોંચી ગયા.

જતાં પહેલાં વિક્રમાદિત્યે રામદાસને કહ્યું હતું એટલે સહુ નિશ્ચિંત હતા.

ભોજનનો સમય ક્યારનો થઈ ગયો હતો.

અગ્નિવૈતાલે વિદાય માગી એટલે વિક્રમે કહ્યું: "મિત્ર, આજ, આપણે સાથે જ ભોજન કરીએ."

"હું કમનસીબ છું...પરંતુ તમારું માન રાખીશ..."

"કમનસીબ કેમ ?"

"મધ્યરાત્રિ સિવાય ભોજનની ઇચ્છા જ થતી નથી."

"ઓહ ! તો પછી રોજ તું શું જમે છે ?"

"એ જ મારી કમનસીબી છે...હું મારા માટે કોઈ વસ્તુ મંગાવી શકતો નથી..એટલે મારે વન ઉપવનનાં ફળ વગેરેથી ચલાવવું પડે છે." અગ્નિવૈતાલે કહ્યું.

વિક્રમે રામદાસને જણાવ્યું : "રામુ, અમે બંને અહીં જ ભોજન કરશુ . તું એક સેવકને સુખડિયાને ત્યાં મોકલજે...ચારેક મણ જેટલી મીઠાઈ..."

વચ્ચે જ અગ્નિવૈતાલે કહ્યું : "મહારાજ, અત્યારે હું આપના જેટલું જ ખાઈ શકીશ ..બહારથી મંગાવવાની કશી જરૂર નથી."

"ખરેખર ?"

"હા..."

તરત વિક્રમાદિત્યે બે થાળી તૈયારી કરીને લઈ આવવાની આજ્ઞા કરી.

ભોજનાદિથી નિવૃત્ત થઈને વૈતાલ ચાલ્યો ગયો.

વિક્રમાદિત્ય આડે પડખે થયો.

# ૯ : કમલાવતી

રાજસભાનું કાર્ય શરૂ થઈ ગયું હતું. નવજવાન મહારાજ વિક્રમાદિત્ય અવંતિના સિંહાસન પર સૂર્ય માફક શોભતા હતા.

આજ રાજસભામાં એક નવતર માનવી આવ્યો હતો અને ખૂણામાં બેસીને રાજસભાની કાર્યવાહી જોઈ રહ્યો હતો. તેના મનમાં વિક્રમાદિત્યને જોઈને અનેક વિચારો આવતા હતા. તેણે ઊભા થઈને આશીર્વાદ આપવાનો ત્રણ ચાર વાર મનસૂબો કર્યો પરંતુ તે ઊભો થઈ શક્યો નહિ. આમ થવાનું કારણ કોઈ પ્રકારનો ક્ષોભ નહોતો... પરંતુ ચાલતા કાર્ય વચ્ચે ઊભું થવું તે ઉચિત નથી એમ તેને લાગ્યું હતું..

રાજસભાના મહાદંડકે જ્યારે ફરિયાદીઓને આગળ આવવાની વિનંતિ કરી ત્યારે આ અજાણ્યો માનવી ઊભો થયો.

મહામંત્રીએ તરત પ્રશ્ન કર્યો:

"રાજરાજેશ્વર મહારાજ વિક્રમાદિત્ય સમક્ષ આપની જે ફરિયાદ હોય તે નિઃસંકોચ રજૂ કરો."

"મારી કોઈ ફરિયાદ નથી..."

"ત્યારે ?"

"મારે માત્ર આશીર્વાદ આપવાનો છે.' અજાણ્યા માણસે કહ્યું.

મહારાજ વિક્રમાદિત્યના કાન પર આ શબ્દો અથડાતાં જ તેમણે ઊભા થયેલા માણસ સામે નજર કરી...અને નજર પડતાં જ તેઓ સિંહાસન પરથી ઊભા થઈ ગયા અને મહામંત્રી કંઈપણ ઉત્તર આપે તે પહેલાં જ બોલ્યા : "અરે ભટ્ટમાત્ર ! મિત્ર !! તું એકાએક ક્યાંથી ? કોઈ પ્રકારનો સંદેશો નહિ...ભલા માણસ, તારે તો સીધું રાજભવનમાં આવવું જોઈએને...ચાલ, હવે અહીં મારી પાસે આવ...'

ભટ્ટમાત્ર સામે સમગ્ર સભા જોઈ રહી હતી. ભટ્ટમાત્ર ધીરે ધીરે મહારાજ વિક્રમાદિત્ય પાસે ગયો.

વિક્રમાદિત્ય પોતાના મિત્રને હર્ષપૂર્વક ભેટી પડ્યો અને બોલ્યો : "તારો અવધૂત આજ આ રાજસિંહાસનનો સેવક બન્યો છે..."

"નહિ મહારાજ...આપ સ્વામી બન્યા છો." કહી ભટ્ટમાત્રે આશીર્વાદાત્મક શ્લોક ઉચ્ચાર્યો.

વિક્રમાદિત્યે કહ્યું : "મિત્ર, સ્વામી બનવામાં બંધન થઈ પડે છે." સેવક બનવામાં મુક્તિનો આનંદ મળે છે. આ પ્રમાણે કહીને તેણે સમગ્ર સભાને પોતાના પ્રવાસ સાથી ભટ્ટમાત્રનો, તેની બુદ્ધિ-શક્તિનો પરિચય આપ્યો.

સમગ્ર સભાએ આનંદ વ્યક્ત કર્યો.

અને એ જ વખતે વિક્રમાદિત્યે જાહેરાત કરી : "આજથી હું ભટ્ટમાત્રને મહામંત્રી બનાવું છું...મારા અંગત સલાહકાર તરીકે પણ પ્રસ્થાપિત કરું છુ."

સમગ્ર સભાએ હર્ષનાદ વ્યક્ત કર્યો.

મહામંત્રી બુદ્ધિસાગરના વદન પર સહેજ શ્યામતા છવાઈ ગઈ. વિક્રમાદિત્યે મહામંત્રી સામે જોઈને કહ્યું : "મહામંત્રીજી, આપના અધિકારને, મર્યાદાને કે હિતને કોઈ વાંધો નહિ આવે. આપ નિશ્ચિંત રહેજો."

ત્યાર પછી મહામંત્રીએ પોતાની મહામંત્રીપદની મુદ્રિકા મહારાજના હાથમાં મૂકી.

વિક્રમાદિત્યે ઘણા જ પ્રસન્ન હૃદયે મંત્રીમુદ્રિકા ભટ્ટમાત્રને પહેરાવી દીધી અને પરિવારને લઈને તરત આવી જવાની આજ્ઞા કરી.

હર્ષોલ્લાસ વચ્ચે રાજસભા પૂરી થઈ.

વિક્રમાદિત્ય ભટ્ટમાત્રને સાથે લઈને રાજભવનમાં ગયો.

ભટ્ટમાત્રને એ દિવસ પર્યંત પોતાની સાથે રાખી છૂટા પડયા. પછી અત્યાર સુધીની સઘળી વાત કરી. ત્યાર પછી ભટ્ટમાત્ર માટે એક અલગ ભવન કાઢી આપ્યું અને એ ભવનમાં જોઈતી તમામ ચીજવસ્તુઓ મુકાવી.

આ રીતે પ્રાથમિક તૈયારી કર્યા પછી ભટ્ટમાત્ર બે રથ લઈને પોતાના પરિવારને તેડવા ગયો. હવે તે રાજનો મહામંત્રી બનેલો હોવાથી તેની સાથે બે સેવકો અને ચાર રક્ષકો પણ ગયા.

પાંચ જ દિવસમાં ભટ્ટમાત્ર પોતાના પરિવાર સાથે આવી ગયો અને પોતાના મંત્રીપદ પર કામ કરવા બેસી ગયો.

એકાદ સપ્તાહમાં જ ભટ્ટમાત્ર પોતાના ઉત્તમ ગુણ–સંસ્કારના કારણે સમગ્ર રાજસભામાં આદરણીય બની ગયો અને એક દિવસે મંત્રીઓ, નગરશેઠ વગેરે સાથે વિચાર કરી, સહુને લઈને મહારાજ વિક્રમાદિત્ય પાસે ગયો.

વિક્રમાદિત્યે નગરશેઠનો આદરપૂર્વક સત્કાર કર્યો અને કહ્યું : " શી આજ્ઞા છે? આજ તમે બધા કંઈક સંપીને આવ્યા લાગો છો ...મારો કોઈ દોષ તો નથી દેખાયો ને?"

નગરશેઠે કહ્યું : " મહારાજ, દોષ દેખાય ત્યારે જ આવવું પડે ને !"

વિક્રમાદિત્યને ભારે આશ્ચર્ય થયું. મારી ભૂલ કઈ વાતમાં થઈ હશે? તેમણે કહ્યું : " મને કહો...હું અવશ્ય સંશોધન કરીશ.'

ભટ્ટમાત્રે કહ્યું : " કૃપાનાથ, રાજસિંહાસનનો વામ ભાગ ક્યાં સુધી સૂનો રહે ? '

"ઓહ !" કહીને વિક્રમાદિત્ય ખડખડાટ હસી પડ્યો અને નગરશેઠ સામે જોઈને બોલ્યો : " શેઠજી, આ દોષનું સંશોધન કરી લઈશ. મહાત્મા ભર્તૃહરિ કોઈ પણ ઉપાયે પાછા આવી શકે એમ નથી એટલે મારે કોઈ યોગ્ય ખાનદાન અને આ પ્રજાની માતા બનીને રહે એવી અર્ધાંગના શોધવી જ પડશે." ત્યાર પછી ભટ્ટમાત્ર સામે જોઈને કહ્યું : " તું અને બુદ્ધિસાગર આ અંગે તપાસ કરી શકો છો. મહાત્મા ભર્તૃહરિ એક વાર રૂપથી દાઝ્યા છે...એટલે ખાનદાની પ્રત્યે વધારે દૃષ્ટિ રાખજો, ગુણ અને સંસ્કાર વગરનું રૂપ ઘણીવાર વિષમાં પરિણમે છે "

ભટ્ટમાત્રે વિનમ્ર સ્વરે કહ્યું: " મહારાજ, મે એક શ્રેષ્ઠ કન્યા જોઈ છે. "

વિક્રમાદિત્યે પ્રશ્નભરી નજરે ભટ્ટમાત્ર સામે જોયું.

ભટ્ટમાત્રે કહ્યું : " અહીંથી દોઢસો કોશ દૂર લક્ષ્મીપુર નામનું નગર છે...અનર્તના ખૂણામાં. "

બુદ્ધિસાગરે કહ્યું : " હા...ત્યાં તો ગૌરીસિંહ નામના પરમ ભક્ત રાજા રાજ્ય કરે છે. "

" બરાબર છે એમની એકની એક પુત્રી કમલાવતી સોળ વરસની થઈ છે ચતુર, સંસ્કારી અને પૂર્ણ આરોગ્યમય છે."

નગરશેઠે પ્રશ્ન કર્યો : ' શું મહારાજ ગૌરીસિંહને સંતાનમાં એક જ દીકરી છે ? આમ હોય તો માતાનો વારસો કન્યાને પણ..."

વચ્ચે જ ભટ્ટમાત્રે કહ્યું : " નગરશેઠજી, એવી ભલામણ હું કરું કેવી રીતે ? રાણી પદ્માવતીને સાત દીકરા ઉપર આ એક જ દીકરી થઈ છે..."

બુદ્ધિસાગરે કહ્યું : "તો પછી રાજકન્યાની પ્રતિકૃતિ..."

"એ અંગે મહારાજ આજ્ઞા કરે એટલે હું સત્વર મંગાવી આપીશ."

અત્યાર સુધી શાંતિથી વાત સાંભળી રહેલા મહારાજ વિક્રમાદિત્ય બોલ્યા : "મિત્ર, મારી આજ્ઞા છે."

બીજે જ દિવસે ભટ્ટમાત્રે એક દૂત લક્ષ્મીપુરના મહારાજા પાસે રવાના કર્યો. દૂત સાથે એક પત્ર પણ મોકલ્યો.

બારમે દિવસે દૂત પાછો આવી ગયો.

ભટ્ટમાત્રે કમલાવતીની પ્રતિકૃતિ મહારાજ વિક્રમાદિત્ય સમક્ષ રજૂ કરી.

કમલાવતીનું ચિત્ર અતિ આકર્ષક હતું. નયનો ભાવ ભર્યાં હતાં. મુખમુદ્રા શાંત હતી ..જાણે નિર્દોષ રૂપની સરિતા !

બે દિવસ બરાબર વિચાર કરીને વિક્રમે સંમતિ આપી.

પછી તો શી વાર લાગે ? લક્ષ્મીપુરના મહારાજાને વિધિવત્ સમાચાર મોકલાવ્યા.

લક્ષ્મીપુરના રાજભવનમાં આ સમાચાર પ્રાપ્ત થતાં આનંદ આનંદ થઈ ગયો. એકની એક સુંદર અને સંસ્કારી કન્યાને આવો તેજસ્વી અને સમર્થ રાજા પતિ રૂપે ક્યાંથી મળે?

લક્ષ્મીપુરના મહામંત્રી, રાજપુરોહિત અને કેટલાક ભાયાતો તાબડતોબ અવંતિ આવી પહોંચ્યા

ઘણા જ ઉલ્લાસ સાથે વાગ્દાનનો વિધિ કરવામાં આવ્યો. લક્ષ્મીપુરના મહામંત્રીએ જાન લઈને પધારવાની ભાવભરી પ્રાર્થના કરી અને મહારાજ વિક્રમાદિત્યે પ્રસન્ન હૃદયે આ પ્રાર્થનાનો સત્કાર કર્યો.

વૈશાખ સુદ દશમનું મુહૂર્ત નક્કી થયું.

લક્ષ્મીપુરના મહામંત્રી અને અન્ય મંડળીને ઉત્તમ સરપાવ આપીને વિદાય કરી.

પછી તો તાબડતોબ લગ્નની તૈયારી શરૂ થઇ.

અને યથા સમયે મહારાજ વિક્રમાદિત્યે ભવ્ય રસાલા સાથે શુભ શુકન જોઈને લક્ષ્મીપુર તરફ પ્રયાણ કર્યું.

લક્ષ્મીપુરની જનતા પોતાની પ્રિય રાજકુમારીના નવજવાન પતિ માલવનાથને નિહાળવા માટે તલસી રહી હતી.

માલવપતિનું સ્વાવત કરવા અર્થે રાજની તૈયારી તો અપૂર્વ હતી પરંતુ જનતાએ પણ ભારે ઉલ્લાસ બતાવવા માંડયો હતો.

જે રાજા પોતાની પ્રજાનો પ્રેમ સંપાદન કરે છે, તે રાજાના દરેક પ્રસંગોને જનતા પોતાના જ પ્રસંગો માને છે...કારણ કે રાજા પોતે જ પ્રજાના સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ ભોગવતો હોય છે.

અને જે રાજા જુલમથી અથવા ભયથી અથવા અધિકારના જોર વડે અથવા બળજબરીથી પ્રજા પર રાજ કરતો હોય છે તે રાજા પ્રત્યે પ્રજાના અંતઃકરણમાં કોઇ પ્રકારનો સદ્ભાવ હોતો નથી.

અને જેની આતુરતાપૂર્વક રાહ જોવાતી હતી તે મહારાજ વિક્રમાદિત્યની જાન આવી ગઈ.

લોકોએ ઉમળકાભેર અને હૈયાની ઉલટ સાથે અભૂતપૂર્વ સ્વાગત કર્યું.

મહારાજ વૈરીસિંહ અને રાણી પદ્માવતી પોતાના મહાન જમાઇને જોઇને ખૂબ જ રાજી થયાં.

આવો પ્રતાપી, નવજવાન અને પથવર જમાઈ પૂરાં પુણ્ય હોય તો જ મળે !

જાન માટે ઉતારાની વ્યવસ્થા ઘણી જ સરસ રાખવામાં આવી હતી. મહારાજ વિક્રમાદિત્ય સાથે આવેલા ભાયાતો, કેટલાક રાજાઓ. સુભટો દંડનાયકો, શ્રેષ્ઠિજનો, મંત્રીઓ વગેરેને મહારાજ વૈરીસિંહે કરેલી વ્યવસ્થા જોઇને ખૂબ જ સંતોષ થયો.

યથા સમયે વિધિવત લગ્ન થઈ ગયાં.

મહારાજ વિક્રમાદિત્ય તરફથી વરોઠી રૂપે સમગ્ર નગરીને જમાડવામાં આવી.

બંને પક્ષ તરફથી પુષ્કળ દાન આપવામાં આવ્યું.

અને મહારાજ વૈરીસિંહની ભાવના ખાતર જાન ચાર દિવસ વધુ રોકાણી.

કુળદેવીને નમન કર્યા વગર પતિ-પત્ની એકબીજાંને મળી શકે નહિ, એવો પરંપરાનો નિયમ હતો...તેમાંય પ્રથમ લગ્ન વખતે તો આ નિયમમાં જરાય સ્ખલન ન થવુ જોઈએ ..એ એક કુળદેવીની મર્યાદા હતી.

અને રાજપુરોહિતે કુળદેવીની આ મર્યાદા જ્યારે મહારાજ વૈરીસિંહને કહી, ત્યારે મહારાજ વૈરીસિંહ પોતાની ભાવનાને સાકાર કરી શક્યા નહિ. તેઓ માલવનાથને એકાદ મહિના સુધી રોકવા માગતા હતા...પરંતુ જમાઈ અને કન્યાને વિદાય આપવી પડી.

માતાપિતાના ઘરનો ત્યાગ કરીને દીકરી જ્યારે પરાયા ઘરને પોતાનું બનાવવા જાય છે, ત્યારે મા-બાપના હૃદયમાં ભારે દર્દ થાય છે. આ વેદનાની કલ્પના કરવી ભારે કઠણ છે. ન કહી શકાય એવી આ અંતરવેદના ગમે તેવું મન હોય છતાં પચાવી જવી પડે છે.

અને દીકરીના અંતરમાં પણ આ વેદના ભારે ગંભીર બને છે... પરંતુ એના મનને જીવનસાથી સાથેના નૂતન જીવનની એક આશા હૈયાધારણા આપતી હોય છે.

નગરીથી ચારેક કોસ દૂર સુધી રાજા વૈરીસિંહ, રાણી પદ્માવતી, અન્ય રાણીઓ, મંત્રીઓ, સુભટો વગેરે હજારો પ્રજાજન સાથે વળાવવા આવ્યા હતાં.

આ સ્થળે કન્યા સાથે અંતિમ ભેટણું કરતી વખતે માતાએ,

કહ્યું: " પુત્રી, તારા પિતૃકુળના સંસ્કારને શોભાવજે...તારા પુણ્યોદયે તને ઉત્તમ વર અને રાજ મળ્યુ છે...તું આ ઇજ્જતને પચાવીશ તો તારુ ભવન બીજું સ્વર્ગ બની જશે. "

મહારાજ વૈરીસિંહે પણ પુત્રીને હૈયાસરસી લેતાં કહ્યુ : " કમલા, બેટી, તુ ડાહી છે એટલે તને કઈ કહેવાનું ન હોય... પરંતુ મારે માત્ર એટલુ જ કહેવાનું છે કે પ્રાપ્ત થયેલા ભાગ્યને જાળવી રાખવા અર્થે હૈયું નિર્મળ, પ્રેમાળ અને ઉદાર રાખજે. સંસારમા ઉત્તમ સામગ્રી પચાવનાર તો ઠેર ઠેર હોય છે ..પરતુ વિષને પચાવનાર કોઈક જ હોય છે. તારામાં એવું જ બળ મળે એવી મારી ઇષ્ટને પ્રાર્થના છે. "

રાજકન્યાના સાતેય ભાઈઓ પણ બહેનને સજળ નયને જોતા ઊભા હતા...અને સાતેય ભાઇઓ અતિ પ્રિય એવી નાની બહેનને મૂક આશીર્વાદ આપવા માંડ્યા.

વિક્રમાદિત્ય પણ સાસુ-સસરાના ચરણુમાં નમી પડયો અને આશિષ લઈને વિદાય લીધી.

કમલાવતીનો રથ જુદો હતો તેના રથમાં બે પ્રિય પરિચારિકાઓ બેઠી હતી.

આગળના રથમાં મહારાજ વિક્રમાદિત્ય, તેનો એક મિત્ર, અને ભટ્ટમાત્ર બેઠા હતા.

લક્ષ્મીપુરના મહારાજાએ એકની એક કન્યાને દાયજામાં પુષ્કળ સંપત્તિ આપી હતી.

જાન અવતિના માર્ગે આગળ વધી.

## ૧૦ : રાજર્ષિનું આગમન!

અવંતિનાથ મહારાજ વિક્રમાદિત્ય અને મહારાણી કમલાવતીનું અવંતિની જનતાએ ભવ્ય સ્વાગત કર્યું હતું.

આવું અભૂતપૂર્વ સ્વાગત જે દિવસે મહારાજ ભર્તૃહરિ અનંગસેનાને લઈને આવ્યા તે દિવસે પણ નહોતું થયું.

મહારાજ વૈરીસિંહ તરફથી એકની એક કન્યાને દાયજો પણ સારા પ્રમાણમાં મળ્યો હતો.

પરન્તુ મહારાજ વિક્રમને મન દાયજાનું કોઈ મહત્ત્વ નહોતું. તેઓ જીવનસંગિનીનું મહત્ત્વ જોતા હતા અને પંદરેક દિવસના સહવાસ પછી તેઓ જોઈ શક્યા કે પોતે જેવી પત્ની ઇચ્છતા હતા, તેવી જ પ્રાપ્ત થઈ છે.

કમલાવતીમાં રૂપ હતું...રૂપનો કોઈ ગર્વ નહોતો.

યૌવન હતું...યૌવનની કોઈ ચંચળતા નહોતી.

હૃદય તો પ્રેમ, ઉલ્લાસ અને ભાવનાથી છલકતું હતું.

કોઈ પણ નવ પરિણિતને પોતાની પત્ની જીવનના પ્રથમ પ્રહરમાં સુંદર અને સર્વગુણ સંપન્ન જ લાગે છે...વિક્રમાદિત્ય આ સત્ય સમજતો હતો અને તેણે પત્નીના અંતરમાં એક પતિવ્રતાનું જ સ્વરૂપ નિહાળ્યું હતું.

મહારાણીએ કેવળ પંદર દિવસમાં જ રાજપરિવાર અને રાજભવનના સઘળાં દાસ–દાસીઓનો પ્રેમ અને સદ્ભાવ પ્રાપ્ત કરી લીધા હતા.

અહીં આવ્યા પછી કમલાવતીએ મહારાજ ભર્તૃહરિ અને મહારાણી અનંગસેના અંગેની સઘળી વાત જાણી લીધી હતી.

એક રાતે વિક્રમાદિત્ય અને કમલા વચ્ચે વાતવાતમાં મહાદેવી અનંગસેનાનો પ્રશ્ન છેડાઇ ગયો હતો. વિક્રમે જ પ્રશ્ન કર્યો હતો, "પ્રિયે, તેં દેવી અનંગસેનાની હકીકત તો સાંભળી જ હશે?"

"હા સ્વામી, પણ મને એવી વાતમાં કોઈ રસ નથી. માનવી મનની ચંચળતાનો દાસ બને ત્યારે રાજમાર્ગ ચૂકી જતો હોય છે. આવું તો બન્યા જ કરે છે...અને તેથી જ આ સંસાર વિચિત્ર કહેવાય છે." કમલાએ કહ્યું

"તારી વાત સાચી છે કમલ...ભાભીની ઘટના સાંભળ્યા પછી મારા મનમાં શું થયું હતું એ કહું?"

"આપ ન કહો તો પણ હું સમજી ગઈ છું."

"કહો..."

"નારી જાતિ પ્રત્યે આપના મનમાં ઘૃણા જન્મી હશે..."

"હવે?" કમલાવતીએ મધુર નજરે સ્વામી સામે જોઈને પ્રશ્ન કર્યો.

"તને પ્રાપ્ત કર્યા પછી મારો ભ્રમ ભાંગી ગયો છે. મને સમજાયું છે કે આર્યાવર્તની સ્ત્રીઓ નિર્મલ, પવિત્ર અને આદર્શ રૂપ

છે. અપવાદ માર્ગ તરફ દૃષ્ટિ નહિ કરવી જોઈએ...એમ કરવાથી જ અંતરમાં સંશય જાગે છે." વિક્રમાદિત્યે પ્રિયતમાનો કોમળ હાથ પકડી લેતાં કહ્યું.

કમલા મધુર નજરે સ્વામીના તેજસ્વી અને વિશાળ નયનો સામે જોઇ રહી.

થોડી પળો સુધી કોઈ બોલ્યું નહિ...છેવટે વિક્રમે જ કહ્યું : "શુ જોઈ રહી છે."

"મારુ હૃદય..."

"અને તે મારી આંખમાં ?"

"પત્નીનું હૃદય પતિની આંખમાં જ પુરાઈ રહેવાનું સૌભાગ્ય મેળવી શકે છે" આટલુ કહીને કમલાએ સ્વામીના વક્ષઃ સ્થળ પર મસ્તક છુપાવી દીધુ.

"પ્રિયે..." કહીને વિક્રમાદિત્યે કમલાનુ વદન બને હાથે પકડીને ઊંચું કર્યું...કમલાની આંખ બિડાયેલા કમળ જેવી બની ગઈ હતી. વિક્રમે પત્નીના અધર પર અધર સ્થાપિત કરીને એક દીર્ઘ ચુંબન લીધુ...ત્યાર પછી કહ્યું : "કમલ, મને એક વિચાર આવ્યા કરે છે."

પત્નીએ પ્રશ્નભરી નજરે પતિ સામે જોયું...

વિક્રમે કહ્યું : "તારી પ્રસન્નતા સદાય પ્રાપ્ત કરી શકુ એટલા ખાતર મારા મનમાં થાય છે કે એક પત્નીવ્રતની પ્રતિજ્ઞા..."

વિક્રમાદિત્ય વાક્ય પૂરું કરે તે પહેલાં જ કમલાએ પોતાના મોઢા આડો હાથ ધરી દીધો અને કહ્યું : "હાં હાં...એવી કોઈ પ્રતિજ્ઞા ન લેશો."

"કેમ ?"

"આપે મને પહેલી રાતે જે વાત કહી હતી તે શું ભૂલી ગયા ?"

"કઈ વાત ?"

"જ્યોતિષી"

"ઓહ, શતાધિક પત્ની થવાની છે...ના...ના...મારે જ્યોતિષીને ખોટો પાડવો છે...કમલ, તારા ને મારા વચ્ચે કોઇ આવે એમ હું નથી ઇચ્છતો."

કમલ મીઠું હાસ્ય વહાવી રહી.

"હસે છે કેમ?"

"સ્વામી, જે જ્યોતિષીની અન્ય વાતો સાચી પડે તેની બીજી વાત ખોટી કેમ પાડી શકાય? વળી આપ માલવના ધણી છો...અનેક રાજકન્યાઓ આપને પતિરુપે સત્કારવા તૈયાર થાય...ના...ના... આવા લાગણીવેડા પુરુષને શોભે નહિ...તેમાં ય આપ સમા સમર્થને તો જરાય શોભે નહિ."

વિક્રમાદિત્યે પત્નીને હૈયા સરસી લેતાં કહ્યું: "પછી તારા ને મારા..."

વચ્ચે જ કમલાએ કહ્યું: "મને એવો કોઇ ભય નથી–શ્રી કૃષ્ણચંદ્રને ક્યાં ઓછી રાણીઓ હતી? છતાં એમના સંસારમાં જીવનમાં ક્યાંય રોષ નહોતો. કે ક્યાંય વિસવાદ નહોતો..."

"છતાં..."

"છતાં કઈ નહિ...મારા ને તમારા મનની જે ગાંઠ બંધાઈ ગઇ છે તે વિધાતાથી પણ છૂટી શકે એમ નથી"

"વિશ્વાસ એ જ સ્ત્રીનું સાચું ધન છે.. ગૌરવ છે." કમલાએ પ્રસન્ન સ્વરે કહ્યું.

આ રીતે આનંદ, પ્રેમ અને ભાવનામાં ચાર મહિના વીતી ગયા. વિક્રમાદિત્ય પ્રજાને વધુમાં વધુ સુખ સગવડ મળે એ પ્રકારની વ્યવસ્થા કરવા માંડયો.

સમગ્ર માલવમાં કોઈ પણ પ્રજાજન દુઃખી ન હોવો જોઇએ એવી વિક્રમની ભાવના હતી. પોતાના મંત્રીઓ સાથે ચર્ચા વિચારણા

કરી તેણે એવી રાજનીતિ નિર્માણ કરવાનું નક્કી કર્યું કે રાજ્ય તરફ઼ પ્રજાને કોઈ પાંતીનું દુઃખ ન હોવું જોઈએ ..રાજના કર્મચારીઓ તરફથી કોઈ પ્રકારની કનડગત ન હોવી જોઈએ અને પ્રજાના ધાર્મિક, આર્થિક અને સામાજિક રીતરિવાજો પર કોઈ પ્રકારનું રાજ્ય તરફથી બંધન ન હોવુ જોઈએ

આ પ્રકારની રાજનીતિ નિર્માણ કરવામાં રાજના મંત્રીઓ પૈકીના ચાર મંત્રીઓએ વિનંતી સ્વરૂપે વિરોધનો સૂર ઉચ્ચાર્યો હતો: "કૃપાનાથ, દુઃખ તો કર્મના ફળ રૂપ હોય છે એટલે લોકોનુ દુઃખ કેવી રીતે દૂર કરી શકાય? અને જનતા આડે રસ્તે ન જાય અથવા ઉચ્છૃંખલ ન બની જાય એટલા ખાતર પણ રાજનુ બંધન હોવુ જરૂરી હોય છે...અને જો રાજના કર્મચારીઓ કડક નહિ રહે તો જનતામાં દુષ્ટ તત્ત્વોને ઉત્તેજન મળશે..અમે એ વાત સ્વીકારીએ છીએ કે પ્રજા સુખી અને સમૃદ્ધ હોવી જોઇએ. પ્રજાના ધર્મ કે આચાર વ્યવહાર પર કોઈ બંધન ન હોવાં જોઈએ...પરન્તુ આર્થિક બંધન વગર..."

વચ્ચે જ વિક્રમાદિત્યે હસીને કહ્યું હતું: "તમે મારો આશય બરાબર સમજ્યા નથી. કર્મના દોષે ભોગવવાં પડતાં દુઃખ તો દૂર કરી શકતુ નથી ..પરંતુ માલવની જનતાને રાજ્ય તરફથી કોઈ દુઃખ ન હોવું જોઈએ અને રાજ્યનો એ ધર્મ પહેલો છે કે રાજ્યમાં કોઈ ભૂખ્યુ ન હોય કે આશ્રય વગરનું ન હોય ..! જનતામાં દુષ્ટ તત્ત્વો ન પ્રવેશે એ કાળજી તો અવશ્ય રાખવી જરૂરી હોય છે...પરંતુ બંધનો વડે અનિષ્ટો રોકાતાં હોય એમ નથી બનતુ ...અનિષ્ટોથી જનતાને દૂર રાખવામાં ધર્મકરણી અને ધર્મ પ્રત્યેની શ્રદ્ધા જ મુખ્ય ચાવી રૂપ હોય છે આપણી પરંપરાની રાજનીતિ ધર્માશ્રિત છે...એ રાજનીતિમાં સત્તાની કોઇ ખુમારી ન હોવી જોઈએ. આર્થિક બંધન દૂર કરવાનો મારો આશય એવો નથી કે લોકો ગમે તે ઉપાય વડે ધન પ્રાપ્ત

કરે અને અનીતિ પણ આચરે...મારો આશય એ છે કે જનતા પર માત્ર રાજ સંચાલન પૂરતું જ કરભારણ હોવું જોઈએ."

"કૃપાનાથ, આપણા રાજ્યમાં ઓછામાં ઓછું કરભારણ છે. ખેડૂતો પાસેથી માત્ર બે ટકા જ કર લેવાય છે..."

"એ હું જાણું છું...બહારથી આવતા માલ ઉપરની જકાત ત્રણ ટકા છે...અહીંથી બહાર દેશાવર જતા માલ પર પણ લગભગ ત્રણ ટકા જકાત લેવાય છે. અને આ ઓછો ગણાતો કર પણ મને વધારે લાગે છે...કારણ કે રાજભંડારમાં અઢળક સુવર્ણ ભેગું થતું જ રહે છે. શા માટે?"

"કૃપાનાથ, રાજનું ધન છેવટે તો લોકોપકારના કાર્યમાં જ વપરાતું હોય છે."

'છતાં વધુ પડતો સંચય એ લપસી પડવાનું એક ભયસ્થાન તો છે જ...આપણે કંઈક વધારે ઉદાર થવું જોઈએ." વિક્રમાદિત્યે કહ્યું.

આમ ઉદાર રાજનીતિની રચના કરવાથી વિક્રમાદિત્ય પ્રત્યે જનતાના હૃદયમાં ખૂબ જ સદ્‌ભાવ જાગવા માંડ્યો.

આ સિવાય ફરિયાદ કરનારાઓને માત્ર રાજસભામાં જ હાજર થવું પડતું...અને સભા ક્ષોભના કારણે ઘણા માણસો ફરિયાદ કરતાં અચકાતા હતા. આ વાતનો વિચાર કરી મહારાજ વિક્રમાદિત્યે કોઈપણ માણસને કંઈપણ વાત કહેવા માટે રાજભવનના દ્વાર ખુલ્લાં રાખ્યાં.

આમ વિક્રમાદિત્યના રાજકાળનો પ્રારંભ લોકોના આનંદ અને આશીર્વાદથી ભારે ઉજ્જવળ બની રહ્યો હતો.

અને એક દિવસે અવંતિની જનતાના હર્ષધ્વનીથી ગગન મંડળ ગાજવા માંડ્યું.

મહાત્મા ભર્તૃહરિ નગરી બહારના એક ઉદ્યાનમાં આવી ચડ્યા હતા.

આ સમાચારથી સમગ્ર નગરી પોતાના ત્યાગી રાજાનાં દર્શને ઉમટી પડી.

મહારાજ વિક્રમાદિત્યને ખબર પડી એટલે તેઓ પણ રાજપરિવાર, મંત્રીઓ, સામંતો, સુભટો, સેનાનાયકો વગેરે રસાલા સાથે નગરી બહારના ઉદ્યાન તરફ ગયા.

મધ્યાહ્ન થતાં સુધીમાં તો સમગ્ર અવંતિ નગરી જાણે ઘર-બારનો ત્યાગ કરીને રાજર્ષિં ભર્તૃહરિના શરણે આવી પહોંચી.

રાજ્ય તરફથી લગભગ એક હજારથી વધારે સૈનિકો વ્યવસ્થામાં રોકાયા હતા, પરંતુ જનતાનો ઉત્સાહ જ્યારે સાગરનાં લોઢ જેવો બની જાય છે. ત્યારે તેને કોઇ શક્તિ રોકી શકતી નથી.

ગરીબ, અમીર, રાજા, કર્મચારી, સ્ત્રી, પુરુષ, બાળકો, વૃદ્ધો પ્રબળ ઉત્સાહ સહિત ઉમટી પડ્યાં હતાં. મહારાજ વિક્રમાદિત્યને પણ પોતાના પરિવાર સહિત એક વૃક્ષ નીચે લગભગ દોઢ પ્રહર પર્યંત રાહ જોતા ઊભા રહેવુ પડ્યું હતું.

માંડ માંડ માલવપતિ પોતાના પરિવાર સાથે મહાત્મા ભર્તૃ-હરિ પાસે પહોંચી શક્યા. સહુએ રાજર્ષિંની ચરણરજ મસ્તકે લીધી અને મહારાજ ભર્તૃહરિએ સહુને આશીર્વાદ આપ્યા.

મહામંત્રી ભટ્ટમાત્રે કહ્યું : "મહાત્મન્, આપના ચરણ સ્પર્શથી આ ધરતી આજ પુણ્યમયી બની ગઇ છે. હવે આપ રાજભવનમાં પધારવાની કૃપા કરો."

"મહાત્મન્ મારી વિનમ્ર પ્રાર્થનાનો સ્વીકાર કરો." વિક્રમાદિત્યે ગળગળા સ્વરે કહ્યું.

ભર્તૃહરિએ પ્રસન્ન નજરે વિક્રમ સામે જોઈને કહ્યું : "રાજન્,

મને અહીં જ આનંદ છે...ત્યાગીઓને ગૃહસ્થનું ભવન શોભે નહિ. ”

વિક્રમાદિત્યે બહુજ આગ્રહ કર્યો ત્યારે મહારાજ ભર્તૃહરિએ આવતી કાલે માધુકરી લેવા રાજભવનમાં આવવાનું સ્વીકાર્યું.

અને છેક મધરાત સુધી માનવ મહેરામણ ગાજતો રહ્યો. મધરાત થઈ ત્યારે રાજના કર્મચારીઓએ લોકોને વિદાય લેવાની વિનંતિ કરી.

અને વહેલી સવારે તો મહારાજ ભર્તૃહરિ રાજભવન તરફ જવા વિદાય થયા.

પરન્તુ રાજભવનનાં મુખ્ય દ્વાર પાસે પહોંચતાં પહોંચતાં સૂર્યોદય થયાને બે ઘટિકા વીતી ગઈ.

મહારાજ વિક્રમાદિત્ય ક્યારના રાહ જોઈ રહ્યા હતા. મહાદેવી કમલાવતી સ્નાનગૃહમાં જવાની તૈયારી કરતાં હતાં. કારણ કે આજ સવારથી તેઓ મહાત્મા ભર્તૃહરિના સ્વાગતની તૈયારીમાં અને તેમના માટે એક ખંડની વ્યવસ્થા કરવામાં રોકાયાં હતાં.

લોકોનો ધસારો રાજભવન તરફ વળ્યો હતો ..પરંતુ મહાત્મા ભર્તૃહરિને કોઈ પ્રકારની મુશ્કેલી ન આવે એટલા ખાતર રાજના સેંકડો સૈનિકો વ્યવસ્થા જાળવવા રોકાઈ ગયા હતા.

મહાત્મા ભર્તૃહરિ સ્મિતવદને સર્વના નમસ્કાર ઝીલતા ઝીલતા રાજભવનની સોપાનશ્રેણિ પાસે પહોંચ્યા ..

પરંતુ રાજ્યના સૈનિકો લોકોના ધસારાને ખાળી શકયા નહિ... નરનાર ને બાળકો મહાત્મા ભર્તૃહરિનો જયનાદ પોકારતાં પોકારતાં આવી પહોંચ્યાં હતા જો લોકોના ધસારાને રોકવામાં નહિ આવે તો મહાત્મા ભર્તૃહરિ રાજભવનમાં દાખલ નહિ થઈ શકે...આવી ભીતિ

લાગવાથી વિક્રમાદિત્ય અને મહામંત્રી સોપાનશ્રેણિ પર ઊભા રહી ગયા...

મહાપ્રતિહાર મહાત્મા ભર્તૃહરિને અંદર લઈ ગયા.

આ સમયે ઉપરની ભૂમિ પર કમલાવતી સ્નાન કરી રહી હતી. એક દાસીએ મહાત્મા ભર્તૃહરિના આગમનના સમાચાર આપ્યા એટલે તે તરત એક જ ભીના વસ્ત્રે ઉભી થઇ ગઈ.

કેટલાક લોકો છેક અંદર ધસવામાં કામયાબ થઈ રહ્યા હતા; એટલે મહાપ્રતિહારને એ લોકો સમક્ષ ઊભા રહેવુ પડ્યું.

મહારાજ ભર્તૃહરિ એમ ને એમ શાંત ભાવે ઉપરની ભૂમિની સોપાનશ્રેણી ચઢવા માંડ્યા...

## ૧૧ : : સાહસની પ્રેરણા

મહાત્મા ભર્તૃહરિ માધુકરી લઈને તરત પાછા વળવાના હતા... અને તેઓ સ્વસ્થ મન સહિત ઉપરની ભૂમિ પર પહોંચી ગયા.

બરાબર આ સમયે મહારાણી કમલાવતી સ્નાનગૃહમાંથી માત્ર એક જ વસ્ત્રે બહાર નીકળીને વસ્ત્ર ખંડ તરફ જઈ રહી હતી...અને મહારાજ ભર્તૃહરિની નજર સ્વાભાવિક તે તરફ ગઇ ..રાણી કમલાવતીની નજર પણ રાજર્ષિ પર પડી. તેના હૃદયમાં ભારે લજ્જા જાગૃત થઈ...માત્ર એક વસ્ત્ર સુવર્ણમય કાયા ફરતું વીંટાળ્યું હતું. ઉન્નત ઉરોજ દેખાતા હતા...આછા વસ્ત્રના કારણે રૂપ-લવણ્ય જાણે ચંદ્રની માફક વેરાઇ રહ્યું હતું...

પરંતુ મહારાજ ભતૃહરિ તરત પાછા વળ્યા. આ જોઈને કમલાવતી લજ્જાનો ત્યાગ કરી તરત મહારાજ ભતૃહરિ તરફ એની એ સ્થિતિમાં ઉતાવળે પગલે આવી અને મૃદુ મંજુલ સ્વરે બોલી: " ભગવંત, આપ પાછા કેમ ફર્યા ? "

મહારાજ ભતૃહરિ ઊભા રહી ગયા અને નીચી નજરે જ બોલ્યા : " ભાગ્યવતી, સાધુએ દષ્ટિ શુદ્ધિ અને ભાવ મર્યાદા રાખવી જોઈએ."

"હું સમજી નહિ."

"ભદ્રે, સંસારીઓ અને ત્યાગીઓની મર્યાદામાં ઘણો તફાવત હોય છે. સ્ત્રીને સ્નાનાવસ્થામાં જોઈને સાધુથી માધુકરી પણ ન લઈ શકાય."

"કૃપાનાથ, ક્ષમા કરો તો એક પ્રશ્ન કરું."

નીચી નજરે જ મહારાજ ભર્તૃહરિ પ્રસન્ન સ્વરે બોલ્યા : "ખુશીથી."

"તો આપ સામેના ખંડમાં બિરાજો...હું હમણાં જ આવુ છું." રાણીએ કહ્યું.

બે પરિચારિકાઓ દૂર ઊભી હતી. મહારાજ ભર્તૃહરિ સામેના ખંડ તરફ ચાલતા થયા.

રાણી કમલાવતી ત્વરિત ગતિએ વસ્ત્ર ખંડમાં ગઈ.

નીચે જબ્બર કોલાહલ થતો હતો, હજારો માણસો મહારાજ ભર્તૃહરિનો જયનાદ પોકારી રહ્યા હતા અને દર્શન માટે માગણી કરી રહ્યા હતા.

મહાપ્રતિહાર, ભવનના સેવકો, મંત્રી વર્ગ અને માલવનાથ પણ લોકોને સમજાવવામાં રોકાઈ ગયા હતા.

જે ભુવનમાં પૂરેપૂરુ રાજસુખ માણ્યું છે ..જે ભવનના પ્રત્યેક ખંડમાં અને ભવનની પ્રત્યેક દીવાલોમાં અનંગસેના પ્રત્યેના પ્રેમનુ માધુર્ય છવાયેલું છે...જેની રજેરજમાં પ્રિયા અને પ્રિયતમનાં ભાવગીતો છપાયેલા પડયાં છે...તે સ્થળે આવીને પણ મહારાજ ભર્તૃહરિ નજીકના ભૂતકાળની એક નાની શી સ્મરણ મંજરીને યહૈયા પર આવવા દેતા નથી...જાણે પોતાને આ ભવન સાથે કદીયે કોઈ સંબંધ ન રહ્યો હોય તેવા નિર્વિકાર ભાવે તેઓ ખંડમાં નીચે મૃગ-ચર્મ બિછાવીને બેસી ગયા હતા.

મહારાણી કમલાવતી થોડી જ વારમાં વસ્ત્રો ધારણ કરીને ખંડમાં આવી પહોંચી અને મહાત્મા ભર્તૃહરિને નમસ્કાર કરીને બોલી: "ભગવંત, ભોજનનો થાળ તૈયાર કરવાની આજ્ઞા આપું ?"

"નહિ માતા, હું મારા પાત્રમા જ નિર્દોષ આહાર લઇ શકીશ...પરંતુ તે પહેલા આપનો પ્રશ્ન .."

"હા...પરંતુ એ પ્રશ્નથી આપને દુઃખ.."

વચ્ચે જ ભર્તૃહરિએ કહ્યું: "નહિ માતા, સાધુને સુખ દુ:ખની ચિંતા જ ન હોય...આપ સંકોચ વગર કહો."

"ભગવંત, આપે સ્ત્રીને સ્ત્રી રૂપે શા માટે જોઇ? સાધુને જેમ કંચનમાં ને માટીમા કોઈ ભેદ જણાય નહિ...તેમ ગમે તે વેશે કે સ્વરૂપે ઊભેલી સ્ત્રીમાં આવો ભેદ શા માટે હોવો જોઈએ?" કમલાવતીએ કહ્યું.

કમલાવતીની આ પ્રશ્ન સાંભળીને મહારાજ ભતૃહરિ ચમકી ઊઠયો... એમનાં નયનોમાં પ્રકાશ રેખા ઉભરાણી...તેઓ અતિ પ્રસન્ન નજરે કમલાવતી સામે જોઈ રહ્યા ..તેઓ કંઈ ઉત્તર આપે તે પહેલાં જ જનતાને સમજાવી વિક્રમાદિત્ય, મંત્રી વર્ગ, મહાપ્રતિહાર વગેરે મહાત્માને શોધતા શોધતા આવી પહોંચ્યા.

સહુના આવવા છતાં રાણી કમલાવતી એના એ ભાવે ત્યાં ને ત્યાં બેસી રહી

વિક્રમાદિત્ય અને અન્ય સર્વેએ મહાત્મા ભર્તૃહરિને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં.

મહાત્માએ સર્વ તરફ પ્રસન્ન નજરે જોયું.

સહુ નીચે જ બેસી ગયા મહાત્મા ભતૃહરિએ કમલાવતી સામે જોઇને કહ્યું: "માતા, આજ તમે મારા મનના ખૂણામાં પડેલા એક અજ્ઞાનને દૂર કર્યું છે ..મનનો અંધકાર માનવીનો મંગલ માર્ગ

સહાય રૂંધતો આવ્યો છે, બાહ્ય દૃષ્ટિએ પળાતા આચાર નિયમો માત્ર વ્યવહાર દૃષ્ટિએ અને બાળ જીવો લપસી ન પડે એટલા ખાતર આવશ્યક હોવા છતાં જે ત્યાગીને આત્મદર્શન કરવુ છે તેને માટે નિશ્ચય દૃષ્ટિ ઉપકારક છે. માતા, મારો ઉદ્દેશ એ હોવા છતાં આજ સુધી મનમાં એક અજ્ઞાન ભરાઈ રહ્યું હતુ...શત્રુ મિત્ર, સ્ત્રીનું રૂપ, તૃણ, સોનુ, પથ્થર, મણિ, મૃતિકા, સંસાર અને મોક્ષ આ બધામાં જ્યાં સુધી હું સમદૃષ્ટિ વાળો નહિ બનુ ત્યા સુધી હુ મને પોતાને નહિ ઓળખી શકું...આજથી મારો યોગ–પુરુષાર્થ સમદૃષ્ટિ પ્રાપ્ત કરવાનોજ રહેશે."

કમલાવતી આ શબ્દો સાંભળીને મહાત્મા ભર્તૃહરિના ચરણમાં ઢળી પડી.

ત્યાર પછી મહાત્મા ભર્તૃહરિએ વિક્રમાદિત્યના સામે જોઈને કહ્યુ: "રાજન્, તારી સહધર્મચારિણી સાક્ષાત્ સરસ્વતી સમાન છે ..મારા મનનો અંધકાર આજ તેના એક જ પ્રશ્નથી દૂર થઇ ગયો છે."

એ પ્રશ્ન કયો હશે? વિક્રમના મનમાં થયુ...પણ તે કશુ બોલ્યો નહિ...

ત્યાર પછી મહારાજ ભર્તૃહરિએ ત્યાં બેઠેલા રાજપરિવાર અને મંત્રી વર્ગને સંસારની વિચિત્ર દશા વ્યક્ત કરતો ઉપદેશ આપ્યો.

ઉપદેશ સાંભળીને સહુના હૃદય અતિ પ્રસન્ન બની ગયાં.. મહામંત્રી ભટ્ટમાત્રે કહ્યું: "ભગવંત, આપ થોડા દિવસ રાજભવનમાં રહો તો...

વચ્ચે જ મહારાજ ભર્તૃહરિએ કહ્યું: "રાજભવન કે તપોવન બને આજથી મારે મન સરખા છે પરંતુ વ્યવહાર દૃષ્ટિની ઉપેક્ષા કરવાથી ભવિષ્યના સાધુ સંતોને વ્રતચ્યૂત બનવાનુ નિમિત્ત ઊભું થાય તે યોગ્ય નથી ..એટલે આપ કોઈ મને એવો આગ્રહ કરશો નહિ."

એમ જ થયું.

થોડીવાર પછી મહાત્મા ભર્તૃહરિ કમલાવતીના હાથે માધુકરી લઈને વિદાય થયા.

નીચે હજારો માણસો ઊભા હતા. મહાત્મા ભર્તૃહરિએ સર્વ લોકો સમક્ષ ધર્મમાં સ્થિર રહેવાનો અને સદાચાર યુક્ત જીવન જીવવાનો ઉપદેશ આપ્યો...

ત્યાર પછી તેઓ જનતાના જયનાદ ઝીલતા ઝીલતા નગરી બહારના ઉદ્યાન તરફ વિદાય થયા.

સંધ્યા વખતે રાજપરિવારને લઈને મહારાજ વિક્રમાદિત્ય ઉદ્યાનમા ગયા. એકાદ પ્રહર પર્યંત મહાત્મા પાસે બેસીને તેઓ પાછા વળ્યા...

અને સવારે તેઓ સ્નાનાદિથી નિવૃત્ત થઈ દુગ્ધપાન કરવા બેઠા હતા...ત્યાં એક દૂતે આવીને સમાચાર આપ્યા: "કૃપાવતાર, મહાત્મા ભર્તૃહરિ આજ વહેલી સવારે વિહાર કરી ગયા છે."

"આજે જ વિહાર કરી ગયા?" વિક્રમાદિત્યને ભારે નવાઈ લાગી.

પણ વળતી જ પળે તેમનું આશ્ચર્ય શમી ગયું. જેને સંસાર પ્રત્યે કોઈ પ્રકારનો રાગ નથી કોઈ પ્રત્યે મમતાનાં બંધનો નથી તે હમેશા મુક્ત જ હોય છે મુક્તિ માર્ગના પ્રવાસીઓ કયારે અને કઈ તરફ જાય તે કલ્પી શકાય નહિ.

મહારાજ વિક્રમાદિત્યે રાજર્ષિ કઈ તરફ પધાર્યા એ જાણવા માટે તપાસ કરાવી...પરંતુ કશું પરિણામ આવ્યું નહિ. તેઓ રાત્રિના ચતુર્થ પ્રહરનો પ્રારંભ થયો કે તરત ચાલ્યા ગયા હતા. ઉદ્યાનમાં રહેલા રક્ષકો પણ કશું જાણી શક્યા નહોતા.

કઈ તરફ ગયા હશે?

માલવપતિએ મહામંત્રીને તપાસ કરવા માટે આજ્ઞા કરી. મહામંત્રીએ ચારે તરફ અશ્વારોહીઓને વિદાય કર્યા.

પાંચ પાંચ દિવસની તપાસ પછી પણ મહાત્મા ભર્તૃહરિ કઈ તરફ ગયા છે તે જાણી શકાયું નહિ.

બીજા પંદર દિવસ વીતી ગયા. રાજર્ષિ ભર્તૃહરિનું આકસ્મિક આગમન અને આકસ્મિક ચાલ્યા જવું એ બંને સમગ્ર અવંતિ માટે એક નવાઈભર્યાં સ્મરણ સમાન બની ગયાં.

સંત પુરુષો તો વહેતી સરિતા સમા છે...કોઈ સ્થળે સ્થિર રહી શકે નહિ...ક્યાંય કોઈની સાથે રાગ–મમતાનાં બંધન વડે બંધાય નહિ મનમાં મમતાનો અંશ પ્રગટે કે તરત તેઓ ગતિમાન બની જાય.

રાજર્ષિ ભર્તૃહરિ તો આત્મદર્શનની આરાધનામાં પડ્યા હતા. જીવન પ્રત્યે પણ નિર્મોહી બની ગયા હતા અને એમને જે વૈરાગ્ય લાગ્યો હતો તે અદ્ભુત હતો ..એક અમ્મરફળના ભક્ષણના કારણે તેઓ દીર્ઘકાળ પર્યંત જીવિત રહેવાના હતા અને જો તેઓ મનથી પણ ચલિત બને તો પ્રાપ્ત થયેલું દીર્ઘજીવન વસમું થઈ પડે તેમ હતું. જ્ઞાનનો દીવડો હૈયામાં પ્રગટાવીને તેઓ જન્મ મરણ ને જરા પર જય મેળવવાનો પુરુષાર્થ કરી રહ્યા હતા. પુરુષાર્થી પુરુષને પ્રમાદ પાલવે નહિ !

ત્યાગીઓને માયા–મમતા કે રાગનો સ્પર્શ થાય તો એના અંતઃકરણમાં રમતો સમભાવ નષ્ટ થયા વગર રહે જ નહિ.

મહાત્મા ભર્તૃહરિ ચર્મણ્યવતીના ગાઢ વન પ્રદેશ તરફ ચાલ્યા ગયા હતા. એમના પ્રસ્થાનની કોઈને ખબર નહોતી પડી. નહિ તો અવંતિના હજારો નાગરિકો પાછળ ગયા વગર રહે જ નહિ.

આમ છતાં સેંકડો જુવાનો ને નાગરિકો મહાત્માની શોધ કરવા રઝળપાટ કરી રહ્યા હતા...એ લોકો પણ થાકીને પાછા આવ્યા.

અને રાજસભામાં એક દિવસે ભારે ચમત્કાર થયો. એક પરદેશી જણાતો સુંદર, ચતુર અને પ્રભાવશાળી ચારણ રાજસભામાં આવી ચડ્યો હતો.

રાજસભાના મુખ્ય દંડકે જ્યારે કોઈને કંઈ ફરિયાદ કરવી હોય તો ઊભા થઈને કહેવાની વાત કહી ત્યારે આ સુંદર ચારણદેવ ઊભો થયો. સમગ્ર સભા આ તેજસ્વી ચારણ સામે જોઈ રહી.

મહારાજ વિક્રમાદિત્ય પણ આ ચારણ સામે જોઈ રહ્યા. આવું તેજસ્વી સ્વરૂપ ભાગ્યે જ જોવા મળે. રૂપવાન, સ્વસ્થ અને સુદૃઢ પુરુષને જોઈને કોઈ સ્ત્રી આકર્ષિત બને તે સહજ છે...પરંતુ આ ચારણને જોઈને રાજસભામાં બેઠેલા પ્રત્યેક માણસો જાણે અંજાઈ ગયા હતા.

ચારણદેવે કહ્યું : "માલવનાથ મહારાજ વિક્રમાદિત્યનો જય થાઓ! કૃપાનાથ, હું એક ચારણ છું...સમગ્ર ભારતનો પ્રવાસ કરતો અહીં આવી ચડ્યો છું, મારું નામ દેવકીર્તિ છે."

મહામંત્રી ભટ્ટમાત્રે કહ્યું: "આપને જે કંઈ ફરિયાદ કરવી હોય તે વગર સંકોચે કરો.. માલવપતિ અવશ્ય આપની ફરિયાદ પર વિચાર કરશે."

દેવકીર્તિએ ભટ્ટમાત્ર સામે જોઈને કહ્યુ : "મહામંત્રીશ્વર, હું ફરિયાદ કરવા નથી આવ્યો...પરંતુ એક સાહસ કરવાની પ્રેરણા આપવા આવ્યો છું."

આ શબ્દોથી આખી સભા ચકિત થઈ ગઈ. સાહસ કરવાની પ્રેરણા?

મહામંત્રીએ પ્રશ્ન કર્યો : "સાહસની પ્રેરણા?"

"હા મહામંત્રીશ્વર, હું ઘણાં રાજ્યોમાં ફર્યો છું...ઘણા રાજાઓને જોયા પણ છે...પરંતુ બાણુ લાખ માળવાના ધણીને

જોયા પછી મને લાગ્યું છે કે તેઓ જરૂર પુરુષ જાતિ પર એક મહાન ઉપકાર કરી શકશે ”

વિક્રમાદિત્યને પણ આશ્ચર્ય થતું હતું...પરંતુ દેવકીર્તિની વાત સમજમાં નહોતી આવતી. મહામંત્રીએ કહ્યું : “ પુરુષ જાતિ પર મહાન ઉપકાર કરવાનો અર્થ સમજાતો નથી...જો આપ વિગતથી માહિતી આપો તો એના ઉપર વિચાર કરી શકાય. ”

“ હું આપણને વિગતથી વાત કહેવા જ આવ્યો છું. દક્ષિણ ભારતમાં પ્રતિષ્ઠાનપુર નામનું એક મોટુ રાજ્ય છે. એના રાજરાજેશ્વર મહારાજ શાલિવાહન ધર્મપ્રેમી અને ઘણા પવિત્ર, સદ્દગુણી છે. મહારાજ શાલિવાહનને ત્યા સુકુમારી નામની સત્તર વર્ષની એક કન્યા છે... કૃપાનાથ, રાજકુમારી સુકુમારીનું રૂપ અસામાન્ય છે. ગુલાબી ઝાંયવાળા સાચા મોતીનો માવો કરીને એ માવામાંથી જ જાણે એની કાયા સરજાણી હોય એમ લાગે છે...એનાં નયનો ગુલાબી યૌવનની પ્રથમ રેખાથી એટલાં મનોહર દેખાય છે કે જોનાર એના સામે નજર પણ ન કરી શકે...અને વધારે ઉત્તમ તો એ છે કે રાજકન્યા સુકુમારી નૃત્ય-સંગીતમાં અજોડ છે. સ્વર્ગની અપ્સરાના વર્ણનો કે દેવ કન્યાઓનાં વર્ણનો કે પદ્મિની નારીનાં વર્ણનો એની આગળ સાવ બિચારાં છે...આવુ રૂપ ..આવુ ઊગતું યૌવન અને આવી સપ્રમાણ કાયા મે તો ક્યાંય જોઈ નથી...માલવનાથ, વધારે શુ કહું ? સંસારના કોઈ કવિ પાસે એવી વાણી પણ નથા કે રાજકન્યા સુકુમારીનુ નખશીખ વર્ણન કરી શકે ! પરંતુ આ કન્યા બધી રીતે સર્વશ્રેષ્ઠ સુંદરી હોવા છતાં પુરુષ જાતિ પ્રત્યે ભારે દ્વેષ રાખે છે ..કોઈ પણ પુરુષ એની સામે જઈ શકતો નથી...જો ભૂલે ચૂકયે પણ કોઈ પુરુષ એના આવાસમા જઈ ચડે તો તરત તે પુરૂષનો વધ કરવામાં આવે છે પોતાની પ્રિય રાજકન્યાની આવી વૃત્તિ જોઈને મહારાજા શાલિવાહને તેને માટે એક જુદા મહેલની

જ વ્યવસ્થા કરી છે...ત્યાં કોઈ પુરુષ જઈ શકતો નથી...કોઈ સાહસી રાજકન્યાને પ્રાપ્ત કરવા જાય છે તો તે મરીને જ બહાર નીકળે છે. આવી સુંદર અને દરેક દૃષ્ટિએ ઉત્તમ રાજકન્યાને આજ સુધી કોઈ પુરુષ વશમાં લઇ શક્યો નથી, કોઈ આકર્ષિ શક્યો નથી. પુરુષ જાતિ પર મહાન ઉપકાર કરવાની દૃષ્ટિએ હું આપને પ્રાર્થના કરવા લલચાયો છું."

અવાક બનીને આખી સભા સાંભળી રહી. નવજવાન વિક્રમાદિત્યે કહ્યું : "ચારણદેવ, સંસારમાં આ રીતે કોઈ સ્ત્રી પુરુષ દ્વેષિણી સાંભળી નથી...આમ કેમ બન્યું અને આ અંગેની વિશેષ માહિતી પ્રાપ્ત કરવા અર્થે શું કરવું જોઈએ...તે આપ જણાવશો તો ઠીક પડશે."

ચારણ દેવકીર્તિએ કહ્યું : "મહારાજ, મારી પાસે રાજકન્યાનું ચિત્ર પણ છે અને તે પુરુષ દ્વેષિણી કેમ બની તે હકીકત પણ છે... જો આપ મને રાજભવનમાં મળવાની તક આપો તો વિગતવાર વાત કહી શકીશ."

ચારણ દેવકીર્તિની આ માગણી તરત સ્વીકારમાં આવી અને રાજસભા સમાપ્ત થયા પછી મહારાજ વિક્રમાદિત્ય પોતાની સાથે દેવકીર્તિને લઈને રાજભવન તરફ વિદાય થયા.

મહારાજ વિક્રમાદિત્યે ચારણ દેવકીર્તિને ભોજન લેવાનો આગ્રહ કર્યો ત્યારે દેવકીર્તિએ ઘણા જ પ્રસન્નભાવે કહ્યું : "રાજન, હું શ્રી જિનેશ્વરભગવંતનો આરાધક છું ..આજ મારે અન્નજળનો ત્યાગ છે એટલે આપ નિરાંતે જમી લો."

મહારાજ વિક્રમાદિત્યે દેવકીર્તિને બેઠકખંડમાં બેસાડયો અને પોતે ભોજનાદિ કાર્ય માટે પોતાના ઉપરના ખંડમાં ગયા. એ વખતે કમલા સ્વામીની રાહ જોતી જ બેઠી હતી. સ્વામીને જોતાં જ તે ઊભી થઈ ગઇ અને પ્રસન્ન સ્વરે બોલી ઊઠી : "આજ રાજસભામાં વધારે સમય ગયો લાગે છે."

"હા પ્રિયે, આજ તું આવી હોત તો તને એક આશ્ચર્યકારક વાત સાંભળવા મળત."

"મને એવી કલ્પના જ નહોતી. પણ આપ વિલંબ ન કરો... વસ્ત્રો બદલાવીને ભોજનગૃહમાં આવો ..હું તૈયારી કરું છું...પછી મને નિરાંતે એ વાત સંભળાવજો." કમલાવતીએ કહ્યું.

મુગટ વગેરે એક ત્રિપદિ પર મૂકતાં વિક્રમાદિત્યે કહ્યું : "કમલ, તારે પણ મારી સાથે જ ભોજન કરી લેવાનું છે...પછી નીચેના

બેઠકખંડમાં આવવાનું છે...ત્યાં તને આજની આશ્ચર્યકારક વાત સાંભળવા મળશે."

કમલાવતી તરત ભોજનગૃહ તરફ વિદાય થઈ.

લગભગ બેએક ઘટિકા પછી મહારાજ વિક્રમાદિત્ય અને મહારાણી કમલાવતી બેઠકખંડમાં આવી ગયાં.

દેવકીર્તિએ આસન પરથી ઊભા થઇ મહારાજ અને મહાદેવીને આશીર્વાદભરી વાણી વડે બિરદાવ્યાં.

વિક્રમાદિત્યે અને મહાદેવીએ ચારણદેવને નમઃસ્કાર કર્યાં અને વિક્રમે કહ્યું: "ક્ષમા કરજો ચારણદેવ, આપને મે બેસાડી રાખ્યા..."

"કૃપાનાથ, આવું ન બોલો...મારા અહોભાગ્ય કે આજ આપના આવાસમાં આવી શક્યો અને સતીરાણીનાં દર્શન થયાં." દેવકીર્તિએ કહ્યું.

ત્યાર પછી ત્રણે ય આસન પર બેઠાં.. વિક્રમાદિત્યે કહ્યું: "હવે આપ મહારાજ શાલિવાહનની નરદ્વેષિણી કન્યાની વાત કરો. મહાદેવી સાંભળે તો..."

વચ્ચેજ દેવકીર્તિ બોલી ઊઠ્યો: "મહાદેવીને ઘણોજ આનંદ મળશે અને મારી ભાવનાને પણ ટેકો મળશે"

મહારાણીએ કહ્યું: "આપની ભાવનાને ટેકો ! હું સમજી નહિ."

આપ વાત સાંભળશો એટલે આપને ખ્યાલ આવી જશે. દક્ષિણ ભારતમાં પ્રતિષ્ઠાનપુર નામનું એક મહાન રાજ્ય છે. એ રાજ્યના રાજા શાલિવાહન ઘણા જ સંસ્કારી, સૌમ્ય અને પ્રજાપ્રિય છે અને શાલિવાહનની પટરાણી મહાદેવી વિજયા પણ પરમ ધાર્મિક અને પ્રતાપવંતા છે. આ રાજાને પાંચ પુત્ર અને એક દીકરી છે. દીકરીનું રૂપ અથાગ છે...સ્વર્ગલોકમાં પણ કોઈ દેવાંગના આના જેવી રૂપવતી નહિ હોય. નૃત્ય, સંગીત આદિ કલાઓમાં નિષ્ણાત

છે...આજ એનું વય સત્તર વર્ષનું થયુ છે. અને રૂપલાવણ્યના યોગથી આજ તે ભુવનમોહિની બની ગઇ છે. પરંતુ રાજકન્યા જ્યારે સાત વર્ષની હતી, ત્યારે તેને પૂર્વ જન્મનું જાતિસ્મરણ જ્ઞાન થયું હતું અને પૂર્વ જન્મમાં તે પોતાના પુરુષથી ભારે વેદના પામીને તરછોડાઈ હતી પરંતુ કોઇ શુભ ચિંતનના કારણે તે આ ભવમાં રાજા શાલિવાહનને ત્યાં જન્મી. પોતાના પુરુષે કરેલો અન્યાય તેને યાદ આવવાથી તેનું માનસ પુરુષ જાતિ પ્રત્યે દ્વેષવાળુ બની ગયુ. જ્યારે તે તેર વરસની થઈ ત્યારે મનમાં પોષાયેલો આ દ્વેષ પરાકાષ્ઠાએ પહોંચ્યો અને તેની પાસે કોઈ પણ પુરુષ આવે તો તે તેનો વધ કરાવી નાખતી. આથી રાજા અકળાયો..તેની માતાને પણ ભારે ચિંતા થઇ પડી..એકની એક સુંદરી કન્યા માટે શું કરવુ? પરંતુ એના હાથે કોઈ પુરુષનો વધ ન થાય એટલા ખાતર મહારાજાએ એક જુદો મહેલ તૈયાર કર્યો અને તેમાં રાજકન્યા સુકુમારીને રાખી, તેની તહેનાતમાં માત્ર સ્ત્રી દાસીઓ જ રહી શકતી હતી...પહેરો ભરવા માટે પણ સ્ત્રી ચોકિયાતોની વ્યવસ્થા કરી. આમ આ રાજકન્યા સુકુમારી આજ સત્તર વર્ષની થઇ છે. એના ભાઈઓ પણ એની પાસે જઈ શકતા નથી. એક માત્ર પિતા જઈ શકે છે. એ સિવાય કોઇ પણ પુરુષ જો એ મહેલમાં પ્રવેશ કરે તો તે જીવંત રહી શકતો નથી. રાજકન્યા તરત જ તેનો શિરચ્છેદ કરાવી નાખે છે. સુકુમારી અતિ સુંદર છે. એની સુંદરતાનુ વર્ણન કરવાની મારામા પણ શક્તિ નથી આવી રાજકન્યાને વશમા લઈ શકે એવો કોઈ પુરુષ આજ સુધી મેં જોયો નથી...કેવળ આપને જોઇને જ મારા મનમાં શ્રદ્ધા પ્રગટી છે અને હું એટલા માટે જ આપને પ્રાર્થના કરું છું કે પુરુષજાતિ માટે ભયકારક નીવડેલ આ રાજકન્યાને આપ વશમા ક્યો અને પુરુષજાતિ પર ઉપકાર કરો. કૃપાનાથ, જાતિસ્મરણ જ્ઞાનનાં કારણે જ એના અંતરમાં એક પ્રકારની વિપરીત હવા ભરાઈ ગઇ છે. આપ એનું ચિત્ર જોશો તો આપને ખાતરી થશે કે સંસારમાં

આવી સુંદરી ભાગ્યે જ હશે." કહી દેવકીર્તિએ વસ્ત્રમાં વીંટાળેલું એક કૌશેય પટક કાઢીને મહારાજ વિક્રમાદિત્ય સામે ધર્યું.

મહારાજ વિક્રમાદિત્યે ચિત્રપટનું કોકડું ખુલ્લું કર્યું જોતાં જ મહાદેવી અને મહારાજ બંનેથી બોલાઈ જવાયું : "વાહ!"

થોડી પળો ચિત્ર જોવામાં પસાર થઈ. મહાદેવી કમલાએ કહ્યું: "ચારણદેવ, આ સૌન્દર્યનું વર્ણન કોઈથી ન થઈ શકે...!"

વિક્રમાદિત્યે પત્ની સામે પ્રેમાળ નજરે જોઈને કહ્યું: "ખરેખર ...રાજકન્યા સુદર છે...સ્ત્રી પ્રત્યે સ્ત્રી મુગ્ધ બની જાય ત્યારે એના રૂપમાં દોષ મળી શકતો નથી." ત્યાર પછી ચિત્ર પત્નીના હાથમાં આપીને મહારાજે દેવકીર્તિ સામે જોઈને કહ્યું: "ચારણદેવ, આપ હવે અહી જ થોડા દિવસ રોકાઈ જાઓ...આજ આપને ઉપવાસ છે એટલે અમે આપના અતિથિ સત્કારનું પુણ્ય પ્રાપ્ત કરી શક્યાં નથી. વળી આ ચિત્ર જોઈને જે નિર્ણય કરીશ તે પણ આપને કહીશ. આ ચિત્ર મારી પાસે રહે તો આપને કંઈ વાંધો નથી ને?"

"આ ચિત્ર આપ જ રાખો...અને પુરુષ જાતિનું કલ્યાણ કરો. મહારાજ, હું રોકાઈ શકું એમ નથી...મારે અત્યારે જ પાછા ફરવાનું છે."

"પરંતુ અહીં આપને કોઈ પ્રકારની મુશ્કેલી .."

"ક્ષમા કરો ભુપાલ! હું જો રોકાઈ શકું એમ હોત તો આગ્રહ ન કરાવત..."

વિક્રમાદિત્યે તરત બહાર ઊભેલા મહાપ્રતિહાર અજયસેનને બોલાવ્યો અને એના કાનમાં ધીમા સ્વરે કંઈક કહ્યું.

દેવકીર્તિ બધું સમજી ગયો એટલે આછું હસ્યો.

અજયસેન તરત ખંડ બહાર નીકળી ગયો.

મહારાણી કમલાવતીએ કહ્યું: "ચારણદેવ, વધુ નહિ તો આવતી કાલે પારણું કરીને આપ જજો."

"મહાદેવી હું લાચાર છું...આપને ત્યાં મારાથી ભોજન લઈ શકાય એવા સંયોગો નથી."

તરત વિક્રમાદિત્યે કહ્યું: "ચારણદેવ, મારા તરફથી આપને કંઈ મનદુ:ખ થયું છે? રાજના કોઈ કર્મચારીએ આપનુ અપમાન તો નથી કર્યું ને?"

"નહિ રાજન્, એવુ કશું નથી બન્યું..."

"તો પછી અમારે ત્યાં ભોજન ન લઈ શકાય એવા ક્યા સંયોગો છે?" મહાદેવી કમલાએ પ્રશ્ન કર્યો.

દેવકીર્તિ મનમાં મૂંઝાયો...થોડી પળો પર્યંત તે વિચારમગ્ન બની ગયો...અને તે કંઈ ઉત્તર આપે તે પહેલાં જ એક સેવકે આવીને નમન કરતાં કહ્યું: "મહામંત્રીશ્વર પધાર્યા છે."

"અહીં આવે..." વિક્રમાદિત્યે કહ્યું.

સેવક બહાર નીકળી ગયો.

કમલાએ ચારણદેવ સામે જોઈ ને કહ્યું: "આપ વિચારમગ્ન કેમ બની ગયા? જે કંઇ હોય તે કોઇ પ્રકારના સંકોચ વગર કહેજો. રાજાઓના દોષ કોઇ મોઢે કહેતું નથી...પરિણામે રાજાને દોષથી મુક્ત થવાનું સૂઝતુ નથી."

એ જ પળે મહામંત્રી ભટ્ટમાત્ર ખંડમાં દાખલ થયા અને 'મહારાજનો જય થાઓ.' એમ કહીને આગળ વધ્યા.

મહામંત્રીએ મહારાજ, મહાદેવી અને ચારણદેવના કુશળ પૂછીને આસન પર સ્થાન લીધું.

એ જ વખતે મહાપ્રતિહાર અજયસેન એક થાળ સાથે આવી પહોંચ્યો. થાળમાં સુવર્ણ અને રત્નનાં અલંકારો હતાં...સુવર્ણમુદ્રાઓની બે થેલી હતી...અને એક રેશમી ભરતની કાશ્મીરી સાલ હતી.

મહાપ્રતિહાર થાળ લઈને મહારાજ પાસે ઊભો રહ્યો. વિક્રમાદિત્યે

ચારણદેવ સામે જોઈને કહ્યું: "ચારણદેવ, મહાદેવીની વાતનો આપે ઉત્તર ન આપ્યો."

"મહારાજ, હું સત્ય કહું છું..કોઈ દોષ મને દેખાયો નથી ...કોઈએ મારુ અપમાન કર્યું નથી...હું ખૂબ જ પ્રસન્ન ચિત્ત છું."

તરત મહારાજ વિક્રમાદિત્યે મહાપ્રતિહારના હાથમાથી થાળ લઈને ચારણદેવ પાસે જતાં કહ્યું: "ચારણદેવ, આપના મનનું કારણ હું સમજી શક્યો નથી...અને એ અંગે આગ્રહ કરીને આપને દુઃખ આપવા પણ ઇચ્છતો નથી. આપને જ્યારે જવું હોય ત્યારે જઈ શકો છો...માત્ર આટલું મારા તરફથી સંભારણું સ્વીકારો..."

દેવકીર્તિએ મહારાજના હાથમાંથી થાળ લઈને એક તરફ મૂક્યો અને કહ્યું: "મહારાજ, હું ધન્ય બન્યો. આપની ભાવના જોઈને મારે મારું સર્વ સ્વરૂપ પ્રગટ કરવું પડે છે..." આમ કહીને તેણે નેત્રો બંધ કર્યાં.

થોડી જ પળોમાં ત્યાં બેઠેલા ત્રણેયના આશ્ચર્ય વચ્ચે દેવકીર્તિનું સ્વરૂપ ફરી ગયું. તેના દેહ પર અતિમૂલ્યવાન અલંકારો ખંડમાં ઝળહળવા લાગ્યા. તેના મસ્તક પરનો મુગટ જાણે તેજકિરણો બિછાવવા માંડયો. એનું રૂપ તો હતું તે કરતાં અનેકગણું સુંદર અને આકર્ષક બની ગયું.

દેવકીર્તિનું આવું સ્વરૂપ જોઈને વિક્રમાદિત્ય, કમલારાણી અને મહામંત્રી પોતાના આસન પરથી ઊભાં થઈ ગયાં.

દેવકીર્તિએ અતિ પ્રસન્ન સ્વરે કહ્યું: "રાજન્, હું માનવી નથી પરંતુ દેવ છું...નંદિશ્વર દ્વીપની યાત્રાએ ગયો હતો...વળતાં આ પવિત્રભૂમિનાં તીર્થસ્થાનોની યાત્રા કરી રહ્યો હતો...પૃથ્વી-સ્થાનપુરમાં મારે જવું પડયું અને મેં સુકુમારીની હકીકત જાણી. ત્યાર પછી અનેક સ્થળે ફરતો ફરતો અહીં આવ્યો અને તમારામાં

મેં સાહસ, વીરત્વ અને સૌભાગ્યનાં દર્શન કર્યાં...એટલે આ કાર્ય કરવાની મે ચારણવેશે વાત કહી. હુ દેવજાતિનો હોવાથી મનુષ્ય-લોકોનો આહાર લઈ શકતો નથી એટલે મે ના પાડી હતી... રાજન્, તમારા વિનયથી હું મુગ્ધ બન્યો છુ ..પ્રસન્ન થયો છુ ..જે ઈચ્છા થાય તે માગી લ્યો."

ત્રણેયે દેવકીર્તિને નમઃસ્કાર કર્યો ત્યાર પછી વિક્રમાદિત્યે કહ્યું: "આપના પ્રસન્નતા એ જ મારા માટે મોટામાં મોટુ વરદાન છે... એ સિવાય મારે કોઇ વસ્તુની ખોટ નથી"

દેવકીર્તિએ તરત ખ ડના ખૂણા તરફ દૃષ્ટિ કરી અને જમણો હાથ તે તરફ લ બાવતા કહ્યું: "રાજન્, તમારા હાથે અનેક શુભ કાર્યો થવાના છે...એમા આ સહાયભૂત થશે."

ત્રણેયે તે તરફ જોયું તો ખંડનો અડધો ભાગ સુવર્ણથી ભરાઈ ગયો હતો. દેવકીર્તિએ એક ગુટિકા વિક્રમાદિત્યને આપતાં કહ્યું: "રાજન્, તમે કાઈનું આપ્યું લેતા નથી, એ હું જાણું છું...આવી મનોવૃત્તિ એ ઘણી ઉત્તમ વાત છે. હુ આ રૂપપરાવર્તિની નામની દૈવી ગુટિકા આપું છુ...આ ગુટિકા મોઢામાં રાખવાથી તમે જેવી કલ્પના કરશો તેવું રૂપપરિવર્તન કરી શકશો."

આટલું કહીને દેવ અદૃશ્ય થઇ ગયો.

ત્રણેય અવાક બનીને એમ ને એમ ઊભાં રહ્યાં.

ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, આ કલિકાલમાં પુણ્યના યોગ વગર દેવનાં દર્શન થતાં નથી"

"ખરી વાત છે...! પરંતુ તે જે કાર્ય કરવાની પ્રેરણા આપી ગયા છે...તે કાર્ય ભારે વિચિત્ર છે. ગંભીર પણ છે" વિક્રમાદિત્યે કહ્યું.

તરત કમલાવતી બોલી ઊઠી: "સ્વામી, ગ ભીર અને જોખમ

ભરેલા કાર્યો તો ક્ષત્રિયો જ કરી શકે છે. શું આપને ભય છે કે સુકુમારી આપનો પ્રાણ લેવા તત્પર થશે ?"

"નહિ પ્રિયે, એવો કોઈ ભય મને સ્પર્શતો પણ નથી. પરંતુ તારા જેવી પ્રેમાળ પત્નીના પ્રેમની મર્યાદા હું કેમ વીસરી શકું ?"

"હુ સમજી નહિ .." સમજી ગયેલી હોવા છતાં કમલાવતીએ સ્વામી સામે તીરછી નજરે જોઈને કહ્યું.

"કમલ, તારામાં હું સુખી છું પછી..."

વચ્ચે જ કમલાવતીએ કહ્યું : "સ્વામી, સુખ અને દુઃખ એ તો મનની જ રમત છે...મને શોકચનો કોઈ ભય નથી...કોઈ રોષ નથી. આવી નરદ્વેષિણી સુદર નારીને જો યોગ્ય માર્ગે વાળી શકાય તો એ એક પરોપકારનુ જ કાર્ય છે અને આપ તો માળવાના ધણી છો, આપ જો આવો પરોપકાર નહિ કરી શકો તો બીજુ કોણ કરી શકશે ? દેવકીર્તિએ આ કાર્ય અગે અન્ય કોઈને પ્રેરણા ન આપતાં આપને જ શા માટે કહ્યું ? આપ મારા અંગે સંપૂર્ણ નિશ્ચિંત બનીને આ કાર્ય કરો એમાં માત્ર આપની શોભા છે એમ નથી... મારી પણ શોભા છે.'

"કમલ..."

"હું સત્ય કહું છું સ્વામી, આ તો એક જ નારીનો પ્રશ્ન છે... પણ આવતી કાલે આપ સેંકડો પત્નીઓ લાવો તો પણ મારાં નયનોમાં બીજો ભાવ નહિ પ્રગટે..."

વિક્રમાદિત્યે પત્નીના બંને હાથ પકડી લીધા અને પ્રેમભરી નજરે પ્રિયતમા સામે જોયુ. ત્યાર પછી તેમણે ભટ્ટમાત્ર સામે જોઇને કહ્યું : "મિત્ર, મહારાજ શાલિવાહનની કન્યા સુકુમારીની બધી હકીકત આપે જાણી છે. શું એ અંગે આપણે શું કરવું જોઈએ તે વિચારીને યોજના ઘડી કાઢજો."

"મહારાજનો જય થાઓ !" ભટ્ટમાત્રે પ્રસન્ન સ્વરે કહ્યું.

# ૧૩ : : પ્રતિષ્ઠાનપુર તરફ

ત્રણ દિવસ વીતી ગયા.

આ ત્રણ દિવસ દરમ્યાન નવજવાન વિક્રમાદિત્યના મન સામે રાજકન્યા સુકુમારીનુ ચિત્ર નાચતું જ રહ્યું.

ઘણીવાર માનવીની અનિચ્છા જ ઈચ્છાનું રૂપ ધારણ કરતી હોય છે. જ્યાં સુધી સુકુમારીનુ ચિત્ર નહોતું જોયુ. ત્યાં સુધી કેવળ મનમાં એક કુતૂહલ જાગ્યું હતુ ...પરંતુ દેવકીર્તિ પાસેથી જ્યારે ચિત્ર પ્રાપ્ત થયું, પત્નીએ સંમતિ આપી અને ચિત્ર વાર વાર જોવામાં આવ્યું ત્યારે કોઈપણ ઉપાયે સુકુમારીને પ્રાપ્ત કરવાની કામના બળવત્તર બનવા માંડી.

સ્વામીનું મનોમંથન પત્નીથી અગોચર ભાગ્યે જ રહે છે. કમલા તો બુદ્ધિમતી હતી, સ્વામીના ચહેરા પરથી જ તે વાંચી ગઈ હતી કે સ્વામીનુ મન રાજકન્યા સુકુમારી પ્રત્યે આકર્ષાયુ છે. પરંતુ તેનો સ્વભાવ અતિપ્રેમાળ અને પતિપરાયણ હતો...એથી જ તેણે વારંવાર સ્વામીને સુકુમારીનો ઉદ્ધાર કરવાની પ્રેરણા આપ્યા કરી.

આ ત્રણ દિવસના ગાળામાં ભટ્ટમાત્રે ચારે બાજુનો વિચાર કરીને સુકુમારી સુધી પહોંચવાની એક યોજના વિચારી લીધી. આ યોજના અંગેની ઘટતી તપાસ પણ કરી લીધી.

ચોથે દિવસે સવારે વિક્રમાદિત્યનું ધૈર્ય રહી શક્યું નહિ. તેણે તરત મહામંત્રીને બોલાવવા એક સેવકને મોકલ્યો.

મહામંત્રી ભટ્ટમાત્ર રાજભવનના બેઠકખંડમાં આવ્યો ત્યારે વિક્રમાદિત્ય પ્રાતઃકર્મથી નિવૃત્ત થઈને તેમની જ રાહ જોતો બેઠો હતો. ભટ્ટમાત્રને જોતાં જ તે બોલી ઊઠ્યો: "આવ મિત્ર, આવ..તારી યોજના હજી મનમાં રમે છે કે બહાર નીકળી શકે એમ છે?"

"યોજના તો તૈયાર છે, પરંતુ નરદ્વેષિણી રાજકન્યાનો વિચાર આવતાં મનને થાય છે કે આવું જોખમ શા માટે ખેડવું જોઈએ?"

વિક્રમાદિત્ય હસ્યો અને ભટ્ટમાત્રને બાજુના આસન પર બેસાડતાં બોલ્યો: "માનવીની જિંદગી જ જોખમથી ભરેલી છે! આ રાજભવનમાં હું દરેક વાતે સુખી છું...પરંતુ ક્યારે અને કોણ મને વિષ આપી દેશે એ કલ્પી શકાય એમ છે? અને જોખમ વગરની જિંદગીમાં મજા પણ શી? તારી યોજના કહે."

"મહારાજ, નૃપકન્યા સુકુમારી સંગીત અને નૃત્યમાં ખૂબ જ રસ લે છે. આપણા નગરની બે પ્રખ્યાત નર્તકીઓ મદનમાલા અને કામકલા દક્ષિણ ભારતની છે..મહારાજ શાલિવાહનની પ્રિય નર્તકી રૂપમાલા આ બંને નર્તકીઓની બહેન છે..અને રાજકન્યાને નિયમિત સંગીત અને નૃત્યનો આનંદ આપે છે. રૂપમાલા ત્રણે ય બહેનોમાં મોટી છે પરંતુ મહારાજ શાલિવાહનની એના પર પૂર્ણ કૃપા છે અને એનું વર્ચસ્વ પણ સારું છે. આપણે અહીંથી મદનમાલા અને કામકલાને લઈને પ્રતિષ્ઠાનપુર જઈએ તો ગમે તે ઉપાયે સુકુમારીને મળવાનો સુયોગ ઊભો કરી શકીએ."

વિક્રમાદિત્ય મૌન રહ્યો..કંઈક વિચારમાં પડી ગયો.

ભટ્ટમાત્રે કહ્યું: "આપે પણ સારી એવી સંગીત સાધના કરી છે. શાસ્ત્ર પણ કહે છે કે નારી અને મૃગ નાદથી અવશ્ય વશ થાય છે."

"એ બને બહેનો આપણી સાથે આવી શકશે?"

"બન્ને બહેનો આવવા તૈયાર જ છે. માલવનાથની ઈચ્છાને પૂરી કરવા કોને હોંસ ન હોય?" ભટ્ટમાત્રે કહ્યું

"હં...તો આપણે એક બે દિવસમાં જ પ્રસ્થાન કરીએ."

'એક બે દિવસમાં પ્રસ્થાન કેવી રીતે કરી શકાય? બને નર્તકીઓને પણ કંઈક તૈયારી તો કરવી જ પડશે ને! વળી વણથ ભ્યો પ્રવાસ શક્ય નથી છતાં ત્યાં પહોંચતા એકાદ મહિનો જરૂર વીતી જાય ...માગસર ઊતરતા ઠંડી પણ શરૂ થશે એટલે .."

"પહોચવામાં મહિનો નહિ લાગે. મારો મિત્ર અગ્નિવૈતાલ સાથે જ આવશે ..તારે પણ સાથે રહેવાનુ છે...બીજા કોઈ દાસ-દાસીઓની જરૂર નથી. તું બને નર્તકીઓને કહી દેજે. આજથી ત્રીજે દિવસે પ્રસ્થાન કરવાનું છે...બંને નર્તકીઓ પુરુષવેશમાં જ આવે... બીજા જે કંઈ સાધનો જોઈશે તે ત્યાંયી મળી શકશે."

ભટ્ટમાત્ર અવાક્ બનીને વિક્રમાદિત્ય સામે જોઈ રહ્યો...બે પળ પછી બોલ્યો: "કૃપાનાથ, સશસ્ત્ર રક્ષકો વગર પ્રવાસ કરવો છે?"

"ભટ્ટમાત્ર, મારી ભેટે ઝુલતી તલવાર શોભાની નથી...અને અવંતિ બહાર નીકળ્યા પછી આપણે બધા સરખા જ છીએ .. તુ તારી માળા જરૂર સાથે રાખજે." કહી વિક્રમાદિત્યે મીઠું હાસ્ય બિછાવ્યુ.

ભટ્ટમાત્રે પણ એવા જ મધુર હાસ્ય સાથે કહ્યું: "આપતું મૃગચર્મ પણ."

"એટલે તારી સાથે બાવો બનીને જ આવું એમ ને?"

બને મિત્રો હસી પડયા

બીજે દિવસે મહારાજ વિક્રમાદિત્યે મંત્રી બુદ્ધિસાગરને રક્ષણથી અને રાજ્યસચાલનની તમામ જવાબદારી સોંપી દીધી. એ સિવાય

પાંચ સભ્યોની એક વ્યવસ્થા સમિતિ નીમી...જેમાં અવંતિના નગરશેઠને પ્રમુખ તરીકે રાખ્યા.

પણ ત્રીજે દિવસે નીકળી શકાયું નહિ...રાજના પુરોહિતે માગશર શુદિ આઠમનું મુહૂર્ત આપ્યું અને આઠમના દિવસે સૂર્યોદય પછી ત્રણ ઘટિકા બાદ મહારાજ વિક્રમાદિત્ય, અગ્નિવૈતાલ, ભટ્ટમાત્ર, મદનમાલા અને કામકલા આ પાંચ માણુસો ઉત્તમ અશ્વો પર બેસીને વિદાય થયાં.

વિદાય લેતાં પહેલાં વિક્રમાદિત્યે કમલારાણીને કહ્યું : "પ્રિયે, તારી પ્રેરણા ન મળી હોત તો હું આ પ્રશ્ન પાછળ સાહસ કરવા ન જાત."

કમલારાણીએ પતિ સામે પ્રેમાળ નજરે જોઈને કહ્યું : "સ્વામી, આ પ્રશ્ન આપનો નથી."

"ત્યારે ?"

"મારો પોતાનો છે. આપ તો મારા કામે જોખમ ખેડવા જઈ રહ્યા છો અને મને વિશ્વાસ છે કે આપ યશસ્વી બનીને જ આવશો." કમલાએ પ્રસન્ન સ્વરે કહ્યું.

આ રીતે પ્રિયતમાની પ્રેરણા લઈને જ વિક્રમાદિત્યે પ્રસ્થાન કર્યું હતું.

ત્રણ દિવસ પર્યંત બધાંએ પ્રવાસ કર્યો...હજી માલવની હદ પૂરી નહોતી થઈ...ત્રીજા દિવસની રાત્રિએ અગ્નિવૈતાલે કહ્યું : "મહારાજ, આ રીતે તો આપણે એક મહિને પહોંચશું."

"અમારો સેનાપતિ તો તું જ છે. મિત્ર, તને જેમ યોગ્ય લાગે તેમ કરી શકે છે." વિક્રમે આછા હાસ્ય સહિત કહ્યું.

"તો આજ રાતે જ પ્રતિષ્ઠાનપુરથી પાંચ કોશ દૂરના એક ગામડામાં પહોંચાડી દઉં." અગ્નિવૈતાલે કહ્યું.

"જેવી તારી ઇચ્છા...પણ બને નર્તકીઓ ચમકશે તો નહિ ને?"

"ના રે મહારાજ...ઈ બધું હું પતાવી દઈશ."

એમ જ થયું.

રાતે જ્યાં પડાવ હતો ત્યાં જ્યારે બધાં નિદ્રાધિન થઈ ગયાં ત્યારે અગ્નિવૈતાલે પોતાના પ્રભાવ વડે સૌને એની એ સ્થિતિમાં પ્રતિષ્ઠાનપુરથી છએક કોશ દૂરના એક ઉપવન જેવા રળિયામણા પ્રદેશમા સરસામાન અને અશ્વો સહિત મૂકી દીધા.

અગ્નિવૈતાલે બને નર્તકીઓ અને મહામત્રી પર નિદ્રા અસ્થાપિત કરી હતી...એક મહારાજ વિક્રમાદિત્ય પર નિદ્રા નહોતી મૂકી.

ઉપવનમાં આવ્યા પછી અશ્વો આ ચમત્કારથી હણહણવા માંડયા...કારણ કે થોડીવાર પહેલાં તેઓ એક ઉતારાની ઘોડાહારમાં હતા...અને અત્યારે એકાએક સુદર વનપ્રદેશમાં આવી ગયા હતા.

ઘોડાઓના હણહણાટથી વિક્રમાદિત્ય જાગી ગયો. આંખ ઉઘાડીને જોયું તો ઓરડાના બદલે વનપ્રદેશ હતો. તે શય્યામાથી બેઠો થયો. અગ્નિવૈતાલે નજીક આવીને કહ્યું: "આપની આજ્ઞા મુજબ પ્રતિષ્ઠાનપુરના સીમાડા પાસે પહોંચી ગયા છીએ."

વિક્રમાદિત્યે અગ્નિવૈતાલના બંને હાથ પકડી લઈને કહ્યું: "મિત્ર, તારી શક્તિ અજોડ છે...! ખરેખર, મારા પુણ્યોદયના યોગે જ મને તારા જેવો મહાન મિત્ર પ્રાપ્ત થઈ શક્યો છે...પણ આ બંને નર્તકીઓ જાગશે ત્યારે તેના મન પર આશ્ચર્યનુ કંઈ વિપરિત પરિણામ નહિ આવે ને?"

"આપ નિશ્ચિંત રહો...હું સમજાવી દઈશ...હજી આપ આરામ કરો...પ્રાતઃકાળને ઘણી વાર છે...ત્યાં હું જરા વનપ્રદેશમાં આંટો મારી આવું." અગ્નિવૈતાલે કહ્યું.

"કેમ કંઈ કામ..."

"આપ તો જાણો જ છો કે રાત સિવાય આહાર લેવો મારા માટે ભારે દુ:ખદ હોય છે."

"ઓહ્ ! મિત્ર, મને ક્ષમા કરજે. તારા આહારની વ્યવસ્થા .."

વચ્ચે જ અગ્નિવૈતાલ બોલી ઊઠ્યો: "આપ મારી ચિંતા કરશો નહિ. આ વનપ્રદેશ ભારે રળિયામણો લાગે છે...મારો ખોરાક મને મળી જશે"

આ પ્રમાણે કહીને અગ્નિવૈતાલ તરત ચાલ્યો ગયો. વિક્રમાદિત્ય પુન: આડેપડખે થયો તેમણે જોયુ, બાજુમાં ભટ્ટમાત્ર નિરાંતે સૂતો હતો. જરા દૂર પુરુષવેશધારિણી બને નર્તકીઓ પણ ઘોર નિદ્રામાં પડી હતી.

સવાર થયુ.

પખીઓનો કલરવ મધુર કવિતા જેવો ગુંજવા માંડ્યો.

વિક્રમાદિત્ય પથારીમાંથી બેઠો થયો...અગ્નિવૈતાલ પોતાની શય્યામાં બેઠો હતો. વિક્રમાદિત્યને શય્યાત્યાગ કરતા જોઈ તે બોલી ઊઠ્યો: "મહારાજનો જય થાઓ ! હવે આપ આજ્ઞા આપો તો પ્રસ્થાનની તૈયારી કરુ."

"આટલામા ક્યાંય જળાશય હશે?"

"હા મહારાજ ..સામે જ એક સુદર સરિતા કલરવ કરે છે." અગ્નિવૈતાલે એક દિશા તરફ હાથ લબાવ્યો.

"તો આપણે પ્રાત:કાર્ય કરી લઈએ...પરંતુ ભટ્ટમાત્ર અને બને બહેનો તો..."

"મે નિદ્રા છોડી છે. હમણાં જ તેઓ જાગશે." કહી અગ્નિવૈતાલે ત્રણ તરફ હાથ ફેરવ્યો

નિદ્રા પાછી ખેચી લેનાં જ પ્રથમ ભટ્ટમાત્ર બેઠો થઈ ગયો. અને અજાણ્યો વનપ્રદેશ જોઇને બને આખો ચોળવા માંડ્યો.

બંને નર્તકીઓ પણ જાગૃત થઈ અને પોતે સૂતી ત્યારે એક ઓરડો હતો અને આ વનપ્રદેશ ક્યાંથી આવી ગયો હશે? શું કોઈએ સમૂર્છનીનો પ્રયોગ કરીને અપહરણ કર્યું હશે? બંને ચમકીને ચારે તરફ જોવા માંડી. અગ્નિવૈતાલે કહ્યું: "ચમકવાની કોઈ જરૂર નથી. એક યોગીની કૃપાથી આપણે પ્રતિષ્ઠાનપુરના પાદર સુધી આવી પહોંચ્યાં છીએ."

"આપે શું કહ્યું? પ્રતિષ્ઠાનપુરનું પાદર! માત્ર એક જ રાતમાં?" મદનમાલાએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

વિક્રમાદિત્યે કહ્યું: "હા બહેન, યોગીઓની શક્તિ કલ્પનાથી પણ પર હોય છે...નિમિષમાત્રમાં તેઓ સાગરને સામે કાંઠે પણ મૂકી શકે છે."

ભટ્ટમાત્ર સમજી ગયો હતો કે વૈતાલની શક્તિનુ જ આ પરિણામ છે...તે માત્ર આછા હાસ્યસહ અગ્નિવૈતાલ સામે જોઈ રહ્યો.

ત્યાર પછી પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈ પાચેય માણસો પોતપોતાના અશ્વો પર બેસીને વિદાય થયા.

છેલ્લા મુકામના ઉતારામાંથી મળેલા પાંચ ખાટલા, ગાદલાં, ઓસીકાં વગેરે રહી ગયાં. પરંતુ અગ્નિવૈતાલ તો માત્ર ઇચ્છા વડે જ સર્વ કાર્ય કરી શકતો હતો. થોડે દૂર ગયા પછી તેણે ઉતારાનો સઘળો સરસામાન સંકલ્પના બળથી ઉતારામાં મોકલી દીધો.

તેજસ્વી અશ્વો માટે પાચ-છ કોસનો પથ એ કોઇ બહુ મોટી વાત નહોતી.

નગરીની ગગચુંબિત મહેલાતો દૂરથી દેખાવી શરૂ થઈ એટલે વિક્રમાદિત્યે ભટ્ટમાત્ર સામે જોઈને કહ્યું: "નગરી તો આવી ગઈ...આપણે ઊતરવાનું ક્યાં રાખશુ?"

"ઉતારો તો રૂપમાલાને ત્યાં જ રાખવો છે...પરંતુ તે પહેલાં આપણે રાજકન્યાના પુરુષહીન ભવનનું નિરીક્ષણ કરી લઈએ."

મદનમાલા બોલી ઊઠી : "કૃપાનાથ, પહેલાં મારી બહેનને ત્યાં જ જઈએ. ત્યાર પછી બધું જોઇ વિચારી શકાશે."

અગ્નિવૈતાલ સહુથી આગળ હતો. તેણે પોતાનો અશ્વ ઊભો રાખ્યો.

બધાં નજીક આવ્યાં ત્યારે તે બોલ્યો : "મહારાજ, નગરી આવી ગઈ છે...વેશપરિવર્તન કરવું હોય તો..."

"મિત્ર, મારો વિચાર એવો છે કે દેવી રૂપમાલાને ત્યાં જતાં પહેલાં આપણે રાજકુમારીના મહેલનુ નિરીક્ષણ કરી લઈએ."

"તો આ તરફ જવુ પડશે. જુઓ, સામે નગરીના દક્ષિણ છેડે જે મહેલ દેખાય છે તે મહેલમાં જ રાજકન્યા રહે છે."

"તો આપણે એ તરફ જ જઇએ. પછી નગરીમાં દાખલ થઈશુ." વિક્રમાદિત્યે કહ્યું.

અને પાચેય અશ્વો મહારાજ શાલિવાહનની રાજકન્યા સુકુમારીના એકાંત ભવન તરફ અગ્રસર થયા.

અર્ધઘટિકામાં પાચેય પ્રવાસીઓ મહેલના પાછળના ભાગમાં આવી ગયા. રાજમહેલ ફરતું વિશાળ ઉપવન હતું અને ઉપવન ફરતો ઊંચો કોટ ચણેલો હતો ..કોટમાં ઠેકઠેકાણે રક્ષકો ઊભા રહે તેવા કોઠાઓ હતા.

પાચેય પ્રવાસીઓએ કોટ તરફ નજર કરતાં કરતાં મુખ્ય દ્વાર તરફ પોતાના અશ્વોને ચલાવવા માંડયા.

અગ્નિવૈતાલે કહ્યું : "મહારાજ, અંદર જવું હોય તો જઈ શકાય."

"કેવી રીતે ?"

"અશ્વો કુદાવીને..."

"સમજ્યો...ના ..પ્રથમ આપણે એક વાર બધું જોઈ જાણી લઈએ..."

ભટ્ટમાત્રે કહ્યું : "મહારાજ...જુઓ, મહેલમાં દાખલ થવાનું મુખ્ય દ્વાર સામે દેખાય છે...સ્ત્રી રક્ષિકાઓ જ ખુલ્લા વલ્લમ અને તલવાર સાથે ઊભી છે."

પાંચેય અશ્વો મુખ્ય દ્વારથી થોડે જ દૂર રહ્યા ત્યાં મુખ્ય દ્વાર પરના ગોખમાંથી બે બિલાડીઓ ભારે વિચિત્ર અવાજ કરવા માંડી.

ભટ્ટમાત્રે કહ્યું : "બિલાડીઓ ?"

કામકલા બોલી : "મહામંત્રી, આ બિલાડીઓ પણ ભારે હોય છે...આ રીતે તે રક્ષિકાઓને સાવધ કરે છે અને પુરુષ જાતિના આગમનના સમાચાર રાજકન્યા પાસે પહોંચાડે છે...પછી તો તરત ત્યાંથી મોતનો પેગામ છૂટે છે."

મહામંત્રીએ વિક્રમાદિત્ય સામે જોઈને કહ્યું : "મહારાજ, આપણે વિચાર વગરનું સાહસ નથી કરવું. પ્રથમ વસ્ત્રપરિવર્તન કરીને આપણે કંઈક સ્થિર થઈએ અને રૂપમાલા પાસેથી બધી વિગત જાણીને પછી કાર્યક્રમ ઘડીએ."

બંને નર્તકીઓએ કહ્યું : "હા, કૃપાનાથ...એ વધારે વાજબી થશે."

તરત સહુ અન્ય દિશા તરફ વળ્યા.

## ૧૪ : રૂપમાલાને ત્યાં

મદનમાલા અને કામકલાના મનમાં વીસ દિવસનો પ્રવાસ એક રાતમા કેવી રીતે પૂરો થયો હશે એ વાતનું આશ્ચર્ય રહી ગયુ હતું. અગ્નિવૈતાલે એક યોગીરાજની કૃપાનું બહાનું બતાવ્યું હોવા છતાં બને બહેનોની જિજ્ઞાસા શાંત થઈ શકી નહોતી...અને નારી સ્વભાવને પણ દબાવીને બંનેએ કશું કહ્યું નહોતુ.

રાજકુમારી સુકુમારીના એકાંત મહેલથી થોડે દૂર આવેલા એક ઉપવનમા પાચે ય પ્રવાસીઓ પોતાના અશ્વો સહિત આવી પહોચ્યા.

આસપાસ વૃક્ષરાજી સુંદર લાગતી હતી. વાતાવરણ પણ અતિ મનોરમ હતુ. આઠ દશ વૃક્ષના એક ઝુંડસમા જણાતા ઘટમંડળ વચ્ચે મહામંત્રીએ ચાદર પાથરી.

વિક્રમાદિત્યે કહ્યું : "મિત્ર, આપણે અહી ખોટી શા માટે થવું જોઇએ? મદન અને કામ વેશપરિવર્તન કરી લ્યે એટલે આપણે નગરીમાં જઈએ."

કામકલાએ કહ્યું : "કૃપાનાથ, મને ક્ષમા કરો તો એક સૂચના કરૂં."

વિક્રમાદિત્યે કામકલા સાથે પ્રસન્ન નજરે જોઈને કહ્યુ : "સંકોચ વગર તું સૂચન કરી શકે છે. ભાઈ પાસે બહેને કોઈ સંકોચ ન રાખવો જોઈએ કહે ..'

"મહારાજ, રૂપમાલા મહારાજ શાલિવાહનની ખાસ નર્તકી છે અને રાજકુમારી પાસે નિત્ય જાય છે. આમ હોવાથી આપ ત્રણે ય પુરુષો જો સ્ત્રી વેશ ધારણ કરો તો વધારે ઉત્તમ ગણાશે."

"કામકલાની સૂચના બરાબર છે. પરંતુ ત્રણેયે સ્ત્રી વેશ ધારણ કરવાની જરૂર નથી. મારી પાસે તો રૂપપરિવર્તનની દિવ્ય ગુટિકા છે એટલે હું બરાબર સ્ત્રી બની જઈશ. મારા અવાજમાં પણ કોમળતા આવી જશે...મારો મહાન મિત્ર..." કહીને વિક્રમાદિત્યે અગ્નિવૈતાલ સામે જોયું.

અગ્નિવૈતાલે હસીને કહ્યું: "મહારાજ, હું પણ નારીવેશ ધારણ કરીશ."

"પછી નૃત્ય કરવું પડશે તો?" મહામંત્રીએ પ્રશ્ન કર્યો.

"હું વીણા અથવા મૃદંગ બજાવી શકીશ."

વિક્રમે હસીને કહ્યું: "નહિ, સ્ત્રીવેશની જરૂર નથી. તું મારો મૃદંગવાદક બનજે અને ભટ્ટમાત્ર આપણી મંડળીનો વ્યવસ્થાપક રહે."

સહુને આ યોજના ગમી ગઈ.

અગ્નિવૈતાલે સ્મરણ માત્રથી મૃદંગવાદકનું મસ્ત સ્વરૂપ ધારણ કર્યું.

બંને નર્તકીઓએ પણ પુરુષ વેશ દૂર કરી સ્ત્રીવેશ ધારણ કર્યો.

ભટ્ટમાત્રને ખાસ કંઇ કરવાપણું નહોતું...એનો આ વેશ બરાબર હતો.

વિક્રમાદિત્યે દેવકીર્તિએ આપેલી ગુટિકાનો પ્રયોગ કરીને એક નવયૌવના રૂપસુંદરીનું રૂપ ધારણ કરી લીધું.

વિક્રમાદિત્યનું યૌવન અને રૂપથી ઉભરાતું નારીરૂપ જોઇને અને નર્તકીઓ આશ્ચર્યથી અવાક્ બની ગઈ.

અગ્નિવૈતાલે કહ્યું: "મહારાજ, આપે તો ભારે જોખમ ઉઠાવ્યું..."

'કેમ?"

"આપને જોઈને અનેક પુરુષો મુગ્ધ બની જશે...આપનો અવાજ પણ અતિ મધુર બની ગયો છે..."

'એમા જોખમ ક્યાં આવ્યું?"

ભટ્ટમાત્રે હસતાં હસતાં કહ્યું: "કોઈ આપનું અપહરણ કરી જાય તો..."

બધા ખડખડાટ હસી પડ્યાં અને ત્યાર પછી સહુ પોતપોતાના અશ્વો પર ખોગીર મૂકીને નગરી તરફ રવાના થયા.

રૂપમાલાનું ભવન નગરીની પશ્ચિમે આવ્યું હતું. પાંચે ય પ્રવાસીઓ રૂપમાલાના ભવન પર પહોંચ્યા ત્યારે દિવસનો બીજો પ્રહર ચાલતો હતો.

અશ્વપર બેઠેલી ત્રણેય સ્ત્રીઓને જોઇને માર્ગમાં મળતા રાહદારીઓ આશ્ચર્યભરી નજરે જોઈ રહેતા.

કામકલા અને મદનમાલાએ પોતાની બહેનનું ભવન લગભગ સાતેક વર્ષ પહેલાં જોયું હતું. બને બહેનો આ નગરીથી જરાયે અપરિચિત નહોતી એટલે કોઇને પૂછવું પડયું નહોતું.

ભવનનો વૃદ્ધ દ્વારપાલ મદનમાલા અને કામકલાને ઓળખી ગયો...તેણે ઘણા જ આદરપૂર્વક આવકાર આપ્યો. તેણે એક દાસી મારફત ભવનમાં સમાચાર મોકલાવ્યા: "અવંતિથી મદનમાલા અને દેવી રૂપકલા આવ્યાં છે."

સાત સાત વરસે પોતાની બહેનો આવી છે એ સમાચાર

જાણીને રૂપમાલા હર્ષથી ખીલી ઊઠી. બહેનોના સ્વાગત અર્થે તરત તે બહાર આવી.

બંને બહેનોને તે ઘણા જ ભાવપૂર્વક ભેટી પડી. સાથેની સુંદર નવયૌવનાને જોઇને તેણે પ્રશ્નભરી નજરે કામકલા સામે જોયું.

" મોટી બહેન, તે અવંતિની પ્રખ્યાત ગાયિકા દેવી વિક્રમાનું નામ તો સાંભળ્યું હશે ? આ દેવી વિક્રમા છે...અમારી પ્રિય સખી છે. અમારા આગ્રહને વશ થઇને જ તે અત્રે આવેલ છે."

" હું ધન્ય બની." કહી રૂપમાલા દેવી વિક્રમાને ભેટી પડી.

ત્યાર પછી અતિથિઓ માટે ઉપરની ભૂમિ પર બે સુંદર ખંડ કાઢી આપ્યા.

ભોજનનો સમય થઇ ગયો હતો એટલે બધાએ સાથે બેસીને ભોજન કર્યું.

ત્યાર પછી અગ્નિવૈતાલ, વિક્રમાદિત્ય અને ભટ્ટમાત્રને આરામ લેવાની રૂપમાલાએ વિનંતિ કરી.

સાત સાત વરસે બહેનો મળી હોવાથી ત્રણે ય બહેનો વચ્ચે અનેક વાતો નીકળી પડી.

રૂપમાલાએ પોતાની બને બહેનોના આરોગ્યની, આર્થિક સ્થિતિની અને ધંધાની વાત પૂછવા માંડી

આમ વાતોમાં ને વાતોમાં સાંજ પડી ગઈ. વિક્રમ પણ ત્રણે ય બેનો પાસે આવ્યો. સૂર્યાસ્ત થયાનો જ્યારે ઘંટ વાગ્યો ત્યારે રૂપમાલા ચમકીને ઊભી થઇ ગઇ અને બોલી : " અરે, આજ તો સાવ ભુલાઇ ગયું."

" શું મોટીબેન ? " મદનમાલાએ પ્રશ્ન કર્યો.

" રાજકુમારી સુકુમારીને ત્યાં જવાનો સમય વીતી ગયો."

" એમાં આટલી વ્યાકુળ કેમ બની ગઇ ? આવતી કાલે જવાશે.'

રૂપમાલાએ હસીને કહ્યું : 'કામ, અમારી રાજકુમારીની કોઈ વાત તે સાંભળી લાગતી નથી."

"કેમ કઈ ગાંડપણ જેવું છે?"

"ના રે ના...અતિસુંદર છે, બુદ્ધિમતી છે, નૃત્ય-સંગીતમાં ખૂબ જ રસ લ્યે છે...એના વિચારો પણ ઉત્તમ છે...સ્વભાવ ઘણો જ માયાળુ છે...પણ એક ગાંડપણ એવુ ઘૂસી ગયું છે કે કોઈ પણ ઉપાયે નીકળતુ નથી."

"ગાંડપણ?" વિક્રમે પ્રશ્ન કર્યો.

"હા દેવી...ડાહ્યા માનવીનું ગાંડપણ! અમારી રાજકન્યાને પુરુષ જાતિ પ્રત્યે નફરત છે. એના ભવનમાં કોઈપણ પુરુષ પ્રવેશ કરે...તેમાંય ખાસ કરીને કોઈ નવજવાન પુરુષ પ્રવેશ કરે તો ત્યાં ને ત્યાં તેનો વધ કરવામાં આવે છે. આટલા ખાતર અમારા મહારાજાએ તેમને એક ભવનમાં રાખ્યાં છે"

"ત્યારે તો રાજકુમારી કદી ભવન બહાર નીકળતી જ નહિ હોય?" વિક્રમે પ્રશ્ન કર્યો.

"બહાર તો નીકળે છે...માતાપિતાને મળવા આવે છે...કોઈવાર રાજસભામાં આવે છે...એ વખતે તેઓ શાંત અને સ્વસ્થ હોય છે. પરંતુ કોઈ પુરુષ એમની સાથે લગ્ન કરવાની ઇચ્છા વ્યક્ત કરે તો તરત તેમના હૃદયમાં રોષ પ્રગટે છે અને એમનુ ગાંડપણ ચમકી ઊઠે છે!" રૂપમાલાએ કહ્યુ :

"રાજકુમારી સુંદર છે, સ્વસ્થ છે, ઉત્તમ વિચારો ધરાવે છે છતાં પુરુષ જાતિ પ્રત્યે આટલો વિદ્વેશ શા માટે રાખે છે...એ એક આશ્ચર્ય કહેવાય!"

"દેવી વિક્રમા, આ એક આશ્ચર્ય તો છે જ...પરંતુ આની પાછળનુ કારણ ઘણુ જ વિચિત્ર છે. કહેવાય છે કે રાજકન્યાને પોતાના

પૂર્વભવોનું સ્મરણ થયું હોવાથી તેમના હૈયામાં પુરુષ પ્રત્યે આવી નફરત જાગી છે."

મદનમાલા કંઈ કહે તે પહેલાં જ એક પરિચારિકા ખંડમાં આવી અને રૂપમાલા સામે જોઈને બોલી: "દેવી, રાજકુમારીજીની બે દાસીઓ આવી ગઈ હતી..."

"રથ તૈયાર છે?"

"હા દેવી .."

રૂપમાલાએ પોતાની બહેનો સામે જોઈને કહ્યું: "આજ ભારે વિપત્તિ આવી પડશે...જો રાજકન્યા રોષે ભરાશે તો..."

વિક્રમે તરત કહ્યું: "દેવી, આપ ચિંતા ન કરો...રાજકુમારીને કહેજો કે અવંતિથી બે શ્રેષ્ઠ નર્તકીઓ અને એક ગાયિકા આજે અતિથિરૂપે આવેલ છે એટલે એમની સરભરામાં વિલંબ થઈ ગયો."

"એમ કહીશ તો બીજી ઉપાધિ આવી પડશે."

વિક્રમારૂપી વિક્રમ પ્રશ્ન ભરી નજરે રૂપમાલા સામે જોઈ રહ્યો.

રૂપમાલાએ કહ્યું: "જો હું રાજકુમારીને આમ કહીશ તો તરત આપ ત્રણેયને બોલાવશે અને ત્યાં ગયા વગર નહિ ચાલે."

"અમે જરૂર આવીશુ અને તારી રાજકન્યાનું મન પ્રસન્ન કરીશું." કામકલાએ કહ્યું.

રૂપમાલા કંઈક નિશ્ચિંત બનીને વિદાય થઈ.

રાત્રિનો પ્રારંભ તો થઈ જ ગયો હતો. રૂપમાલા રાજકુમારીના નિવાસમાં પહોંચી ત્યારે તેનુ મન નિશ્ચિંત બની ગયુ હતું. તેણે રાહ જોઈ રહેલી સુકુમારીને નમન કરતાં કહ્યું: "રાજકુમારીનો જય થાઓ."

"ઓહ! રૂપ, આજ આટલો વિલંબ કેમ કર્યો?"

"શુ કરું, અવંતિની બે પ્રખ્યાત નર્તકીઓ જે મારી નાની બહેન થાય છે તે એક શ્રેષ્ઠ ગાયિકા સાથે મારે ઘેર આવેલ છે.

એની સરભરામાં અને ઘણાં વરસો પછી બહેનો મળી હોવાથી એની સાથે વાતો કરવામાં જરા મોડું થઇ ગયું. હું આપની ક્ષમા માગું છું."

"તારી બને બહેનો અવંતિમાં રહે છે?"

"હા...કુમારીજી."

"નૃત્યમાં નિષ્ણાત છે?"

"અતિ કુશળ..."

"અને ગાયિકા કોણ છે?"

"દેવી વિક્રમા નામની એક નવજવાન ગાયિકા છે."

"વાહ! ભલે તને વિલંબ થયો...તારે તારી બહેનો અને વિક્રમાને અહીં લાવવી પડશે."

"આપ જે દિવસે આજ્ઞા કરશો તે દિવસે આપની સેવામાં હાજર કરીશ."

"સારા કાર્યમાં વિલંબ ન શોભે...આવતી કાલે સંધ્યા વખતે તું ત્રણેયને સાથે લઈને આવજે."

"ભલે પરંતુ..."

"શું?"

"ગાયિકાના મૃદંગ વાદક પુરુષ છે."

"એને સાથે ન લાવીશ ..આપણે ત્યાં ઉત્તમ મૃદંગવાદિકા તો છે જ."

"ભલે .."

"તો કાલે જ આપણે નૃત્યગાનની મસ્તી માણીશું. આજ તું તારે જા...તારી બહેનો સાથે વાતો કર..."

રૂપમાલાએ પ્રસન્ન ભાવે મસ્તક નમાવ્યું.

ત્યાર પછી તે રાજકન્યાને નમન કરીને વિદાય થઈ, અને તે પોતાના ભવનમાં આવી ત્યારે સર્વ દાસ-દાસીઓને આશ્ચર્ય થયું.

કારણ કે હંમેશ તે રાત્રિનો બીજો પ્રહર પૂરો થાય ત્યારે જ આવતી.

રૂપમાલાને પાછી ફરેલી જોતાં જ વિક્રમાદિત્યે કહ્યું: "આવવું તો નથી પડ્યું ને?"

"ના.. આપના સમાચાર સાંભળીને રાજકુમારી ખૂબ જ આનંદમાં આવી ગયાં અને આવતી કાલે આપણે બધાંએ સાથે જવાનું છે...એટલા ખાતર મને તરત રજા આપી"

વિક્રમ માટે તો જોઇતું હતું તે જ વૈદે બતાવ્યા જેવું બન્યું. તે બોલ્યો: "અમારી જિજ્ઞાસા પણ તૃપ્ત થશે. અમે ઘણા જ હર્ષ સાથે આવીશુ અને તમારી રાજકન્યાને ખૂબ જ પ્રસન્ન કરશું...પણ મારા બંને સાથીઓ..."

"એ જ મુશ્કેલી છે ને! કોઇ પુરુષને સાથે નહિ લઈ જવાય. પરંતુ રાજકન્યાએ ઉત્તમ વાદ્યમંડળી રાખી જ છે."

"એમાં કોઈ પુરુષ નથી?"

"ના...બધી સ્ત્રીઓ છે"

"મૃદંગ વાદન માટે..."

"સ્ત્રી જ છે...ભલભલા મૃદંગ વાદકને પણ મહાત કરે એવી મૃદંગવાદિકા છે"

"તો તો ખૂબ મજા પડશે." વિક્રમાએ કહ્યું.

ત્યાર પછી ઘણીવાર સુધી વિવિધ વાતો કરીને રૂપમાલાએ ત્રણેયને શયનગૃહમાં મોકલ્યા.

અગ્નિવૈતાલ તો અદૃશ્ય રૂપે આ બધી વાતો સાંભળી રહ્યો હતો અને ભટ્ટમાત્ર ક્યારનો નિદ્રાધીન બની ગયો હતો.

બે ખંડમાં શયનની વ્યવસ્થા કરી હતી. એક ખંડમાં બંને બહેનો માટે બે શય્યા બિછાવી હતી...બીજા ખંડમાં વિક્રમા માટે એક જ શય્યા બિછાવી હતી.

શયનખંડમાં દાખલ થતી વખતે વિક્રમાદિત્યે કામકલાને કહ્યું : " કામ, આપણે આવતી કાલે સુકુમારીને ત્યાં કઇ રીતે કાર્યક્રમ આપવો તે નક્કી કરશુ...આજ તો આરામ લઈએ."

" બરાબર છે." કહી બંને બહેનો પોતાના શયનખંડમાં ગઇ. વિક્રમાદિત્ય બાજુના શયનખંડમાં ગયો."

ભવનની પરિચારિકાઓએ જળપાત્ર વગેરે મૂકી રાખ્યાં હતાં અને એક પરિચારિકા ચરણ ચાંપવા માટે આવી એટલે...

વિક્રમા રૂપે વિક્રમે કહ્યું : " મને આવી આદત નથી. પ્રવાસનો શ્રમ છે એટલે તરત નિદ્રા આવી જશે. તું તારે જા."

દાસી નમન કરીને ચાલી ગઇ. વિક્રમે શયનગૃહનું દ્વાર અંદરથી બંધ કર્યું.. અને તે શય્યા પર પડયો.

ત્યા તો વળતી જ પળે અગ્નિવૈતાલ પ્રગટ થયો મિત્રને જોતાં જ વિક્રમે કહ્યું : " મેં માન્યું હતું કે તમે બંને સૂઇ ગયા હશો. મહામંત્રી શું કરે છે."

" નાસિકા સંગીતમાં મગ્ન બની ગયા છે,"

" તો તુ પણ આરામ કર મિત્ર...આવતી કાલે સંધ્યા વખતે અમારે રાજકુમારીને ત્યાં જવાનુ છે."

" મે બધી વાત સાંભળી છે. હુ પણ સાથે આવીશ."

" પણ કોઇ પુરુષને.. "

આછા હાસ્ય સાથે અગ્નિવૈતાલ બોલી ઊઠયો : " મહારાજ, હું અદશ્ય ભાવે જ આવીશ. રાજકન્યાને જોયા પછી એના માટે શું કરવુ તે આપણે નક્કી કરશું."

" ઉત્તમ ! "

" ત્યારે તમે આરામ કરો...હું નગરીમાં ચક્કર મારું છું." કહીને અગ્નિવૈતાલ અદશ્ય થઇ ગયો."

## ૧૫ : : પટયોગ !

રૂપમાલા, મદનમાલા, કામકલા અને વિક્રમ ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરી છએક દાસીઓ સાથે સુંદર અશ્વોવાળા ચાર રથોમાં બેસીને રાજકન્યાના આવાસે પહોંચ્યાં ત્યારે પશ્ચિમ ગગનનો પાલવ કેસરભીનો બની ગયો હતો. જાણે નિશારાણીનાં સ્વાગત અર્થે પ્રકૃત્તિએ પલાસ પુષ્પોનો ગાલીચો ન બિછાવ્યો હોય !

રાજકુમારીની મુખ્ય દાસીએ ચારે ય કલાનેત્રીઓનું સ્વાગત કર્યું અને ચારેયને એક વિશાળ ખંડમા બેસાડયાં.

રૂપમાલાની દાસીઓ પણ ત્યાં જ ગોઠવાઈ ગઈ.

અગ્નિવૈતાલ તો અદૃશ્યપણે આવ્યો હતો...તે વિક્રમાની પાછળ જ બેસી ગયો હતો. વિક્રમે તેને શાંતભાવે બેસી રહેવાની સૂચના ઘેરથી નીકળતી વખતે જ આપી હતી. જો આવી સૂચના ન આપી હોત તો અગ્નિવૈતાલ જરૂર કંઈક નવાજૂની કરત.

રાજકુમારોની બે દાસીઓએ કલાનેત્રીઓને પાનક ભરેલાં સુવર્ણ-પાત્રો આપવા શરૂ કર્યાં.

પાનકનું પાન થઈ ગયા પછી મુખવાસનો થાળ આવ્યો અને મુખ્ય પરિચારિકાએ રૂપમાલા સામે જોઈને કહ્યું : " દેવી, રાજકુમારી શ્રી જિનમંદિરમાં આરતી ઉતારવા ગયાં છે ..હમણાં જ આવશે."

રૂપમાલાએ કહ્યું: "માધવી બહેન, અમારા ખાતર કોઈ પ્રકારની ઉતાવળ કરવાની જરૂર નથી...રાજકુમારીજી નિરાંતે આવે... અમને અહીં આનંદ છે."

ત્યા તો રાજકન્યાની વાદ્યમંડળી ખંડમાં દાખલ થઈ.

રૂપમાલાએ પોતાની બહેનોનો અને અવંતિની સુપ્રસિધ્ધ ગાયિકા વિક્રમાનો પરિચય કરાવ્યો.

વાદ્યમંડળીમાં એક વીણાવાદિકા હતી, એક મૃદંગવાદિકા હતી, બે તંબુરવાદિકા હતી, બે સુષિર વાદ્યવાદિકા હતી.. એક સુરમોહિની નામની તારવાદ્યની નિષ્ણાત હતી. એક મંજીરકા હતી. આમ આઠ સ્ત્રીઓ વાદ્યમંડળીમાં હતી. આઠેય સ્ત્રીઓ સ્વચ્છ અને અશક્ત હતી ...પરંતુ ત્રીસ વર્ષની નીચેની કોઇ નહોતી.

મુખ્ય પરિચારિકાએ વાદ્યમંડળીને યથાસ્થાને બેસાડી.

નિત્યના ક્રમ મુજબ રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થયા પછી નૃત્ય-સંગીતનો પ્રારંભ થતો હતો...કોઈવાર રાજકન્યા પણ નૃત્ય કરતી અને ગીત પણ ગાતી.

રૂપમાલાએ મુખ્ય પરિચારિકા માધવી સામે જોઈને પ્રશ્ન કર્યો: "મંજરી દેવી નથી પધાર્યાં ?"

"હવે આવવાં જ જોઈએ. એમને લેવા માટે રથ તો ક્યારનો ગયો છે." માધવીએ કહ્યું.

કામકલાએ મોટી બહેન સામે જોઈને આસ્તેથી પૂછ્યું: "મંજરીદેવી કોણ ?"

"કુમારીશ્રીને નૃત્ય-સંગીતનો...અભ્યાસ કરાવનારાં આચાર્યા છે. પચાસ વર્ષનાં છે પરંતુ નૃત્ય સંગીત શાસ્ત્રમાં ભલભલા આચાર્યોને કાન પકડાવે તેવાં અભ્યાસી છે..." રૂપમાલાએ કહ્યું.

ત્યાર પછી તો વાદ્યમંડળી સાથે સંગીતની વાતો શરૂ થઈ.

વિક્રમ જ્યારે બાવાના વેશમાં દેશવટો ભોગવી રહ્યો હતો ત્યારે તેણે એક આશ્રમમાં સંગીતનો ઉચ્ચ કોટિનો અભ્યાસ કર્યો હતો... એ સિવાય બાલ્યકાળમાં પણ અન્ય વિષયના અભ્યાસ સાથે સંગીત-શાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો. આમ તો સારુ એવું જ્ઞાન ધરાવતો હતો. તેણે પણ વાદ્યમંડળીની વાદિકાઓ સાથે વિવિધ રાગની ચર્ચા કરવા માંડી

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થવાની ઝાલરી રણકી ઊઠી.

વાદ્યમંડળીએ પોતપોતાનાં વાદ્યો વ્યવસ્થિત કરવા માંડયાં અને પચાસ વર્ષની હોવા છતાં સશક્ત અને સંયમના બળવાળી દેખાતી મંજરીદેવીએ ખંડમાં પ્રવેશ કર્યો. સહુએ મંજરીદેવીને નમઃસ્કાર કર્યો. મંજરી પોતાના આસન પર બેસી ગઇ. એટલે રૂપમાલાએ દેવી વિક્રમનો અને પોતાની બહેનોનો પરિચય આપ્યો.

આ વાતચીત ચાલતી હતી ત્યાં રાજકન્યા સુકુમારી ખંડમાં દાખલ થઈ.

બધી સ્ત્રીઓ આસન પરથી ઊભી થઈ ગઇ.. રૂપમાલાને મુશ્કેલીમાં ન મુકાવું પડે એટલા ખાતર વિક્રમારૂપી વિક્રમ પણ ઊભો થઈ ગયો અને રાજકુમારીની દેવદુર્લભ રૂપ ઝરતી કાયા સામે સ્થિર નજરે જોઇ રહ્યો.

ઓહ, આ તો એની છબી કરતાંય સો ઘણું સુંદર રૂપ–યૌવન અને આકર્ષણ છે. આવી ત્રિભુવન મોહિની નારીના હૃદયમાં પુરુષ જાતિ પ્રત્યેનો અભાવ કેમ રહેતો હશે ?

રૂપમાલાએ પોતાની બન્ને બહેનો અને દેવી વિક્રમાનો પરિચય રાજકન્યા સમક્ષ રજૂ કર્યો. રાજકન્યાએ ત્રણે ય સામે અતિ પ્રસન્ન નજરે જોઇને મધુર સ્મિત વેર્યું.

અદૃશ્ય રહેલા અગ્નિવૈતાલે આસ્તેથી વિક્રમના ખભા પર ચૂંટકી ખણી.

વિક્રમ કંઈ બોલી શકે તેમ નહોતો, કારણ કે તેની બાજુમાં જ રૂપમાલા બેઠી હતી.

મંજરીદેવીએ રાજકન્યા સામે જોઈને કહ્યું : "આજ તો આપે પણ અતિથિઓ સમક્ષ કંઈક પીરસવું પડશે."

સુકુમારીએ મંજરીદેવી સામે જોઈને કહ્યું: "આપની આજ્ઞા મસ્તકે ચડાવીશ...પરંતુ આજ અતિથિઓની જ કલાનાં દર્શન કરીએ તો..."

"આપ એકાદ ગીત વડે અવંતિની કલાલક્ષ્મીઓને સત્કારજો."

"ભલે..." કહીને રાજકુમારીએ વિક્રમા સામે જોયું. વિક્રમાનાં નયનો ભારે તેજસ્વી લાગતાં હતાં.

મંજરીદેવીએ રૂપમાલા સામે જોઈને કહ્યું: "દેવી, પ્રથમ નૃત્યનો આસ્વાદ લઈએ...તમારી બંને બહેનો તૈયાર છે ને?"

"હા, દેવી..."

વાદ્યમંડળીએ વાદ્યો મેળમાં કરી લીધાં હતાં. મદનમાલા અને કામકલાએ ઊભા થઈ રાજકુમારીને નમઃસ્કાર કર્યો...

વિશાળ ખંડના મધ્ય ભાગમાં જ મસૃણ ગાલીચો બિછાવ્યો હતો.

બંને બહેનોએ વાદ્યમંડળી સામે જોયુ અને મદનમાલાએ કામોદની સ્વરલહરી છેડવાનું જણાવ્યું.

તરત રાજકુમારીની વાદ્યમંડળીએ તિલકકામોદની સુરાવલી વહેતી કરી

અવંતિની પ્રખ્યાત નર્તકી બહેનોએ 'વિરહાનંદ' નામનું ઉચ્ચ કોટીનું નૃત્ય શરૂ કર્યું.

આ નૃત્યમાં વિરહવ્યથા ભોગવતી એક નારી પોતાની સખી આગળ ઉગ્ભાવ દર્શાવે છે અને તેની સખી વિરહમા રહેલી વ્યથા પાછળ

મિલનની આશાનો જે આનંદ છુપાયો છે તે સમજાવે છે...અને વિરહ એ એમની પરાકાષ્ટાનું એક અતિ સૂક્ષ્મ તત્ત્વ છે. એ વાત ભાવાભિનય વડે સમજાવીને સખીના હૃદયને આનંદ વિભોર બનાવે છે.

મદનમાલા અને કામકલાએ આ નૃત્ય વડે અવંતિના ગુણીજનો અને નૃત્યપિયાસીઓને મુગ્ધ બનાવ્યા હતા.

બંને બહેનો સામાન્ય નર્તકી હતી નહિ...એની ભાવભંગી, હાસ્યનું અદ્ભુત આકર્ષણ અને અંગમરોડની શાસ્ત્રીય કલા પર અવંતિના જુવાનો પાગલ બની જતા...વૃધ્ધોને જુવાની યાદ આવતી અને પ્રૌઢો મસ્ત બની જતા.

આવુ અભિનવ નૃત્ય બંને બહેનોએ ભાવાભિનયની મદભરી મસ્તી સાથે ચગાવવા માંડ્યું.

વિક્રમાદિત્ય અત્યારે સ્ત્રીવેશે હતો...છતાં એના આત્માનો પુરુષ ભાવ થનગનવા માંડયો.

રાજકુમારી પણ અતિ પ્રસન્ન બની ગઈ.

મંજરીદેવીના મનમાં થયું કે રૂપમાલાની બંને બહેનો માત્ર રૂપવતી છે એમ નથી, નૃત્યાંગનાઓમાં પણ શ્રેષ્ઠ છે.

નૃત્યમાં એક પણ દોષ આવતો નહિ...ભાવભંગીમાં પણ તાલનું સ્વરૂપ જળવાઈ રહેતું..

અને મદનમાલાએ જ્યારે વિરહવ્યથા વ્યક્ત કરવા માંડી ત્યારે રાજકુમારીના મનમાં પણ થયું કે શુ નારીના પ્રાણમાં પુરુષના વિયોગની આટલી અસર થતી હશે ? શું નારી આટલી મૃદુ–મધુર છે !

અને જ્યારે કામકલાએ વિરહમાં છુપાયેલા આનંદને વ્યક્ત કરતો અભિનય શરૂ કર્યો ત્યારે વાદ્યમંડળી રંગમાં આવી ગઈ અને મંજરીદેવીએ પણ વારવાર 'ધન્ય ધન્ય' કહેવા માંડ્યુ.

રૂપમાલા પણ પોતાની બંને બહેનોએ પ્રાપ્ત કરેલી સિદ્ધિથી ખૂબ જ હર્ષિત બની ગઈ.

રૂપકલાની અને રાજકુમારીની દાસીઓ પણ ભારે પ્રભાવિત બની ગઈ.

બીજો પ્રહર પૂરો થયો.

નૃત્ય પણ પૂરું થયું.

રાજકુમારીએ ઊભા થઈ બંને નર્તકીઓને ધન્યવાદ આપ્યા. મંજરીદેવીએ પણ ધન્યવાદ વરસાવ્યા.

બંને બહેનો રાજકુમારીને નમન કરીને પોતાના આસન પર બેસી ગઈ એટલે મંજરીદેવીએ વિક્રમા સામે જોઈને કહ્યું: "હવે આપની કલાનું રસપાન કરાવો."

વિક્રમ ઊભો થયો અને એક દાસીએ વાદ્યમંડળી પાસે બિછાવેલી ગાદી પર સહુને નમન કરીને બેસી ગયો.

મદનમાલા અને કામકલા સાથે અહીં આવતાં પહેલાં વિક્રમે કાર્યક્રમની ચર્ચા કરી લીધી હતી. આ ચર્ચા લક્ષમાં રાખીને મદનમાલાએ મંજરીદેવી સામે જોઈને કહ્યું: "આચાર્યાશ્રી, દેવી વિક્રમાએ 'પટયોગ' નામના દિવ્ય અને અપરિચિત રાગની પૂરેપૂરી સાધના કરી છે...આ રાગ દેવી વિક્રમા જ્યારે આરાધે છે ત્યારે તેમની સામે પડેલાં મૃદંગ આપોઆપ બજે છે અને તાલ આપે છે."

રાજકુમારી વચ્ચે જ બોલી ઊઠી: "તો તો દેવી વિક્રમા, આજ આપની મહાન સાધનાનો જ પરિચય આપો."

વિક્રમાએ રાજકુમારી સામે જોઈને કહ્યું: "પટયોગની આરાધના કરવામાં મને કોઈ બાધ નથી...પરંતુ એ રાગ ગાયા પછી હું અન્ય કોઈ ગીત ગાઈ શકીશ નહિ પછી આપે જ આપની કલાનો પરિચય કરાવવો પડશે."

રાજકુમારીએ પ્રસન્ન સ્વરે કહ્યું: "જરૂર..."

તરત વિક્રમે મૃદંગવાદિકા સામે જોઈને કહ્યું: "દેવી, મારી

સામે પાંચ હાથ દૂર મૃદંગની જોડી મૂકી દો...અને મને માત્ર તંબૂર આપો...અન્ય વાદ્યોની જરૂર નહિ રહે."

તરત મૃદંગવાદિકાએ મૃદંગની જોડી વિક્રમાની સામે મૂકી દીધી ...અને મૃદંગ બરાબર મેળમાં છે કે નહિ તેની ખાતરી કરી લીધી. ત્યાર પછી એક તંબૂર વિક્રમા સામે મૂક્યો.

વિક્રમાએ તંબૂર હાથમાં લઈ તેના તારોનો મેળ ચકાસી લીધો. એક તાર જરા ઊંચો હતો તે બરાબર કર્યો.

અદૃશ્યપણે રહેલો વૈતાલ નક્કી કરેલી યોજના પ્રમાણે મૃદંગ સામે બેસી ગયો.

વિક્રમાદિત્યે મંજરીદેવીને નમસ્કાર કરતાં કહ્યું: "આપ સમાં આચાર્યો સમક્ષ હું એક બાલિકા જ છું...પરંતુ મારા ગુરુએ મને કેટલાક દિવ્ય રાગ-રાગણીઓ શીખવ્યાં છે એટલે..."

વચ્ચે જ મંજરીદેવીએ કહ્યું: "દેવી, ક્ષોભનું કોઈ પણ કારણ નથી...સંગીત તો સાગર કરતાંયે વિરાટ છે...એનો પાર કોઈ પામી શક્યું નથી.. આવા દિવ્ય રાગો ભાગ્યે જ સાંભળવા મળે છે...આપ આરાધના કરો."

વિક્રમાદિત્યે રાજકુમારી સામે જોયું...રાજકુમારી સ્થિર નજરે વિક્રમાને જોઈ રહી હતી. રાજકુમારીનાં નયનોમાં રમતી માધુરી જોઈને વિક્રમાદિત્યનું હૃદય મુગ્ધ બની ગયું હતું. તેણે મીઠા હાસ્ય વડે રાજકુમારીને પ્રસન્ન કરીને નેત્રો બંધ કર્યાં અને પટયોગની આરાધના શરૂ કરી.

આશ્રમમાં રહીને વિક્રમે ચાર પાંચ અતિ પ્રાચીન અને કઠણ ગણાતા રાગોનો અભ્યાસ કર્યો હતો.. પટયોગ એમાંનો જ એક રાગ હતો. આ રાગમાં મધ્ય અને નિષાદ મુખ્ય હતા.

વિક્રમાએ પટયોગની સુરમાળા સર્જવી શરૂ કરી.

વાદ્યમંડળી, રાજકુમારી, મંજરીદેવી, ત્રણે ય બહેનો અને બધી દાસીઓ અવાક્ બનીને વિક્રમા સામે જોઈ રહી હતી.

મંજરીદેવીએ કે રાજકુમારીએ પટયોગ રાગનું સ્વરૂપ કદી નહોતું જોયું અને રાગના પ્રભાવે મૃદંગ સ્વયં તાલ આપે એ એક ન માની શકાય એવું આશ્ચર્ય હતું.

પરંતુ રાગના પ્રભાવથી અનેક ચમત્કારો સરજી શકાય છે એ વાતમાં કોઈને અવિશ્વાસ નહોતો.

રાગના રૂપને અંતરમાં પચાવી જનારા અનેક નામાંકિત ગાયકોએ ઘણીવાર રાગના ભાવોત્પાદક દર્શન લોકોને કરાવ્યાં છે. કોઈએ અગ્નિ પ્રગટાવ્યો છે, કોઈએ દીપમાલિકા પ્રગટાવી છે, કોઈએ જળસ્તંભન કરી બતાવ્યું છે, જ્વર, શિરઃશૂળ, સર્પવિષ વગેરેને પણ રાગના પ્રભાવ વડે સારા કર્યાં છે...કોઈને અનિદ્રાનો રોગ હોય તો રાગના પ્રભાવે નિદ્રા પ્રદાન કરી છે ..આમ અનેકવિધ ચમત્કારોની વાતો સહુએ સાંભળી છે...મંજરીદેવીએ એવી વાત પણ સાંભળી હતી કે માત્ર કળીઓથી ગૂંથેલી માળા રાગના પ્રભાવથી ખીલી ઊઠે છે... પરંતુ એ ચમત્કારો કરતાં સ્વયં મૃદંગવાદન થાય એ એક આશ્ચર્યજનક ચમત્કાર હતો અને એથી જ સહુની નજર વિક્રમા સામે અને સામે પાંચ હાથ દૂર પડેલાં મૃદંગ સામે સ્થિર બની ગઈ હતી.

વિક્રમા હજી 'સ્વરાલયમાં જ ખોવાએલી હતી...રાગની આરાધનામાં અર્ધઘટિકા વીતી ગઈ...સંસ્કૃત ગીતની એક લીટી અતિ મૃદુ મધુર સ્વર સાથે વાતાવરણમાં ગુંજવી શરૂ થઈ...

"રાધાની રાત બની રંગભરી..."

અને સહુના આશ્ચર્ય વચ્ચે મૃદંગે તાલ આપવો શરૂ કર્યો.

કોઈને એ કલ્પના નહોતી કે મૃદંગવાદન સ્વયં નથી થતું પરંતુ એક અદશ્ય દેવ બજાવી રહ્યો છે.

વિક્રમાદિત્ય ગુટિકાના પ્રભાવથી સ્ત્રી રૂપ ધારણ કરી શકયો હતો ...તેનો કંઠ પણ કોમળ મધુર બની ગયો હતો.

" રંગભરી...ઉમંગભરી...રાધાની રાત બની રંગભરી... "

પટયોગ રાગ અતિ મધુર હતો...મૃદંગના તાલ પણ બરાબર હતા...મંજરીદેવીના વદન પર ભારે પ્રસન્નતા રમી રહી હતી.

અને રાજકુમારી તો એટલી મુગ્ધ બની ગઈ હતી કે તે વિક્રમા સામે જ અપલક નેત્રે જોઈ રહી હતી. તેના મનમાં થતુ કે આવી સુંદર અને સિદ્ધ ગાયિકાને હવે પોતાની પાસે જ રાખવી...અવંતિ ન જવા દેવી.

" કનૈયાના કર બંધનમાં
નયન મનનાં મધુર મિલનમાં
રાધાની આંખ રમે રંગભરી
રાધાની રાત બની રંગભરી..."

નરનારના મિલનની એક મસ્તીભરી લહર વાતાવરણને રમાડી રહી હતી.

મૃદંગ બરાબર તાલ આપતાં હતાં...

વિક્રમાદિત્ય ઉલ્લાસપૂર્વક સ્વર કલ્લોલ કરી રહ્યો હતો...

મંજરીદેવી બરાબર જોતી હતી...કયાંય કોઈ દોષ તો નથી ને...

મધ્યમ તથા નિષાદની પ્રધાનતા પર સ્થિર બનેલો પટયોગ ગાવો સહજ નથી એમ મંજરીદેવીને લાગતું હતું...

બે ઘટિકા સુધી પટયોગની આરાધના ચાલી.

અને ગીત પૂરું થયું એટલે મૃદંગમાંથી આખા ખંડને ઝણઝણાવે એવો અંતિમ ધ્વનિ નિકળ્યો.

ત્યાં બેઠેલાં સર્વનાં હૃદય પણ ઝણઝણી ઊઠયાં.

રાજકુમારી એટલી પ્રભાવિત બની ગઇ હતી કે તે પોતાના આસન પરથી ઊભી થઇ ગઈ અને વિક્રમા ઊભી થઇ એટલે તેને ભેટી પડી

રાજકન્યાના સ્પર્શથી વિક્રમા રૂપી વિક્રમનું પુરુષ હૃદય ઝણઝણી ઊઠ્યું...

અદૃશ્ય રહેલો અગ્નિવૈતાલ ઊડીને પોતાના સ્થાને ચાલ્યો ગયો.

સહુ દેવી વિક્રમાને ધન્યવાદ આપવા માંડયાં...

વિક્રમાદિત્યે પટયોગ માટે કરેલી યોજના ધાર્યા કરતાં વધારે સફળ થઈ.

સહુની પ્રસંશા ઝીલતો ઝીલતો તે પોતાના આસન પર બેસી ગયો.

મંજરીદેવીએ રાજકુમારી સામે જોઈને કહ્યું: "આપ કયો રાગ ઉપાડશો?"

"માલકોષ...." કહી સુકુમારી વાદ્યમંડળી પાસે બિછાવેલી ગાદી પર બેસી ગઈ.

માલકોષની સ્વરલહરી શરૂ થઈ.

વિક્રમ જોઈ શક્યો કે સુકુમારીનો કંઠ અતિ મધુર અને કેળવાયેલો છે માલકોષની આનંદપ્રદ સ્વર રેખાઓ ખંડમાં મહાલવા માંડી. વાદ્યમંડળીનાં વિવિધ વાદ્યોનો સાથ ઘણો જ સુખદ દેખાતો હતો.

અને રાજકન્યાએ માલકોષની પહેલી પંક્તિ ઉપસાવી.

"પ્રેમજાળ અતિ વિકટ છે;
કંટકમય ને ક્રૂર"

વિક્રમ આ શબ્દો સાંભળીને ચમકયો અરે, ગીતમાં પણ એની જ ધૂન પડી છે...મિલનની મધુર કામના શું મરી પરવારી હશે? શું પ્રકૃતિ અને પુરુષના સંયોગથી જ સૃષ્ટિ અમર રહે છે એ સત્ય રાજકન્યાને નહિ સમજાયુ હોય?

રાજકુમારીનું ગીત વાતાવરણને માલકોષની સુરલહરીઓ વડે રંગભર્યું બનાવવા માંડ્યું.

અને રાજકુમારીના વદન પર પણ જાણે ગીતના ભાવ રમી રહ્યા હતા...પ્રેમ એક જાળ છે...કાંટાથી ભરેલી છે અને ક્રૂર છે... પ્રેમમાં સપડાયેલાંઓને નિર્દયતામાં જ સબડવું પડે છે!

વિક્રમ સ્થિર નજરે સુકુમારીને જોઈ રહ્યો હતો...આવું દેવ-દુર્લભ રૂપ...આવી કોમળ મધુર કાયા! પ્રેમ, કલા અને મસ્તીથી છલકતી આંખો!

સુકુમારીનાં કંઠ વડે ભવ્ય બનેલો માલકોષ આગળ વધી રહ્યો હતો.

"કોઈ કહે છે પ્રેમ ફૂલ છે,
કોઈ કહે અમૃતનું રૂપ...
ના...ના...ના એ મોહભ્રમ છે...
ઘાતક વિષ અરૂપ..."

આટલો મધુર કંઠ અને આવું ગીત?

માલકોષના પ્રત્યેક અંગો ખીલી ઊઠ્યાં હતાં...વીણાની શ્રુતીઓ પણ સુકુમારીના સ્વરકલ્લોલ આગળ ઝાંખી પડી ગઈ હોય એમ લાગતું હતું.

તાલ, લય, માધુર્ય બધું બરાબર હતું...પરંતુ પ્રેમને વિષરૂપ માનનારું સુકુમારીનું હૃદય આમ શા માટે બની ગયું હશે? હજી

એણે લગ્ન કર્યાં નથી. માત્ર પૂર્વભવનું કોઇ સ્વપ્ન કે કોઇ કલ્પના શું એના હૃદય-મનને આ રીતે ઝકડી રહ્યાં હશે? વિક્રમાદિત્યના મનમાં આવા પ્રશ્નોની સાથે સુકુમારીને પ્રાપ્ત કરવાની તમન્ના પણ તીવ્ર બની રહી હતી.

ત્રણ ઘટિકા પર્યંત માલકોષ ચાલ્યો.

માલકોષ પૂરો થયો એટલે વિક્રમારૂપી વિક્રમ બોલી ઊઠયો: "ધન્ય સાધના! ધન્ય કંઠ! રાજકુમારીજી, આપનું આ ગીત અને રાગની માધુરી મારા હૃદયમાં જીવનભર ઝકડાઈ રહેશે. હું આજ ધન્ય બની ગઇ...મારું અહીં આવવું સફળ થયું."

રાજકુમારીએ ઉત્તરમાં માત્ર સસ્મિત મસ્તક નમાવ્યું.

રાજકન્યાની વિક્રમાએ કરેલી આવી પ્રસંશાથી મંજરીદેવીને પણ ઘણો જ હર્ષ થયો હતો. જેમ માતા સમક્ષ કોઈ તેની કન્યાની પ્રસંશા કરે અને માતાનું હૃદય અનેરો લહાવ માણે ને પોતાને ધન્ય માને તેમ મંજરીદેવી પોતાની પ્રિય શિષ્યાની પ્રસંશા સાંભળીને ધન્ય બની ગઈ. તે બોલી: "દેવી વિક્રમા, રાજકુમારીનો કંઠ મધુર છે... સાધના પણ ખંતપૂર્વકની છે...પરંતુ આપના જેવી સિધ્ધિ પ્રાપ્ત થઇ શકી નથી."

"આચાર્યાશ્રી, રાજકુમારીને સિદ્ધિ શા માટે પ્રાપ્ત નથી થઇ? એ પ્રશ્નનો જવાબ મારા મનને મળી ગયો છે."

મંજરીદેવીએ કહ્યું: "મને કહો..."

"આજ નહિ...કોઈ વાર કહીશ." વિક્રમાએ આ રીતે એક જિજ્ઞાસાની રેખા ઊભી કરી.

રાજકુમારીએ કહ્યું: "દેવી, મારી એક પ્રાર્થના સ્વીકારો તો..."

"રાજકુમારીજી, પ્રાર્થના નહિ, આપને આજ્ઞા કરવાનો અધિકાર છે."

"આપ અહીં કેટલો સમય રોકાવાનાં છો ?"

"મારી ગણતરી તો એકાદ સપ્તાહની છે...પરંતુ મદન અને કામની સાથે આવી છું એટલે એ બંને જ્યારે જશે ત્યારે જ મારે જવું પડશે."

"તો આવતી કાલથી આપ મારે ત્યાં જ રહો."

વિક્રમાદિત્ય કશું બોલ્યો નહિ...વિચારમગ્ન બની ગયો.

"આપને અહીં કોઈ પ્રકારની મુશ્કેલી નહિ આવવા દઉં." રાજકન્યાએ કહ્યું

વિક્રમાએ કહ્યું : "રાજકુમારીજી, હું તો રૂપમાલાની મહેમાન છું...આ પ્રશ્ન મારો નથી...રૂપનો છે."

રાજકુમારીએ રૂપમાલા સામે પ્રસન્ન નજરે જોયું.

રૂપમાલાએ કહ્યું : "આપની ભાવનાનો મારાથી ઈન્કાર કેમ કરી શકાય ? પરંતુ આવતી કાલે નહિ...બે દિવસ પછી દેવી વિક્રમાને હું અહીં મોકલીશ."

રૂપમાલાની વાતને સહુએ વધાવી લીધી અને બીજી સામાન્ય વાતો કરીને સહુ વિદાય થયાં.

ઉતારે પહોંચ્યા પછી રૂપમાલાએ વિક્રમાનો હાથ પકડીને કહ્યું: "દેવી, આપની સંગીત સાધના જોઈને હું ભારે આશ્ચર્યમુગ્ધ બની ગઈ છું."

"જો રૂપ, વયમાં તું મોટી છે એટલે તું મને માનથી ન બોલાવીશ."

"ઓહ્ !" કહીને રૂપમાલાએ વિક્રમાનો હાથ દબાવતાં કહ્યુંઃ "પરંતુ કલાની સાધનામાં હુ સાવ નાની છું..."

"કોઈ બહાનું હું નહિ સ્વીકારું."

"સારું...હવે મારી એક વાત રાખવી પડશે."

"એક નહિ અનેક વાત...! કહે." વિક્રમાએ મધુર હાસ્યસહ કહ્યું.

"આવતીકાલે આપણે ચારેય બહેનો નૃત્યસંગીતનો આનંદ માણીશું."

"ભવનમાં ને?"

"હા..."

"કોઈ વિશિષ્ટ અતિથિને આમંત્રણ આપવું છે?"

વચ્ચે જ મદનમાળા બોલી ઊઠી: "કદાચ એમના પ્રીતમ..."

રૂપે કંઈક લજ્જાભર્યા ભાવે કહ્યું: "હા એ સિવાય કોઈ નહિ."

વિક્રમાએ વિનોદભર્યા સ્વરે કહ્યું: "એ ભાગ્યશાળી કોણ છે?"

"મહારાજાનો નાનો ભાઈ આર્યજીતવાહન..."

"તારી પસંદગી શ્રેષ્ઠ છે...જીતવાહન છે તો વફાદાર ને?"

"હા...એ પત્નીના સ્વામી છે...પરંતુ બહુ જ આનંદી અને સરલ હૃદય છે...સપ્તાહમાં એક રાત આવે છે..."

"સરસ. એને જરૂર નિમંત્રણ આપજે...પણ એને જોઈને કદાચ હું મુગ્ધ બની જઈશ તો?" વિક્રમાએ વિનોદ કર્યો.

"એટલા કાચા હૃદયના નથી...છતાં તારી ઈચ્છા થશે તો હું તને ઉપહાર રૂપે આપીશ." કહી રૂપમાલા હસી પડી.

"આવી ચીજ ઉપહાર રૂપે ન લેવાય."

"ત્યારે?"

"ક્ષત્રિયો ઉપહારનો સ્વીકાર નથી કરતા...અપહરણ કરવામાં ગૌરવ અનુભવે છે." વિક્રમાએ વિનોદને લંબાવ્યો.

"આપણી ક્યાં કોઈ જાતભાત હતી?" રૂપે કહ્યું.

"તારે કોણ છે સખી?"

"મારી વાત જ કરીશ મા...પર્ણ વગરની વેલ જેવી મારી દશા છે...મોહ તો ઘણાય પામે છે...પણ મારું ચિત્ત પાંગરતું જ નથી." વિક્રમાએ કહ્યું.

રૂપમાલાએ કામકલા સામે જોઈને કહ્યું: "તું તો જાણતી હઈશ..."

"વિક્રમા ઘણી ચાલાક છે...એના મનની કોઈને ખબર નથી પડતી." કામકલાએ કહ્યું.

આ રીતે વાતો કરીને સહુ પોતપોતાની શય્યામાં ગયાં.

અગ્નિવૈતાલ ભારે અકળામણ અનુભવી રહ્યો હતો. તેના મનમાં ઘણી વાતો ઘોળાઈ રહી હતી...

વિક્રમાદિત્ય જ્યારે પોતાની શય્યામાં પડયો ત્યારે અગ્નિવૈતાલ પ્રગટ થયો અને બોલ્યો : "મહારાજ..."

"આવ પ્રિય સાથી...તારે મારી એક વાત શું માનવી જ નથી?"

"કઈ વાત ?"

"મેં તને ઘણીવાર કહ્યું છે કે તું મારો મિત્ર છે...મને મહારાજ મહારાજ ન કહીશ...છતાં..."

અગ્નિવૈતાલ હસી પડયો અને બોલ્યો: "હવેથી સાવધ રહીશ."

"આજની આપણી યોજના ભારે સફળ થઈ ગઈ.." વિક્રમે કહ્યું.

"જો મિત્ર, મને આવા ચાળામાં જરાયે રસ નથી. તારે સ્ત્રીવેશ ધારણ કરવો પડે...આ રીતે ગાવું પડે...અને આમાં પરિણામ શું આવે?"

"તું શાંત થા વૈતાલ...જો પહેલું પરિણામ તો તું જોઈ શકયો ને? આપણે રાજકન્યાને જોવી હતી...આજ જોવાઈ ગઈ..."

"કેવીક લાગી?"

"તારા આ સવાલનો જવાબ હું કયા શબ્દોમાં આપું?

ખરેખર, વિધાતાએ નવરાશના સમયે જ સુકુમારીને ઘડી લાગે છે ! મનહરણી, મૃગનયની, નીલોત્પલા..."

વચ્ચે જ અગ્નિવૈતાલ બોલી ઊઠ્યો : "હાં હાં...આમાં હું કાંઇ સમજી શકીશ નહિ...તારા નયનમનમા વસી ગઈ છે ને ?"

"હા મિત્ર...એને પ્રાપ્ત કર્યો વગર મને ચેન નહિ પડે."

"તો પછી આવા વેશપલટાની કોઈ જરૂર નથી...તું કહે એટલે એને કાચી ઘડીમા અવ તિ ભેગી કરી દઉ." અગ્નિ-વૈતાલે કહ્યું

"નહિ મિત્ર, સ્ત્રીને આ રીતે જીતવી એ તો શિકારી કે દુષ્ટનું કામ છે ..હુ એને હૃદયથી જીતવા માગું છું." વિક્રમે કહ્યું.

"એટલે ?"

"એના ચિત્તમાં રહેલો પુરુષ જાતિ પ્રત્યેનો અર્થાત્ પરણવા માગતા પુરુષ પ્રત્યેનો દ્વેષ હુ નષ્ટ કરવા માગુ છું...જે પ્રાણમાં નફરત ભરી છે તે હુ પ્રેમનો સાગર ઊભો કરવા ઇચ્છુ છું ...તેં ન જોયું...રાતે તે મને કેવા ભાવથી ભેટી પડી હતી ?"

"સ્ત્રી સ્ત્રીને ભેટે એમાં ઉષ્માનો કોઇ ચમકારો ઊભો થતો નથી. જો એને ખબર હોત કે તુ વિક્રમા નહિ પણ વિક્રમ છે તો રાજકન્યાના બદલે એની તલવાર જ ભેટી પડી હોત !" અગ્નિ-વૈતાલે કહ્યું.

"તારી વાત સાચી છે...ઉષ્માનો આન દ મને મળ્યો જ હતો ! વળી તેણે ભાવભર્યું નિમ ત્રણ આપ્યું છે."

'મને નથી સમજાતુ કે સ્ત્રી વેશે તું રાજકન્યાનું મન કેવી રીતે જીતી શકીશ !"

"દોસ્ત, મારે પ્રથમ હૈયામાંથી પુરુષ જાતિ પ્રત્યેની નફરત કાઢવી પડશે."

"ત્યારે તો આ રામાયણુ ઘણી લાંબી ચાલશે."

"એકાદ મહિનો તો થઈ જ જશે. તું અકળાયો નથી ને?"

"મને ખાસ કંઈ વાંધો નથી ..આજ તું ગાઈને ઊભો થયો ત્યારે હું રાજકન્યાના ભંડારમાં પહોંચી ગયો હતો."

"પછી?"

"ઉત્તમ પ્રકારની મીઠાઈ મને મળી ગઈ હતી..." કહી વૈતાલ હસ્યો.

તેં ભારે કરી..."

"કેમ?"

"સવારે ખબર પડશે ત્યારે દાસીઓ ઉપર આપત્તિ આવી પડશે."

"એ જાણે ને દાસીઓ જાણે..." કહી અગ્નિવૈતાલ ઊભો થયો અને બોલ્યો: "હવે તું આરામ કર મિત્ર...રાત પૂરી થવા આવી છે." વિક્રમે અગ્નિવૈતાલ સામે પ્રસન્ન નજરે જોયું.

અગ્નિવૈતાલ અદૃશ્ય થઇ ગયો.

રાજકુમારીના વિચારોમાં પરોવાયેલો વિક્રમ નિદ્રાની આરાધના કરવા માંડયો..પણ નિદ્રાના બદલે મૃગનયની જ સામે આવીને જાણે રમવા માંડી.

માનવીના નયનમાં જ્યારે રૂપનાં અંજન અંજાય છે ત્યારે તેની ધડકન તો વધે જ છે...સાથોસાથ નિંદ્રા અને આરામ પણ હરામ બને છે.

રાજકુમારીના મનમાંથી પુરુષ અને લગ્ન પ્રત્યેનો અણગમો કેવી રીતે દૂર કરવો એ વિચાર વિક્રમને ભારે સતાવી રહ્યો હતો.

તેના મનમાં એમ પણ થયું કે રાજકુમારી સમક્ષ કામશાસ્ત્રની અને નરનારના મિલનના આનંદની ભવ્ય કલ્પના ઊભી કરવી અને એ રીતે એના ચિત્તમાંથી દ્વેષભાવ દૂર કરવો.

અથવા...!

ઉત્તમ પુરુષોની વાતો કરીને એના મનમાં પુરુષ પ્રત્યે આકર્ષણ ઊભું કરવું.

છતાં ય એના દિલમાં ઉમંગ ન જાગે તો?

નહિ...

એ સુંદરી છે...સુરૂપા છે...મૃગનયની છે...એના પ્રાણમાં કલાનું સ્થાન છે...જ્યાં કલા હોય ત્યાં પ્રેમ ભાવ ઉત્પન્ન થવો જરાયે અશક્ય નથી.

પ્રાતઃકાળની ઝાલરી રણકી ઊઠી.

પરંતુ વિક્રમ સુકુમારીના વિચારો કરતો જ શય્યામાં પડ્યો રહ્યો.

## ૧૭ : : વિક્રમાનું સ્વાગત

રૂપમાલાએ મધ્યાન્હ પછી રાજકુમારીને સંદેશો કહેવડાવ્યો કે આજ રાતે અતિથિઓના માનમાં મારે ત્યાં નૃત્ય–સંગીતનો કાર્યક્રમ રાખ્યો હોવાથી આજ હું આવી શકીશ નહિ, તો ક્ષમા કરજો."

સૂર્યાસ્ત પહેલાં જ દાસી પાછી આવી ગઈ અને રૂપમાલાને નમન કરતાં બોલી: "દેવી, રાજકુમારીએ આપનો સંદેશો સ્વીકાર્યો છે...પરંતુ આજ રાતે તેઓશ્રીએ અહીં આવવાની ઈચ્છા વ્યક્ત કરી છે. રાજકુમારીજી પોતે બે પરિચારિકાઓ સાથે આવશે અને નૃત્ય–સંગીતનો કાર્યક્રમ જોશે."

રાજકુમારીનો આ સંદેશો સાંભળીને રૂપમાલાના મસ્તક પર જાણે આકાશ તૂટી પડ્યું.

રાજકુમારી એક નર્તકીના ભવનમાં આવે? મહારાજને ખબર પડે તો કઈ દશા થાય? કાં તો ગામ છોડવું પડે...કાં માલમિલકત લૂંટાઈ જાય! અને આજ રાજકુમારિકાના કાકા પણ પધારવાના છે...

હવે શું કરવું?

બીજા ખંડમાં બંને બહેનો અને વિક્રમા વાતો કરતાં બેઠાં

હતાં. રૂપમાલા ત્યાં ગઈ અને મદન સામે જોઈને બોલી: "મદન. આ તો ભારે વિપત્તિ ઊભી થઈ!"

"કેમ શું બન્યું, બહેન?"

"આજ નહિ આવવાનો મેં સંદેશો મોકલ્યો હતો...એના ઉત્તરમાં રાજકુમારીજી પોતે અહીં આવીને નૃત્ય-સંગીતનો કાર્યક્રમ જોશે...રાજકુમાર જિતવાહન પધારવાનાં છે...રાજકુમારીને આપણે ત્યાં જુવે તો આપણી કઈ દશા થાય?"

વિક્રમે કહ્યું: "રાજકુમારીના હૃદય સંગીત પ્રત્યે અતિ પ્રેમ છે, પરંતુ ભાવના અને વ્યવહાર બંનેના માર્ગ નિરાળા છે. તું અત્યારે જ રાજકુમારી પાસે જા અને એમને સમજાવ...જો ન સમજે તો આપણે બધાં ત્યાં જઈશું."

વિક્રમાની આ વાત રૂપમાલાને રૂચી ગઈ. તે તરત તૈયાર થઈને રાજકુમારીના એકાંત ભવન તરફ વિદાય થઈ.

– રૂપમાલાના ગયા પછી વિક્રમ રૂપી વિક્રમા પોતાના ખંડમાં આવ્યો. અગ્નિવૈતાલ પણ તેની પાછળ જ હતો. તે બોલ્યો: "મિત્ર, જે રાજકન્યા એક નર્તકીના ભવનમાં આવવાનું વિચારે છે, તે રાજકન્યા પ્રાપ્ત કરવા અર્થે આટલી મહેનત શા માટે લેવી જોઈએ?"

"વૈતાલ, કોઈ પણ પ્રશ્ન પાછળનો ભાવ જોઈ જવો જોઈએ. રાજકન્યાના હૃદયમાં કેવળ સંગીત સાંભળવાનો જ ભાવ છે. એ સિવાય એના મનમાં અન્ય કોઈ લાલસા નથી. રાજકન્યા નર્તકીના ભવન પર મલિન મન સાથે આવતી હોય તો જરૂર એ નિંદ્ય છે. પણ રાજકન્યાનું મન અતિ નિર્મળ અને નિર્દોષ દેખાય છે. વ્યવહાર દૃષ્ટિથી નિર્મલ મનવાળા માણસો બહુધા અનભિજ્ઞ હોય છે."

"કદાચ રાજકન્યા અહીં આવવાનો આગ્રહ કરશે તો?"

"સંભવ છે કે સમજી જશે...નહિ તો આપણે બધાં ત્યાં જઈશું."

"રૂપમાલાનો પ્રિયતમ..."

"એ તો એની પ્રિયતમા જાણે!"

"તો મને એક વાર ચમત્કાર કરવાનું મન થાય છે..."

"કેવી રીતે?"

"રાજકન્યાને નિદ્રાધીન બનાવી દઉં..."

"બરાબર છે...રૂપમાલાને આવી જવા દે...જો સુકુમારી આવવાની જ હોય તો તું તારો ચમત્કાર ચગાવજે." વિક્રમે કહ્યું.

એ જ વખતે ભટ્ટમાત્ર પણ બહારથી આવી ગયો વિક્રમે કહ્યું: "ક્યાં ગયો હતો મિત્ર?"

"આ મહાપુરુષના ભોજનની વ્યવસ્થા કરવા." અગ્નિવૈતાલ સામે નજર કરીને મહામંત્રીએ કહ્યું.

"થઈ ગઈ?"

"હા. એક નાની ઓરડી મળી ગઈ છે...હલવાઇ રાત્રિના પ્રથમ પ્રહરે જ વિવિધ પ્રકારની મીઠાઈ વગેરેના થાળ મૂકી જશે અને પોતાનું તાળું મારી જશે."

"બહુ સરસ...આ વાતની અન્ય કોઈને ખબર ન પડવી જોઈએ. આજ સંધ્યા પછી તું વૈતાલને લઈને ઓરડી દેખાડી આવજે..."

અગ્નિવૈતાલે કહ્યું: "જોવા જવાની કંઈ જરૂર નથી...હું મધરાતે ત્યાં પહોંચી જઇશ."

ભટ્ટમાત્ર આશ્ચર્યભરી નજરે અગ્નિવૈતાલ સામે જોઇ રહ્યો. અગ્નિવૈતાલે હસીને કહ્યું: "હું માનવી નથી એટલું યાદ રાખશો તો આશ્ચર્ય નહિ થાય" ભટ્ટમાત્રે અગ્નિવૈતાલનો હાથ પકડી લઈને કહ્યું: "આપણે હમણાં સતત સાથે રહીએ છીએ એટલે બધું ભૂલી જવાય છે."

એ જ વખતે મદનમાલા અને કામકલાએ ખંડમાં પ્રવેશ કર્યો.

ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલ ખંડ બહાર નીકળી ગયા.

મદનમાલાએ એક આસન પર બેઠક લેતાં કહ્યું : "આજના કાર્યક્રમ અંગે શું વિચાર્યું છે ?"

"દેવી રૂપમાલાનો મૃદંગવાદક કેવોક છે ?" વિક્રમે પ્રશ્ન કર્યો.

"નિષ્ણાત છે."

"તો છેલ્લું ગીત હું ગાઈશ" વિક્રમાએ કહ્યું.

"પાછલી રાતે ?"

"હા...આપે તો મારા સત્કાર નિમિત્તે આ બધું રાખ્યું છે એટલે તમે ત્રણે ય બહેનોનું કાર્ય પૂરું થયા પછી તારે જ મને રાગમંજરી ઉપાડવાનું કહેવાનું છે. ભૈરવ પરિવારની એ એક દિવ્ય રાગિણી છે...એના પ્રભાવથી એ એક પાત્રમાં ભરેલું જળ સ્વયં ઊછળવા માંડે છે."

કામકલાએ કહ્યું: "મહારાજ, અમે કોઈ રાગમંજરીથી જરાયે પરિચિત નથી."

"એ રાગીણી માત્ર યોગીઓમાં જ પ્રચલિત છે...ભારે તેજસ્વિની, ચંચળ અને આવેશ ઉત્પન્ન કરનારી છે...યોગીઓ જ્યારે ઇષ્ટની આરાધના દ્વારા ઇષ્ટને જાગૃત કરવા માગે છે ત્યારે આ રાગિણી એમને સહાયક બને છે."

બંને બહેનો અતિ સુંદર અને તેજસ્વિની જણાતી વિક્રમા સામે જોઈ રહી.

ત્યાર પછી અન્ય વિષયની વાતોમાં બીજી બે ઘટિકા વીતી ગઈ...

રૂપમાલા રાજકુમારીને મળીને આવી ગઈ અને સીધી દેવી વિક્રમાના ખંડમાં આવી. વિક્રમાએ તેના ચહેરા સામે જોતાં જ કહ્યું: "રાજકુમારી સમજી ગઈ લાગે છે."

"હા...પણ એક શરતે."

"કઈ શરતે?" મદનમાલાએ પ્રશ્ન કર્યો.

"આવતી કાલે સંધ્યા પહેલાં વિક્રમાને ત્યાં મોકલી આપવાં."

"કંઈ હરકત નહિ...હું તૈયાર છું રૂપ..." વિક્રમાએ હસીને કહ્યું.

"રાજકુમારી ખરેખર આપની કલા પર ભારે મુગ્ધ બની ગયાં છે. તેઓ માત્ર આપને સાંભળવા માટે જ અહીં આવવાનાં હતાં... મેં એમના કાકા આવવાના છે એમ જણાવ્યું એટલે તેઓ વધારે ખુશ થયાં અને બોલ્યા...તો તો મને ખૂબ જ આનંદ પડશે...પરંતુ મેં જ્યારે એમને વ્યવહાર દૃષ્ટિની અને મર્યાદાની વાત કરી એટલે તેઓએ આ શરતે મારી વાત રાખી." રૂપમાલાએ ખુલાસો કર્યો.

સંધ્યા થઈ ગઈ હતી. આજના સમારંભની પૂર્વ તૈયારી કરવાની હતી...હજી કોઈએ વાળુ પણ કર્યાં નહોતાં સાથે સ્નાન પણ બાકી હતું.

રૂપમાલા પોતાની બંને બહેનો સાથે પૂર્વ તૈયારી અર્થે ચાલી ગઇ.

વિક્રમા રૂપી વિક્રમ પણ સ્નાનગૃહમાં જવા ઊભો થયો...

એ જ વખતે અગ્નિવૈતાલ આવી પહોચ્યો અને બોલ્યો: "મારે ચમત્કાર બતાવવા જવુ પડે એમ નથી ને?"

"ના...પરંતુ મધ્યરાત્રિનું ભોજન પતાવ્યા પછી મારા ગીત વખતે તારે ચમત્કાર બતાવવાનો છે."

અગ્નિવૈતાલ પ્રશ્નભરી નજરે વિક્રમા સામે જોઇ રહ્યો.

વિક્રમાએ કહ્યું: "આજ હું રાગમંજરી નામની રાગિણીનું આરાધન કરીશ...લગભગ બે ઘટિકા પછી તારે મારી સામે પડેલા જળના પાત્રમાંથી જળને ઊંચે ઉછાળવાનું છે અને પાછું એ પાત્રમાં જ સમાવી લેવાનું છે...બની શકશે ને?"

"આમાં શું ? જો વધારે ભવ્ય ચમત્કાર દેખાડવો હોય તો એક મોટી કથરોટ જેવા પાત્રમાં નાનો એવો જળનો કુંભ મૂકજે હું એ કુંભમાંથી ફુવારા માફક જળને ઉભરાવીશ અને એ બધું જળ કથરોટમાં ભરાશે કુંભ તો ભરેલો જ રહેશે."

"વાહ મિત્ર, તો તો ભારે પ્રભાવ પડશે."

અગ્નિવૈતાલે આછા હાસ્ય સહિત કહ્યું: "રાજકુમારી હોત તો આ પ્રભાવનું કંઇક પરિણામ પામી શકાત..."

"આવતી કાલથી મારે રાજકન્યાને ત્યાં જ રહેવાનું છે."

"મારે ?"

"તું પણ મારી સાથે અદૃશ્ય રૂપે રહેજે..."

"એ કરતાં દાસી રૂપે રહું તો..."

"ના મિત્ર, મારે તને સ્ત્રીવેશમાં નથી રાખવો. એ રીતે હું તારું ગૌરવ ખંડિત કરવા નથી ઈચ્છતો."

"ભાઈબંધી કર્યા પછી માન-અપમાન કે ગૌરવ-અગૌરવનો પ્રશ્ન રહેતો જ નથી."

"તું અદૃશ્ય રહીશ તો વધારે મજા આવશે. કદાચ તારે કામ પ્રસંગે ક્યાંક જવું આવવું પડે તે દાસી રૂપે તું ત્યાં ન હોય તો કોઈને શંકા આવે."

"બરાબર છે ..એટલે મારે ભટ્ટમાત્રને પણ સાથ આપવો પડશે."

"હા, બંને સ્થળ સાચવી લેવાં પડશે." વિક્રમાએ કહ્યું.

"ભલે જેવી મહાદેવીની આજ્ઞા ! પણ મિત્ર, સુકુમારીને સમજાવવામાં ઘણા દિવસો ચાલ્યા જશે એમ મને લાગે છે. તારું રાજપાટ..."

"જો વૈતાલ, હજી અહીં આવ્યાને આજ ત્રીજો દિવસ છે.

જો આપણે સીધી રીતે પ્રવાસ ખેડતા હોત તો હજી પંદર દિવસ પછી અહીં પહોંચત...એટલે આપણે ઘણો સમય બચાવ્યો છે... ...અને હું તને ખાતરી આપું છું કે એકાદ સપ્તાહમાં તેલ અને તેલની ધારનો પરિચય પામી શકાશે."

"બરાબર છે..." વૈતાલે કહ્યું.

ત્યાર પછી વિક્રમ સ્નાનગૃહ તરફ ગયો.

રાતના બીજા પ્રહરની બે ઘટિકા પછી મહારાજકુમાર જીતવાહન પધાર્યા. એમની સાથે કોઈપણ નહિ આવે એવી આશા રૂપમાલાએ રાખી હતી...પણ એમની સાથે બીજા પાંચ ગૃહસ્થો હતા. તેમાં ય તેનો ખાસ મિત્ર અને રાજ્યનો મહાબલાધિકૃત નરેન્દ્રદેવ સહુનું ધ્યાન ખેંચી રહ્યો હતો. અન્ય ચાર સામંતો હતા.

રૂપમાલાએ સહુનું ભાવભર્યું સ્વાગત કર્યું અને પોતાના પ્રિયતમ સામે નેહભરી નજરે જોઇ સહુને બેસાડયા.

વિક્રમ-વસ્ત્ર પરિવર્તન અર્થે પોતાના ખંડમાં જ હતો. એક તો રૂપપરાવર્તિનીના પ્રભાવે તે કોમલાંગિની નારીમાં પલટાઈ ગયો હતો...અને શ્રેષ્ઠ વસ્ત્રાલંકારો ધારણ કરીને તે મદભર મૃગનયની સમાન ભાસતો હતો.

રાજશૃંગાર પૂરા થયા પછી તેણે આંખમાં શ્યામાંજનની રેખા દોરી...કપાળમાં સૂર્યનું તિલક કર્યું...ત્યાર પછી દર્પણમાં નજર કરી ..આવું રૂપ?

હૃદય પુરુષનું હતું...મન પણ પુરુષનું હતુ...કેવળ અભિનય અને વેશ નવયૌવના નારીનો હતો.

દર્પણમાં એક ધ્યાને જોતાં જોતાં વિક્રમના મનમાં થયું... ઓહ, મેં પણ રૂપના મોહમાં મુગ્ધ બનીને મારા પૌરુષનું ભારે અપમાન કરી નાખ્યું...વૈતાલ વારંવાર અકળાય છે તેનું આ સિવાય બીજું કોઈ કારણ નથી. પણ હવે બીજો કોઈ માર્ગ રહ્યો નથી...

જે કામ હાથમાં લીધું છે તે પૂરું કર્યે જ છૂટકો!

આવા વિચારો વચ્ચે વિક્રમ સપડાયો હતો ત્યાં ખંડના દ્વાર પર ટકોરો પડયો. રૂપમાલાની દાસીએ મધુર સ્વરે કહ્યું: "દેવી, સહુ આપની રાહ જુએ છે."

"હું તૈયાર છું." કહી વિક્રમે દ્વાર ખોલ્યું અને તે દાસીની પાછળ પાછળ મધ્ય ખંડમાં જ્યાં આજના સમારંભનું આયોજન હતુ...ત્યાં ગયો.

ચારે તરફ દીપમાલિકાઓનો પ્રકાશ પથરાઈ ચૂક્યો હતો.

રૂપમાલાની વાદ્યમંડળી યથાસ્થાને બેસી ગઈ હતી.

રૂપ, મદન અને કામ ત્રણે ય બહેનો યથાસ્થાને બેઠી હતી...

ભદ્રમાત્ર, વૈતાલ અને બીજા માણસો એક તરફ બેઠા હતા.

મહારાજકુમાર અને તેના સાથીઓ બિછાવેલી ગાદીઓ પર આરામથી બેઠા હતા.

વિક્રમાએ સર્વ સમક્ષ મસ્તક નમાવ્યું.

રૂપમાલા હાથમાં પુષ્પનો હાર લઈને ઊભી થઈ ગઈ અને વિક્રમા તરફ આવતાં બોલી: "દેવી વિક્રમાનું ભાવભર્યા હૈયે સ્વાગત કરું છું."

રૂપમાલાએ વિક્રમાને હાર પહેરાવ્યો...વિક્રમાએ બે હાથ જોડીને રૂપના સ્વાગતનો સ્વીકાર કર્યો.

ત્યાર પછી રૂપમાલા તેને આદરપૂર્વક પોતાની બાજુમાં રાખેલી બેઠક પર લઇ ગઇ

જીતવાહન અને તેના સાથીઓ અવંતિની આ મદભરી ગાયિકા તરફ સ્થિર નજરે જોઈ રહ્યા હતા.

પરંતુ આડત્રીસ વર્ષના નરેન્દ્રદેવની નજર વિક્રમા પર સ્થિર બની ગઇ હતી. તેના હૈયામાં વિક્રમાને જોતાં જ આકર્ષણની લહરીઓ નાચવી શરૂ થઈ ગઈ હતી.

રૂપમાલાએ પોતાના પ્રિયતમ સામે જોઈને કહ્યું : "પ્રારંભની આજ્ઞા માગું છું."

જીતવાહને માત્ર મધુર હાસ્ય વડે જ આજ્ઞા આપી દીધી.

વાદ્ય-મંડલીએ યમન કલ્યાણની સ્વરમાળા ગૂંથવી શરૂ કરી.

અને મહાબલાધિકૃત નરેન્દ્રદેવ વિક્રમાના રૂપ આગળ જાણે પરવશ બની રહ્યો હતો. તેના મનમાં એક તરંગ જાગ્યો : "ગમે તે ઉપાયે અવંતિની આ સુંદર નવયૌવનાને એક વાર હૈયા સરસી લઈને જીવનને ધન્ય બનાવવું."

યમન રાગમાં જ વાદ્યમંડલીએ દેવી સરસ્વતીની એક પ્રાર્થના શરૂ કરી દીધી હતી.

રૂપમાલાની વાદ્યમંડળીએ કરેલી યમનની પ્રાર્થના સહુના મન જીતી ગઈ.

મહારાજકુમાર જીતવાહને રૂપમાલા સામે જોઈને કહ્યું: "રૂપ, તારા વાદ્યકારોએ આજ પોતાની કલામાં પ્રાણ પૂર્યો છે."

વિક્રમાદિત્ય પણ રૂપમાલાની વાદ્યમંડળીની કુશળતા જોઈને ખુશ થઈ ગયો. રૂપમાલા સામે જોઈને ઊર્મિએ કહ્યું: "બહેન, આવો ઉત્તમ સાથ ભાગ્યે જ મળે છે."

ત્યાર પછી રૂપમાલાએ એક બે ઘટિકાનું ઊર્મિ નૃત્ય કર્યું.

ઊર્મિ નૃત્ય નાનું છતાં અંતઃકરણમાં ઊર્મિઓ પ્રગટાવે એવું સજીવ હતું. રૂપમાલાના નૃત્યને વિક્રમાએ ઉલ્લાસપૂર્વક વધાવ્યું.

ત્યાર પછી મદન અને કામના નૃત્યનો પ્રારંભ થયો.

વિક્રમા રૂપી વિક્રમાદિત્યે ઇશારા વડે વૈતાલને ભોજન કરી આવવાનો આગ્રહ કર્યો.

વૈતાલ તરત ઊઠીને ખંડ બહાર નીકળી ગયો.

બંને બહેનોએ કલા, ભાવ, અભિનય, મુદ્રા વગેરેથી અતિ

સમૃદ્ધ બનેલું 'કામ પ્રકોપ' નામનું શાસ્ત્રમાં અતિશ્રેષ્ઠ ગણાતું નૃત્ય શરૂ કર્યું.

નરનાર કોઈ નિરાળી ચીજ નથી...એક જ પંખીની બે પાંખ સમાન છે.

બંનેનો સહચાર એ જ સૃષ્ટિનું સુખ, આયુ અને તેજ છે.

કામનો પ્રકોપ પ્રાણીમાત્ર પર ઓછેવત્તે અંશે રાજ કરતો જ હોય છે...સંસારમાં કોઈ પ્રાણી કામરંગની છાયાથી મુક્ત રહી શકેલ નથી.

પુરુષ અને પ્રકૃતિના સહચારથી મધુર પ્રેરણા એ જ ભગવાન કામદેવ છે ..એ જ રતિનાથ છે ..એ જ અનંગ છે!

અને નવયૌવના નારીના હૈયામાં જ્યારે પિયુ મિલનની ઝંખના જાગે છે...અને પ્રિયતમ પાંપણના પટ પાછળ છુપાઈ ગયો હોય છે ત્યારે કામાતુર બનેલી નારીના હૃદયની પીડા કેવી અકથ્ય હોય છે તે ભાવ બંને બહેનોએ ખૂબ જ મુક્ત મને વ્યક્ત કરવા માંડ્યો.

રૂપમાલાની બને બહેનો કલામાં શ્રેષ્ઠ હતી...રૂપમાં પણ ઉત્તમ હતી...પરંતુ વિક્રમા જેવું રૂપ જાણે કોઈમાં નહોતું.

અને નૃત્ય ભાવાભિનયમાં રસ તરબોળ બનેલ હોવા છતાં મહારાજ કુમાર જીતવાહનનો ખાસ મિત્ર મહાબલાધિકૃત નૃત્યાંગનાઓ કરતાં વિક્રમાના રૂપને ચૂમવાનો માનસિક પ્રયાસ કરી રહ્યો હતો.

વારંવાર તે વિક્રમાને જોઈ લેતો અને મનમાં આશાનો દોર ઊભો કરતો. અવંતિની આ શ્રેષ્ઠ ગાયિકાને નિમંત્રણ આપવું...ઉપવન વિહાર કરાવવો અને જે માગે તે આપીને તેને અંકલક્ષ્મી બનાવવી.

રૂપયૌવન પ્રત્યે મોહ પેદા થવો એ દૂષણ નવું નથી ..સનાતન છે.

મહાસતી સીતાજીના રૂપયૌવન પર મહાવૈજ્ઞાનિક રાવણ ક્યાં મુગ્ધ નહોતો બન્યો?

ભગવાન શંકર જેવા મહા તપસ્વી પણ એક ભીલડીના રૂપ પર ક્યાં મુગ્ધ નહોતા બન્યા?

દ્રૌપદી પર મુગ્ધ બનીને કિચક ભાઈઓએ વિનાશ નોતર્યો હતો.

કોઇ પણ નારીના રૂપ–યૌવન પર લાલસા ભરી નજરે જોનારાઓ એના પરિણામનો વિચાર કરતા જ નથી. કારણકે લાલસાનો અગ્નિ એટલો તીવ્ર હોય છે કે માનવીની સાહજિક જ્ઞાનદૃષ્ટિને આવરી લે છે.

નરેન્દ્રદેવ કોઈ મહાપુરુષ તો હતો જ નહિ ..એનું પદગૌરવ મહાન હતું...ભવનમાં બે પત્નીઓ હતી...કાયા સ્વસ્થ, સુદૃઢ અને સુરૂપ હતી. યૌવનનો અસ્તકાળ હજી ઘણો દૂર હતો. શસ્ત્ર અને સંરક્ષણ એ એના વ્યવસાયના કહો કે અધ્યયનમાં કહો...મુખ્ય અંગ હતો.

આવો પુરુષ વિક્રમા જેવી રૂપવતી યૌવનાને જોઈને આકર્ષાય એ કંઈ આશ્ચર્ય નહોતું.

રૂપ–યૌવનનો સુમેળ માત્ર આકર્ષક હોય છે એમ નથી...એ સુમેળમાંથી જાદુભરી માયા પ્રસરે છે એમ માનવી એ માયા પાછળ બહુધા ખેંચાય છે.

અને નારીના દેહમાંથી નીતરતુ કામણ માત્ર સંસારી પુરુષોને પાગલ બનાવે છે એમ નથી હોતું...મહાન ગણાતા ત્યાગીઓ પણ નારીની કામણગારી કાયા જોઈને ડગમગી ઊઠે છે. રાજર્ષિ વિશ્વામિત્ર જેવા મહાન તપસ્વો મેનકાના નયનબાણ આગળ લાચાર બની ગયા હતા.

નરેન્દ્રદેવનાં નયનો વિક્રમા પ્રત્યે પાગલ બને એમાં શી નવાઈ?

પરંતુ એ બિચારાને ક્યાં ખબર હતી કે ગાયિકા વિક્રમા અવંતિની કલારાણી નથી...અવંતિનો સ્વામી વિક્રમાદિત્ય છે!

બંને બહેનોનુ નૃત્ય પૂરુ થાય તે પહેલાં જ વૈતાલ મનગમતું ભોજન લઈને આવી ગયો હતો.

ત્યાર પછી એકાદ ઘટિકા ગઈ હશે ત્યાં મદનકામનું ભાવપૂર્ણ નૃત્ય પૂરુ થયું.

વિક્રમાએ બંને બહેનોને ઉત્સાહભર્યા સ્વરે ધન્યવાદ આપ્યા.

રૂપકલાએ પણ પોતાની બહેનોએ નૃત્યકલામાં પ્રાપ્ત કરેલી સિદ્ધિ સ્નેહભર્યા હૈયે બિરદાવી.

જીતવાહન અને તેના મિત્રોએ પ્રસંશાનાં ફૂલો બિછાવવા માંડયાં.

રૂપમાલાને દાસીઓએ આવીને સહુને ઉત્તમ પાનકનાં પાત્રો આપવા માંડયાં.

પાનક પીવામાં અને બીજી વાતોમાં એકાદ ઘટિકા પસાર થયા પછી મદનમાલાએ વિક્રમા સામે જોઈને વિનમ્ર સ્વરે કહ્યું: "દેવી, આપ જો ખરેખર પ્રસન્ન થયાં હો તો અમારી એક ઈચ્છા પૂરી કરો."

વિક્રમાએ આછા હાસ્ય સહિત મદનમાલા સામે પ્રશ્ન ભરી નજરે જોયું.

મદન બોલી: "દેવી, મેં સાંભળ્યું છે કે રાગમંજરી નામની અપૂર્વ રાગિણીની આપે સાધના કરી છે...એ સાધનાનાં અમને દર્શન કરાવો."

"સખીની ઈચ્છાનો હુ અવશ્ય સત્કાર કરીશ...પરંતુ રાગમંજરી ગાયા પછી અન્ય કોઈ રાગ ગાઈ શકાશે નહિ."

મદન ઉત્તર આપવા જાય તે પહેલાં જ વીણાવાદકે કહ્યું: "દેવી, રાગમંજરી નામની રાગિણી અંગે..."

વચ્ચે જ વિક્રમાએ વીણાવાદક સામે જોઈને કહ્યું: "આચાર્ય, ભૈરવ પરિવારની આ રાગિણી યોગીઓ અને ભક્ત સંપ્રદાયની પરંપરાથી આવેલી છે. વીણા હું ધારણ કરીશ...કારણ કે સંગીત શાસ્ત્રથી રાગમંજરી પર છે." ત્યાર પછી તેણે રૂપમાલા સામે જોઈને કહ્યું: "રાગમંજરી એ કોઈ પાંચ સાત રાગની માળા નથી...એક સ્વતંત્ર રાગિણી છે...આ રાગિણીનો પ્રભાવ અપૂર્વ છે. આ માટે

એક પહોળી કથરોટ અને જળથી ભરેલો એક કુંભ લાવવો પડશે. સ્વરમંજરીની આરાધનાનો પ્રભાવ એક ચમત્કાર ઊભો કરશે. કુંભમાં રહેલુ જળ સ્વયં ઊછળશે."

"આપ આ શું કહો છો? આ તો પટયોગના ચમત્કાર કરતાં યે અદ્‌ભુત ચમત્કાર ગણાશે." રૂપમાલાએ આશ્ચર્ય ભર્યા સ્વરે કહ્યું.

મહારાજકુમાર જીતવાહન સંગીતજ્ઞ નહોતો...પરંતુ રૂપમાલાના સંગથી સંગીત પ્રેમી જરૂર હતો. તે શ્રદ્ધાભરી નજરે વિક્રમા સામે જોઈ રહ્યો.

નરેન્દ્રદેવને સંગીત અને રાગ–રાગીણીની માથાકૂટમાં જરાયે રસ નહોતો...એને તો વિક્રમાના રૂપયૌવનમા જ રસ જાગ્યો હતો.

અર્ધઘટિકામાં બધી તૈયારી થઈ ગઇ

વિક્રમા મંડળીની સામે એક ગાદી પર બેસી ગઈ. વીણાવાદકે તેમની સામે વીણા મૂકી.

એક દાસીએ મોટી કથરોટ અને જળભરેલો કુંભ વિક્રમાની સૂચના મુજબ તેનાથી પાંચ હાથ દૂર મૂક્યો.

મૃદંગવાદક ભારે વિમાસણમાં પડી ગયો હતો. નૂતન ગાયિકા અને અપરિચિત રાગ..પરંતુ વિક્રમાએ એને નજીક બોલાવી એક તરફ બેસાડીને કહ્યું: "મહાશય, આપ સંકોચ ન રાખશો. હું ત્રિતાલમાં જ ગાઈશ."

મૃદંગવાદકની વિમાસણ શાંત થઈ.

વિક્રમાએ વીણાના તારનો મેળ કર્યો...મૃગદંવાદકે પણ મૃદંગને મેળમા લીધું.

અને સહુ માટે અપરિચિત એવી રાગમંજરી નામની રાગિણીની સ્વરધૂન, વીણામાંથી શરૂ થઈ.

રાત્રિનો ત્રીજો પ્રહર ક્યારનો શરૂ થઈ ગયો હતો.

પ્રથમ રાગમંજરીના વીણાના તાર પર રમાડીને વિક્રમાએ મૃદુ મંજુલ સ્વરે રાગમંજરીનું આરાધાન શરૂ કર્યું.

નાની મંડળીમાં બેઠેલા દરેક માણસોનાં નયનો વિક્રમા તરફ સ્થિર બની ગયાં.

રાગના પ્રભાવથી જળ ઊછળવા માંડે એ વાત સહુ માટે નૂતન હતી...અને સહુનાં નયનોમાં જિજ્ઞાસા ચમકી રહી હતી.

લગભગ અર્ધઘટિકા પર્યંત સ્વરાંદોલન સરજીને વિક્રમાએ ભગવાન શંકરની આરાધનાનું ગીત ઉપાડ્યું...

મૃદંગવાદકે ત્રિતાલ ઉપાડ્યો.

એક ઘટિકા પૂરી થઇ.

ગાયિકાનો રાગ મધુર ગંભીર હતો...

ગીત હૈયામાં ભાવ પ્રગટાવે એવું બળવાન હતું.

વીણાના તારમાંથી ભૈરવ પરિવારની ગુપ્ત ગણાતી રાગમંજરી જાણે મુક્ત ભાવે ગાયિકાના સ્વરને ભીંજવી રહી હતી.

બધાની નજર ગાયિકા પ્રત્યે અને જળના કુંભ પ્રત્યે અવારનવાર ચંચળ બની જતી.

હજી કુંભમાંનું જળ સ્થિર હતું ...

બે ઘટિકા પૂરી થઈ...ગીત મધ્યમ લયમાં આવ્યું...

અને સહુના આશ્ચર્ય વચ્ચે કુંભના સાંકડા મુખમાંથી જળ ફુવારા માફક ઊછળીને પાછું તેમાં જ સમાઈ ગયું...

બધા દર્શકો અવાક્ બની ગયા...

થોડી પળો પછી પુનઃ એક ઉછાળો આવ્યો અને એ જળ ફરશેટમાં પડ્યું.

વિક્રમા તો સ્વસ્થ ચિત્તે રાગમંજરીનું આરાધન કરી રહી હતી.

રૂપમાલાના વાદ્યકારોએ વિવિધ રાગોના પ્રભાવ વિષે સાંભળ્યુ હતું પરંતુ જળમાં આ રીતે ગતિ જન્મે એવું સાંભળ્યુ નહોતું.

રૂપમાલાના વીણાવાદકે એક મહાસંગીતકારની સાધનામાં જળનુ સ્થભન જોયું હતું.. ગતિ નહોતી જોઈ.

રૂપમાલા પણ વિક્રમાની આ સિદ્ધિ પ્રત્યે ભારે આશ્ચર્ય અનુભવી રહી હતી.

મદન અને કામને એટલો ખ્યાલ હતો કે વિક્રમા ગાયિકા નથી પણ અવંતિના અધિશ્વર પોતે છે. શું મહારાજે આવી ભવ્ય સાધના કરી હશે? કારણ કે આ ચમત્કાર પાછળ અગ્નિઠૌતાલની ઇચ્છાશક્તિ કાર્ય કરી રહી છે એ કલ્પના કોને આવે?

"જાગો જાગો જય શંકર!
સ્વપ્ન કરો સાકાર...
તારા દ્વારે આજ ઊભો છું
લઈ શ્રધ્ધાનો થાળ..."

વિક્રમાના સુંદર ગળામાંથી આ શબ્દો ધીરગંભીર બનીને અતિ વેગથી નીકળી રહ્યા હતા.

એક ઘટિકા પછી દ્રુત લય શરૂ થઈ...કુંભમાંનું જળ પળે પળે ઊછળવા માંડ્યું...

કથરોટ ભરાઇ જવા માંડી...

છતાં કુંભમાંનું જળ એટલુ ને એટલુ જ રહ્યું હતું.

આ ચમત્કાર આગળ સહુ અવાક્ બની ગયાં હતાં. કોઈને રાગમંજરીના સ્વર કલ્લોલ પ્રત્યે ધ્યાન જ નહોતું રહ્યું.

રાત્રિના ચતુર્થ પ્રહરની ત્રણેક ઘટિકાઓ વીતી ગઈ હતી.

રાગમંજરીની માધુરી, વીણાના તારમાંથી ઊપસતી રાગિણીની સુવાસ અને રાગિણીના પ્રભાવનો ચમત્કાર!

કોઇ દર્શકના મોઢામાંથી હળવો શબ્દ પણ નીકળી શકતો નહોતો...

અને જે રીતે કુંભનું જળ ઊછળી રહ્યું હતું તે જ રીતે નરેન્દ્રદેવના હૈયાની ભાવના પણ ઊછળી રહી હતી...આવી મહાન કલાકારને કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? રૂપ યૌવન આગળ તે પાગલ બની ગયો હતો...પરંતુ આવી સિધ્ધિ નિહાળીને તેનું હૃદય ક્ષોભ અનુભવવા માંડયું હતું.

વિક્રમાએ રાગનું અંતિમ સ્વરૂપ દર્શાવીને વીણા એક તરફ મૂકી દીધી...

અને કુંભમાંનું જળ જાણે ગાયિકાને અભિનંદન આપતું હોય તે રીતે ઊછળીને તેના મસ્તક પર અંજલીરૂપે પડયું.

જીનવાહન ઊભો થઇ ગયો અને ભાવભર્યા સ્વરે બોલ્યો : " ધન્ય છે દેવી વિક્રમાને ! રૂપ, આજ હું તને પણ ધન્યવાદ આપું છું .જો તેં મને નિમંત્રણ ન આપ્યું હોત તો આવી મહાન સાધનાનાં પ્રત્યક્ષ દર્શન કદી થાત નહિ."

બધા વાદ્યકારો પણ ભાવાવેશમાં વિક્રમાના ચરણમાં નમી પડ્યા.

જળકુંભ ભરેલો જ હતો, કથરોટ પણ ભરાઈ ગઈ હતી.

અને સહુના મનમાં સવાલ થયો...આ જળ આવ્યું ક્યાંથી ? કુંભ તો ભરેલો જ છે...અને કથરોટમાંનું જળ કુંભના જળ કરતાં બમણું છે !

વિક્રમા આસન પરથી ઊભી થઇ. રૂપમુગ્ધ બનેલો નરેન્દ્રદેવ નજીક આવ્યો અને તેણે પોતાના કંઠમાંથી મોતીનો કંઠો કાઢીને વિનમ્ર સ્વરે કહ્યું : " દેવી, આજ હું ધન્ય બની ગયો છું...મારી ઊર્મિને સત્કારવાની કૃપા કરજો..."

વિક્રમાએ આછા હાસ્ય સહિત મોતીનો કંઠો સ્વીકાર્યો.

નરેન્દ્રદેવે કહ્યું: "મારી એક પ્રાર્થના છે..."

"ફરમાવો..."

"મારા ભવન પર પધારવાનું હું નિમંત્રણ આપું છું..."

"હું ધન્ય બની ગઇ...પરંતુ આવતી કાલે હું રાજકુમારીને ત્યાં જવાની છું...ત્યાંથી છૂટયા પછી આપના નિમંત્રણનો જરૂર સત્કાર કરીશ." વિક્રમાએ કહ્યું.

ત્યાર પછી જિતવાહન અને તેના સાથીઓ વિદાય થયા.

વિક્રમાએ મોતીનો કંઠો વાદ્યકારમંડળીને આપી દીધો.

પ્રાતઃકાળ થઈ ગયો હતો.

## ૧૯ : : નારીની વેદના !

બીજે દિવસે ત્રીજો પ્રહર પૂરો થયા પછી વિક્રમાને લઈને રૂપમાલા એક રથમાં બેસીને રાજકન્યાનાં ભવન તરફ વિદાય થઈ.

અગ્નિવૈતાલ અદૃશ્યરૂપે રથમાં બેસી ગયો હતો...વિક્રમાને તે ખ્યાલ હતો. રૂપમાલા તેને જોઈ શકતી નહોતી.

રાજકુમારી સુકુમારીની કલ્પના એવી હતી કે સંધ્યા વખતે વિક્રમા આવી જશે...એટલે તે નિત્ય નિયમ કરતાં જરા વહેલી સ્નાનાર્થે સ્નાનગૃહમાં ગઈ હતી.

તૈલમર્દન અને ઉબટનની ક્રિયા પૂરી થઈ હતી. સૌમ્યગંધાના પુષ્પાર્ક વડે સુવાસિત કરેલું જળ એક નાના છતાં સુંદર સ્વચ્છ હોજમાં ભર્યું હતું અને તેની સૌરભ વિશાળ સ્નાનગૃહમાં મહેકી રહી હતી.

સુકુમારીની નિરાભરણ કાયાને પ્રથમ ઉષ્ણ જળ વડે ઉબટન—તૈલ મુક્ત કરીને મુખ્ય પરિચારિકાએ રાજકન્યાને હોજમાં પધારવાની વિનંતિ કરી.

જેના પ્રત્યેક અંગ-પ્રત્યંગ રૂપ—યૌવનના તેજથી આકર્ષક જણાતાં

હતાં તે રાજકન્યા મૃદુચરણે હોજ પાસે ગઇ અને બે પળ હોજના સ્વચ્છ જળમાં પડતું પોતાનું પ્રતિબિંબ જોઈને તરત હોજમાં પડી.

એ જ સમયે દાસીએ સ્નાનગૃહનાં દ્વાર પર હળવેથી ટકોરો માર્યો.

મુખ્ય પરિચારિકાએ દ્વાર પાસે આવીને કહ્યું: "કોણ ?"

"દેવી રૂપમાલા અને દેવી વિક્રમા આવ્યાં છે." બહાર ઊભેલી દાસીએ કહ્યું.

"તુ ઊભી રહેજે...હું રાજકુમારીશ્રીને વાત કહું છુ." આમ કહી મુખ્ય પરિચારિકા સુકુમારી તરફ વળી અને દાસીએ આપેલા સમાચાર જણાવ્યા.

સુકુમારીએ અતિ હર્ષભર્યા સ્વરે કહ્યું: "સરસ...સરસ ..તું દાસીને કહે કે દેવી વિક્રમાને લઈને અહી આવે."

વિક્રમા અને રૂપમાલાને ભવનના બેઠકખંડમાં બેસાડ્યાં હતાં. દાસીએ આવીને કહ્યું: 'રાજકુમારીજી દેવી વિક્રમાને સ્નાનગૃહમાં બોલાવે છે."

"સ્નાનગૃહમાં ?" વિક્રમાએ આશ્ચર્યભર્યા સ્વરે પ્રશ્ન કર્યો.

દાસીએ કહ્યુ : "જી હા...રાજકુમારીશ્રી આપ આવવાનાં હતાં એટલે સાયંસ્નાન વહેલું પતાવી રહ્યાં છે."

વિક્રમા તો માત્ર નારીનું રૂપ હતી ..એનું મન પુરુષનું હતુ. તેના મનમાં થયું...આવા છદ્મવેશનો દુરૂપયોગ ન કરવો જોઈએ. સુકુમારી નિરાભરણ હશે...મારાથી એની કાયાને આ રીતે જોવી તે અન્યાય ગણાય. આમ વિચારી વિક્રમાએ રૂપમાલા સામે જોઈને કહ્યું: "બહેન, આ રીતે જતાં સંકોચ થાય છે."

"એમાં સંકોચ શેનો ? તું તારે જા...હું અહીં બેઠી છું." રૂપમાલાએ કહ્યું.

વિક્રમાના હૃદયમાં એક ધ્રુજારી વછૂટી ગઈ. તેણે દાસી સામે

જોઈને કહ્યું : "રાજકુમારીજીને મારાં વંદન કહેજે...તેઓ વસ્ત્ર-પરિવર્તન કરીને આવે એટલે હું મળીશ. અહીં બેસવામાં મને કોઈ પ્રકારનો સંકોચ નથી."

દાસી તરત ખંડ બહાર નીકળી ગઈ.

લગભગ બે ઘટિકા પછી સુકુમારી પોતે જ બેઠકખંડમાં આવી. રાજકન્યાને જોતાં જ રૂપમાલા અને વિક્રમા આસન પરથી ઊભાં થઈ ગયાં.

વિક્રમાએ વિનમ્ર સ્વરે કહ્યું : "રાજકુમારીજીનો જય થાઓ ! આપનું ચિત્ત તો પ્રસન્ન છે ને ?"

"હા સખી...તને જોઈને મારું મન અતિ હર્ષિત બની ગયું છે..." કહી રાજકુમારી એક બેઠક પર બેઠી અને રૂપમાલા સામે જોઈને બોલી : "રૂપ, ગઈ રાતે ક્યાં સુધી જાગ્યાં હતાં ?"

રૂપમાલાએ કહ્યું : "સવારો સવાર જાગ્યાં હતાં...ગઈ રાતે દેવી વિક્રમાએ સહુનાં મન હરી લીધાં હતાં..." કહીને તેણે ગઈ રાતની ચમત્કાર વાત જણાવી.

આખી વાત સાંભળ્યા પછી સુકુમારીએ કહ્યું : "ઓહ ! હું ભારે કમનસીબ..."

વચ્ચે જ વિક્રમાએ કહ્યું : "રાતે કુમારીજી, આપ આવ્યાં હોત તો કમનસીબી ગણાત...હવે તો હું આપની સેવામાં હાજર થઈ જ ગઈ છું."

"તારો ભાવાર્થ સમજી ગઈ સખી...ઉત્તમ કુળમાં જન્મ થવો એ પુણ્યનું જ ફળ છે...પરંતુ ગૌરવ, મર્યાદા અને વિવેકની દીવાલો વચ્ચે રહેવું એ ભારે કઠિન લાગે છે !" રાજકન્યાએ ભાવભર્યા સ્વરે કહ્યું

ત્યાર પછી ગઈ રાતના જલસાની કેટલીક ચર્ચા કર્યા પછી રૂપમાલાએ વિદાય માગી.

રાજકુમારીએ કહ્યું: "આજ રાતે આરામ કરજે...આવતી-કાલે આપણે બેસશું."

"જી..." કહીને રૂપમાલા ચાલી ગઈ.

સુકુમારીએ વિક્રમાના નિવાસ માટે અતિથિગૃહમાં ગોઠવણ નહોતી કરાવી પણ પોતાના જ ખંડમાં વ્યવસ્થા કરાવી હતી.

સાંય ભોજનાદિથી નિવૃત્ત થઈને સુકુમારી વિક્રમાને લઈ ઉદ્યાનમાં ગઈ.

ફરતાં ફરતા બંને એક કૃત્રિમ સરોવરના કિનારા પાસે આવ્યાં વિક્રમારૂપી વિક્રમાદિત્યે સરોવરમાં શોભતાં શોભતાં કમળવન સામે જોઈને કહ્યું: "અદ્‌ભુત ! અપૂર્વ !"

"શું સખી!"

"મિલન..."

"મિલન? કોનું?"

"પુરુષ અને પ્રકૃત્તિનું...આ તરફ નજર કરો...સૂર્યાસ્ત થઈ ગયો છે...! કમળ બિડાઈ ગયું છે પણ મિલનની માધુરીમાં મસ્ત બનેલો ભ્રમર પંકજના ઉમરમાં પુરાઈ ગયો છે...! પ્રાણના જવાનો ભય હોવા છતાં ભ્રમર પોતાની પ્રિયતમ વ્યવસ્થા આપીને બહાર નીકળવા તૈયાર નથી થતો...મજબૂત કાષ્ઠને ભેદીને બહાર નિકળનારો પુરુષ...કોમળ પાંખડીઓ ભેદવા તૈયાર નથી! અદ્‌ભુત...! અદ્‌ભુત !"

"સુખી !..." સુકુમારીના સ્વરમાં હળવા રોષનો આભાસ થયો.

"શું રાજકુમારીજી!"

'તને મારા સાત સાત ભવનાં દર્દની ખબર નથી...! પણ તું પુરુષ જાતિ અંગે કોઈ વાત કરીશ નહિ."

"હું સમજી નહિ..."

"મને પુરુષ જાતિ પ્રત્યે ભારે નફરત છે..."

"કારણુ વગર ?"

"કારણુ ઘણું જ પ્રબળ છે...કોઈ વાર સમજાવીશ."

"રાજકુમારીજી, કોઈ વાર નહિ, અત્યારે જ સમજાવો...આવો, આપણે પેલા વૃક્ષ નીચે બેસીએ. આપ નહિ સમજાવો ત્યાં સુધી મારું ચિત્ત અસ્વસ્થ રહેશે."

"તો આપણે ભવનમાં જઈએ. મારી વાત જરા લાંબી છે."

"ભલે..." વિક્રમાએ કહ્યું.

અને બંને ભવન તરફ રવાના થયાં.

વિક્રમા જોઈ શકી હતી કે સમગ્ર ભવનમાં એક પણ પુરુષ દેખાતો નહોતો. ચોકિયાતનું કામ પણ સ્ત્રીઓ જ કરતી હતી...

વિક્રમાને લઈને રાજકુમારી પોતાના બેઠકખંડમાં આવી. બેઠકખંડમાં દીપમાલિકા પ્રગટાવવામાં આવી હોવાથી પ્રકાશ ભરપૂર હતો.

સુકુમારી એક ગાદી પર બેઠી...વિક્રમા સામે બેસવા જતી હતી પણ સુકુમારીએ તેને પોતાની બાજુમાં બેસાડી.

બે પરિચારિકાઓ ત્યાં ઊભી હતી. મુખ્ય પરિચારિકાએ ખંડમાં પ્રવેશ કરી મસ્તક નમાવીને કહ્યું: "રાજકુમારીનો જય થાઓ!"

સુકુમારીએ પ્રશ્નભરી નજરે જોયું.

મુખ્ય પરિચારિકાએ કહ્યું; "આચાર્યશ્રીને બોલાવવા રથ મોકલી દઉં ?"

"ના...આજ દેવી વિક્રમા આરામ કરશે.. આવતી કાલે બેઠક રાખશું" સુકુમારીએ કહ્યું.

"જેવી આજ્ઞા..." કહીને મુખ્ય પરિચારિકા નમન કરીને પાછી ફરી.

સુકુમારીએ ત્યાં ઊભેલી બંને પરિચારિકાઓને ઇશારાથી વિદાય કરી. ત્યાર પછી વિક્રમાનો હાથ પકડીને બોલી: "સખી, પુરુષ જાતિ કેવળ સ્વાર્થી જ છે મારો આ અનુભવ માત્ર આજનો નથી ..સાત સાત ભવનો છે. મારો અનુભવ સાંભળ્યા પછી તું પણ એમ જ કહીશ કે પુરુષ જાતિ માત્ર સ્વાર્થી નથી પણ હિચકારીએ ય છે."

વિક્રમા સ્થિર નજરે રાજકન્યા સામે જોઈ રહી હતી. અગ્નિ-વૈતાલ ક્યારનો ભદ્રમાત્ર પાસે પહોંચી ગયો હતો...ભોજન લઈને મધ્ય રાત્રિએ પાછો આવવાનો હતો.

રાજકન્યાએ કહ્યું: "પ્રિય સખી, હું આઠ નવ વર્ષની હતી ત્યારે મને જાતિસ્મરણજ્ઞાન પ્રાપ્ત થયુ હતું. એથી જ હું મારા પાછળ છ ભવનો ભૂતકાળ જોઈ શકી હતી એ ભૂતકાળ એટલો વ્યથા-કારક હતો કે મારા હૃદયમાં છપાઈ ગયો અને હું પળે પળે પીડાવા માંડી મારુ મન ભૂતકાળમાં ભૂલુ ન પડે એટલા ખાતર મેં અભ્યા-સમાં મન પરોવ્યું...તેર વરસની ઉમ્મરે મારું જાતિસ્મરણજ્ઞાન અદૃશ્ય થયું...પરંતુ સાત ભવની દુ:ખદ સ્મૃતિ મારા મનમાં કોતરાઈ ચૂકી હતી...મેં સગીતમાં મન પરોવ્યું...સગીતની કઠિન ગણાતી તાલીમ શરૂ કરી...પરંતુ પુરુષ જાતિ પ્રત્યેની નફરત ઉત્તરોત્તર વધવા માંડી, જે પુરુષ મારી સામે પ્યારભરી દૃષ્ટિ કરતો તે પુરુષનો હું વધ કરાવવા માંડી. મારા માતાપિતા અકળાયાં...મારાં લગ્ન માટે ચિંતિત બન્યાં...મારા માટે આ ભવનમાં અલગ વ્યવસ્થા કરી અને કોઈ પાણિપ્રાર્થી મને મળવા આવે તો તે પ્રાણ ગુમાવતો...આ ભવનમાં કોઇપણ પુરુષ દાખલ થાય તો તેનું મૃત્યુ જ થતું."

વિક્રમાદિત્યે કહ્યું: "રાજકુમારીજી, છેલ્લા છ ભવમાં કઈ એવી વ્યથા ભોગવી છે કે આપના હૈયામાં પુરુષ જાતિ પ્રત્યે આટલો રોષ પેદા થયો ?"

" હું તને એ જ વાત કહું છું...વિક્રમા, ખરેખર કોઈને સ્ત્રીનો અવતાર મળશો નહિ."

વિક્રમા ખડખડાટ હસી પડી. રાજકુમારીએ આશ્ચર્યભર્યા સ્વરે કહ્યું: "કેમ હસવું આવ્યુ ?"

" આપ ખૂબ જ લાગણીપ્રધાન છો...જો સ્ત્રીનો અવતાર નષ્ટ થાય તો આ સૃષ્ટિ ઉજ્જડ બની જાય! જીવનનો કલ્લોલ ધૂળમાં મળી જાય...આશા અને આનંદનાં ગીત બળીને ખાખ થઈ જાય...!" વિક્રમાદિત્યે કહ્યું.

સુકુમારીએ વિક્રમાનો હાથ પકડી લેતાં કહ્યું: "સખી, આમ અધીર ન બન...મે તને હજી સુધી મારા પૂર્વભવોનો પરિતાપ ક્યાં જણાવ્યો છે ?"

વિક્રમાદિત્ય સરલ હૃદયા સુકુમારી સામે જોઈ રહ્યો.

સુકુમારીએ કહ્યું: "આમ તો આ જીવ અનંતભવથી સંસારમાં ભ્રમણ કરી રહ્યો છે...પરંતુ જાતિસ્મરણ જ્ઞાનની એક મર્યાદા હોય છે. મને માત્ર છેલ્લા સાત ભવોનું જ સ્મરણ છે. એ સાતમાનો પહેલો ભવ તને કહું છું...લક્ષ્મીપુર નામના નગરમાં ધન નામનો એક ધનાઢ્ય વેપારી હતો એની પાસે કરોડોની સંપત્તિ હતી....મારું નામ એ ભવમાં શ્રીમતી હતું. અને મારા માતાપિતા પણ ધનાઢ્ય હતાં... ઉત્તમ કુળ અને સંપત્તિ જોઈને મારાં લગ્ન ધનશ્રેષ્ઠિ સાથે થયાં. પતિના ઘેર પત્ની જાય ત્યારે કેટલો હર્ષ હોય! કેટલી મહત્ત્વાકાંક્ષા હોય.. હૈયામાં આશાનાં ગીત કેટલાં રમતાં હોય? પણ હું કમનસીબ બની ગઈ. ધનનો પહેલો પરિચય જ મારા માટે ભયંકર દુઃખ આપનારો નિવડયો...તેણે પહેલી રાતે જ મારા પિતાના ઘરના અલંકારો ઉતરાવી નાખ્યા...અને કહ્યું...'સુવર્ણ હંમેશ પહેરવાથી ઘસાઈ જાય...રત્નો કોઈવાર જડતર-માંથી છટકી જાય...કાચના ને શંખના જ અલંકારો પહેરવા જોઈએ... આવા અલંકારો તો વાર પરબે પહેરાય...' સ્વામીના આ શબ્દોથી

પત્નીની આશા પર પાણી ફરી વળ્યું...બિચારી શ્રીમતી શુ બોલે ? અને ધનશ્રેષ્ઠિનો સ્વભાવ એટલો લોભી હતો કે કરોડોની સંપત્તિ હોવા છતાં કોઇ પ્રકારનુ સારુ ખાય નહિ કે ખવરાવે નહિ, ઉત્તમ વસ્ત્રો પણ પહેરવા ન આપે...ઘરમાં કોઈ દાસ–દાસી રાખે નહિ અને શ્રીમતી પણ આ બધુ વિષ મનમાં પીતી રહી...તેને એક પુત્ર થયો. તેનું નામ કર્મણકુમાર રાખ્યુ ... પરંતુ એ બિચારા બાળકને ય કોઈ પ્રકારની ઉત્તમ સામગ્રી અપાતી નહોતી. આંગણે કોઈ અતિથિ આવે તો તેનો તિરસ્કાર જ થતો. અરે, કોઇ સાધુ મહાત્મા કે ભિખારી આવે તો તેનું પણ અપમાન થતું ચોરી છૂપીથી શ્રીમતી કોઇને કંઈપણ દાન આપ્યું હોય તો એ બિચારી માથે ઝાળવા ઊગી નીકળે ! આવી વેદના અને વ્યથા વચ્ચે પાંચ વર્ષ વીતી ગયાં. અને એ નગરીમાંથી એક સંઘ રૈવતગિરિ અને સિદ્ધાચલજીની યાત્રાર્થે જવાની તૈયારી કરવા માંડયો. શ્રીમતીએ પોતાના સ્વામીને આવો અલભ્ય લાભ લેવા ખૂબ સમજાવ્યા પણ તે ઘર છોડીને ક્યાંય જવા ઈચ્છતો જ નહોતો. શ્રીમતીના હૃદયમાં શ્રી જીનેશ્વરભગવતોનાં દર્શન કરીને જીવનને ધન્ય બનાવવાની તીવ્ર તમન્ના જાગી હતી. અને છેવટે તે પોતાના પિતાની સાથે યાત્રાર્થે રવાના થઇ...ધનશેઠે પુણ્ય કાર્યમા ખર્ચવા માટે એક કોડી સરખી પણ ન આપી...શ્રીમતી બને મહાનતીર્થોની યાત્રા કરીને લગભગ ચારેક મહિને પાછી આવી.. ધનની ઇચ્છા વિરુદ્ધ તે ગયેલી હતી, એટલે ધનશેઠ તેના પર ખૂબ જ રોષે ભરાયેલો હતો. પોતાનો રોષ ઠંડો કરવા અર્થે કોમળ પુષ્પ સમી નિર્દોષ અને પવિત્ર પત્ની શ્રીમતીને એક ઓરડામાં પૂરીને લાકડીએ લાકડીએ એટલી મારી કે શ્રીમતીનો પ્રાણ ચાલ્યો ગયો."

"આવો નિષ્ઠુર ?" વિક્રમાએ પ્રશ્ન કર્યો.

"સખી, તું કલ્પના કરી લે કે શ્રીમતીના હૃદયમાં કેટલી વ્યથા થઇ હશે ? જેને તે પોતાના પ્રાણરૂપ માનતી હતી..જેના હૃદયમાં ધર્મ પ્રત્યે શ્રદ્ધા હતી જેનુ ચિત્ત અન્ય કોઇ પુરુષ પ્રત્યે વળ્યું. નહોતું, તેવી પવિત્ર અને પતિવ્રતા નારીને આ રીતે મરવુ પડ્યું...

વિક્રમા, અગાઉના ભવો સુધી મારી દૃષ્ટિ પહોંચી શકતી નથી... પરંતુ છેલ્લા સાતમાંનાં આ પહેલા ભવમાં ભોગવેલી વેદના કઈ નારીના પ્રાણને ન વલોવે ! પુરુષ જાતિ પ્રત્યે શ્રદ્ધા કઈ રીતે રાખી શકે ?

વિક્રમારૂપી વિક્રમાદિત્ય ભાવભરી નજરે સુકુમારી સામે જોઈ રહ્યો. સુકુમારીએ કહ્યું : "સખી, બીજા ભવમાં હું ચંપાપુરીના મહારાજાને ત્યાં જન્મી અને રાજા જિતશત્રુ સાથે લગ્ન થયાં... પતિનો પ્રેમ જોઈને હું મારી જાતને ધન્ય માનવા લાગી...અને મારા સ્વામીએ કલાવતીના નામની એક જ રાજકન્યા સાથે બીજાં લગ્ન કર્યાં. કલાવતીના રૂપયૌવનમાં મારો સ્વામી અંધ બની ગયો. મારી ઉપેક્ષા કરવા માંડ્યો ..મહારાણીપદેથી દૂર કરી મને અણમાનીતી બનાવી દીધી. અને નવી પત્ની સાથે રંગરાગ માણવા માંડ્યો... મારી કોઈ ઈચ્છા પૂરી કરે નહિ ..મારા માટે સારાં વસ્ત્રો પણ આવે નહિ ..અને એ બંને વિવિધ પ્રદેશમાં યાત્રાએ પણ જાય...મને ખૂબ જ વેદના થવા માંડી. આ વેદનાના અગ્નિમાં હુ ભારે પીડાતી રહી અને છેવટે મૃત્યુ પામી. કહે સખી, આ બે અનુભવ કેટલા વેદનાભર્યાં છે...નારીની વેદનાનો ત્રીજો અનુભવ પણ મને દુ:ખદાયક થયો. હું ત્યાંથી મરીને દ્વૈતવનમાં એક મૃગલી બની. એક દુષ્ટ મૃગની પત્ની થઈ...પણ મારો એ ધણી મારા પ્રત્યે ખૂબજ શંકા રાખ્યા કરતો હતો અને વાતવાતમાં મને મારતો...એટલું જ નહિ પણ તે પત્નીને કેવળ તૃપ્તિનું જ સાધન માનતો હતો. ભારે કામાંધ અને દુષ્ટ હતો...હુ સગર્ભા થઈ...છતાં એ દુષ્ટે કોઈ વિવેક ન રાખ્યો...મે એને સમજણ આપી પણ તે રોષે ભરાયો અને મારા પેટમાં શીગ વડે આઘાત કર્યો. મારા કર્મનો દોષ માનીને હું શુભ ભાવમાં રહી. અને સગર્ભાવસ્થામાં મારું પેટ ચીરાઇ ગયું હોવાથી તત્કાળ મૃત્યુ પામી.' વિક્રમા સમવેદનાભરી નજરે સુકુમારી સામે જોઇ રહ્યો

સુકુમારીએ કહ્યું : "સખી, મારો ચોથો અનુભવ પણ ભારે વેદનાભર્યો છે...'

રાજકન્યાએ વિક્રમાના સુંદર નયનો સામે જોઈ ને કહ્યું: " સખી, મૃગલીના ભવનમાં મારું મૃત્યુ શુભ ધ્યાનમાં થયુ હોવાથી હું દેવગતિમા ગઈ...પણ ભાગ્યનું પરિવર્તન ન થયું...દેવભવમાં પણ મારા નસીબે ઓછપણું જ રહ્યું ..હું વિભાવસુ નામના એક દેવ પુરુષની પત્ની બની. દેવતાઓનાં સુખ તો અકથિત હોય છે ..પણ મારા કર્મમાં એની હાયબળતરા જ સર્જાઈ વિભાવસુની એક પૂર્વ પ્રિયતમા હતી. એનું વર્ચસ્વ એટલું બધુ હતુ કે પ્રારંભથી જ મારા રૂપયૌવનની ઉપેક્ષા થવા માંડી. મારો પતિ નિરંતર એની પ્રિયતમા સાથે જ આનંદ -વિહાર કરતો અને એનામાં જ વિભોર રહેતો યાત્રાએ જવું હોય, ઉપવન વિહારમાં જવુ હોય, નંદીશ્વર દ્વીપના પ્રવાસે જવું હોય કે એવા કોઈ પણ રમણીય સ્થળે જવુ હોય તો તે મને કદી સાથે રાખે જ નહિ...એ ને એની પ્રિયતમા. ઉત્તમ અંલકારો પણ મને મળે નહિ. આ સ્થિતિમાં હું શું કરું ? આમ ને આમ માનસિક વેદના ભોગવીને મેં મારો દેવભવ પૂરો કર્યો અને મને આવો ને આવો અનુભવ મળતો રહ્યો."

"રાજકુમારીજી, આપે ખૂબ જ માનસિક વ્યથા ભોગવી છે.. હવે મને પાંચમા ભવની વાત કહો." વિક્રમાએ કહ્યું.

"સખી, દેવભવમાંથી બદલીને હું પુનઃ મનુષ્યભવમાં આવી મગધ દેશમાં આવેલા પદ્મપુર નામના એક સોહામણા નગરમાં મુકુંદ નામના વિપ્રને ત્યાં દીકરી રૂપે હું જન્મી કોણ જાણે પૂર્વભવનાં કર્મ કેવાં હશે, સ્ત્રીના અવતારથી મારો છુટકારો જ નહોતો થતો. હું અતિસ્વરૂપવાન હતી એટલે મારા પિતાએ મારું નામ મનોરમા પાડયું...મારા પિતાશ્રી જિનેશ્વર ભગવંતના આરાધક હતા...મારું હૃદય પણ શ્રી જિનેશ્વર ભગવંતની ભક્તિમાં શ્રદ્ધાપૂર્વક રસ લેતું હતું ...યૌવનવય થતાં જ દેવશર્મા નામના એક નવજવાન વિપ્ર સાથે મારાં લગ્ન થયાં. સ્ત્રી જ્યારે પતિના ઘેર જાય છે ત્યારે તેના હૃદયમાં અનેક આશાઓ રમતી હોય છે...પતિ પ્રત્યેક પરિચય વગર એક પ્રકારનો સમર્પણભાવ જાગે છે. હું એવા જ ભાવ અને ઉલ્લાસ સહિત પતિના ઘેર ગઈ..અને પહેલી જ રાતે મારા હૈયાને કારમી ઠેસ લાગી. દેવશર્મા નવજવાન હતો, પરંતુ એના પ્રાણમાં કોઈ પ્રકારના સંસ્કાર નહોતા. તેણે મનમાં એવું માનેલું કે સ્ત્રી જાતિ વિશ્વાસ યોગ્ય નથી એને પગ તળે રાખી હોય તો જ સીધી દોર ચાલે. આવા ઘાતક વિચારના પરિણામે પહેલી રાતે જ તેણે મારી કોમળ કાયા પર વગર વાંકે ચાબૂક માર્યો...ન એણે મારા હૃદયના ભાવ સામે જોયું કે ન મારા નિર્મળ રૂપ સામે જોયું. આ સિવાય તેનો સ્વભાવ ઉગ્ર હતો, વિવેકહીન હતો અને એની વાણી પણ અસંસ્કારી હતી. ખાદ્યાખાદ્યમાં કોઈ પ્રકારની દૃષ્ટિ નહિ, રાતના બાર વાગે જમે... બહાર ખાઈ લે. .હું આ અંગે એમને કોઈ વાર વિનમ્રભાવે શીખ આપું તો જવાબમા ગાળો, માર અને વ્યથા જ મળે. માનવીને જ્યારે મનનુ કલ્પાંત હોય છે ત્યારે એના જીવતરનો રસ ઊડી જાય છે... પતિની અકથ્ય પજવણીના કારણે ધર્મમા શ્રદ્ધા હોવા છતાં હું દુર્ધ્યાનમાં મરણ પામી. .અને છઠ્ઠા ભવમાં મારો જન્મ થયો મલયા

ચક્ષમાં...પોપટી રૂપે, તિર્યંચગતિમાં પણ જીવને સામાન્ય દૃષ્ટિ અને પોતાનાં સુખદુઃખ પૂરતું જ્ઞાન તો હોય જ છે, ત્યાં જ રહેતા એક પોપટ સાથે મારે મેળ થયો...તેને પતિરૂપ માની તેની સાથે વસવાટ શરૂ કર્યો થોડા સમય જતાં હુ સગર્ભા થઈ...મેં શુકને કહ્યું "હવે કોઈ ઉત્તાન વૃક્ષ પર માળો બાધવો જોઈએ."

પણ મારા પ્રમાદી પતિને મહેનત કરવી ગમતી જ નહોતી. એટલે મે જ અતિશ્રમ કરીને એક શમી વૃક્ષ પર માળો બાંધ્યો. મેં બે ઈંડાં મૂક્યાં ...યથા સમયે બે સુંદર બચ્ચાં થયાં. બંને બચ્ચાંને પોષવા માટે પણ તેનો પિતા કોઈ પ્રયત્ન કરતો નહિ. હું જ વનમાં રઝળી રવડીને બચ્ચાં માટે કંઈક મેળવવા માંડી. હજી બચ્ચાં ઊડી શકે એ સ્થિતિમાં નહોતાં અને એ વનમાં વાસના ઘર્ષણથી દાવાનળ શરૂ થયો. મેં મારા પતિને કહ્યું "દવ લાગ્યો છે...આપણે આપણાં બાળકોને લઈને ઉડી જવું જોઈએ અને અન્યત્ર કોઈ નિર્ભય સ્થાનમાં પહોચી જવું જોઈએ. એક બાળકને તમે સંભાળો એકને હું ઉપાડીશ."

પણ સ્વાર્થી પુરુષે મારી વાત પર કોઈ લક્ષ ન આપ્યું અને તે પોતાનો પ્રાણ બચાવવા ઊડીને ચાલ્યો ગયો. દાવાનળ વ્યાપક બની રહ્યો હતો...મારાં બંને બચ્ચાંઓને મૂકીને ઊડવાનું મને મન નહોતુ થતુ અને બને બચ્ચાંને ઉપાડીને ઉડવાની મારામાં શક્તિ નહોતી, એકને મૂકીને જતાં પણ માનું હૃદય ભારે વ્યથા અનુભવતું હતું છેવટે કોઈ માર્ગ ન મળતા મે પરમાત્માનું સ્મરણ કરવા માંડયુ ... મારા બને બચ્ચાંઓનું ઢાંકણ બનીને હું પરમાત્માના શરણને ઈચ્છવા માડી...અને દાવાનળના આગમાં હું મારાં બંને બચ્ચાંઓ સાથે બળી ગઇ...મરતી વખતે મારા ચિત્તમાં શુભ ધ્યાન હતું એટલે ત્યાંથી મૃત્યુ પામીને હું સાતમા ભવમાં આ નગરીમાં મહારાજ

શાલિવાહન ત્યાં જન્મી. પ્રિય સખી, સાત સાત ભવથી હું સ્ત્રી રૂપે જ જન્મ લઉં છું...અને છેલ્લા છ ભવનો મને જે કપરો અનુભવ થયો છે, તે જો મને જાતીય સ્મરણ દ્વારા ન દેખાયો હોત તો આ ભવે પણ હું કોઈ એવા જ પુરુષ સાથે પરણી ગઈ હોત અને એની એ વેદના ભોગવતી હોત."

વિક્રમારૂપી વિક્રમાદિત્ય ગહન વિચારમાં પડી ગયો, તેના મનમાં થયું...એક જીવને જો આવો અનુભવ થયો હોય તો તે અવશ્ય પુરુષ જાતિનો વિશ્વાસ રાખી શકે નહિ. છતાં આ દક્ષિણ ભારતની શ્રેષ્ઠ સુંદરીના મનને યોગ્ય માર્ગે વાળવું જ જોઈએ. પણ કેવી રીતે?

વિક્રમાને વિચારમગ્ન જોઈને રાજકુમારીએ કહ્યું: "તને મારી અંતરવેદના સમજાઈ ગઈ ને?"

"હા, રાજકુમારીજી...આ ભારે કરૂણ વેદના છે...! પરંતુ જો આપ ધૈર્યપૂર્વક સાંભળો તો આપના સાત ભવ પાછળનું રહસ્ય સમજાવવા માગું છું."

"સખી, હુ ધૈર્યપૂર્વક સાંભળીશ...અને તારી વાતમાં તથ્ય હશે તો હુ જરૂર સ્વીકારીશ."

"હું ધન્ય બની ગઈ...પણ મને લાગે છે કે આપણી ચર્ચા લાંબી ચાલશે ..આપ ઈચ્છો તો આવતી કાલે..."

"ઓહ! ગઈ રાતે તું જાગી છે એ મને યાદ જ નથી રહ્યું...આપણે આવતી કાલે જ ચર્ચા કરીશું. આજ તું આરામ કર ચાલો આપણે શયનગૃહમા જઈએ."

વિક્રમને પણ આ અનુભવ કહાણી પર વિચાર કરવો હતો એટલે તે ઊભો થયો.

થોડી વાર પછી બંને શયનગૃહમાં ગયા. વિક્રમાની શય્યા રાજકુમારીના શયનખંડમાં જ બિછાવવામા આવી હતી. આ જોઈને વિક્રમાદિત્યના

મનને અકળામણુ થઈ...પોતે પુરૂષ છે ..આ સુંદરી સુકુમારીનું આકર્ષણુ પણ અપાર છે...એકાંતમાં મનના બંધન ઢીલાં પડી જાય તો ભારે વિચિત્ર પરિણામ આવે...વિક્રમાએ કહ્યું: "રાજકુમારીજી, મારી એક પ્રાર્થના સ્વીકારશો ?"

"કહે..."

"મારી શય્યા કોઈ અન્ય ખંડમા કરાવો તો ઘણું સારૂં !"

"કેમ, આપણે વાતો કરતા કરતાં સૂઈ જઈશુ."

"મને કોઇ બીજો વાંધો નથી...પરંતુ મારી પ્રકૃત્તિમાં એક ભારે દોષ છે."

"હા રાજકુમારીજી, મારી બાજુમાં કોઈની શય્યા હોય તો મને નિદ્રા આવતી જ નથી."

"વાહ ! આતો ભારે કહેવાય ! પણ બંને સ્ત્રીઓ એક ખંડમાં સૂતી હોય પછી..."

"એટલે જ મેં કહ્યું ને કે પ્રકૃત્તિનો દોષ છે !" હસીને વિક્રમાએ કહ્યું.

"સારુ ..." કહી રાજકન્યાએ માધવીને બોલાવી અને બાજુના ખંડમાં દેવી વિક્રમાની શય્યા બિછાવવાની આજ્ઞા કરી.

ત્યાર પછી અવંતિનગરી અંગેની કેટલીક વાતો બંને વચ્ચે થઈ અને વિક્રમા પોતાના શયનખંડમાં ગઈ.

શયનખંડનું દ્વાર બંધ કરીને વિક્રમાદિત્ય જેવો શય્યા પર આડો થયો કે તરત અગ્નિવૈતાલ પ્રગટ થયો અને બોલ્યો : "મહારાજ, કંઈ આશા દેખાય છે ?"

"આવ મિત્ર, આશા ઊભી થશે એમ લાગે છે...મહામંત્રી મજામાં છે ને ?"

"બ્રાહ્મણનો જીવ છે...બિચારો અકળાઈ રહ્યો છે...

રૂપમાલાના ભવનમાં એકલા પડયા રહેવું ..કંઈ કામ નહિ, કોઈ સાથે વાતચીત નહિ...પછી અકળાઈ જ જાય ને ?" અગ્નિવેતાલે કહ્યું.

"હવે બે ચાર દિવસમાં જ આ પ્રશ્નનો ઉકેલ આવી જશે. તારે હજી ભોજન માટે જવાનું હશે ?"

"હા.. હજી બે ઘટિકાની વાર છે...પહેલાં હું ભદ્દમાત્ર પાસે જઈશ.. પછી ભોજન લઈ આવીશ...અને..."

"તારે કયાંય જવુ હોય તો જજે. તારી જરૂર હવે આવતી કાલે રાતે પડશે."

"કેમ ?"

"આવતી કાલે મારે રાજકન્યાનું મનોરજન કરવું પડશે. તારે પણ ચમત્કાર બતાવવો પડશે."

"તો તો મને પણ આનંદ મળે...કોઇ એવો રાગ શોધી કાઢો કે જેમાં ચમત્કાર સર્જાવી શકાય."

"કાલ તો પ્રચલિત રાગ જ ગાવા છે...પરંતુ હું મેઘમલ્હાર આરાધું ત્યારે તારે મેઘગર્જના થાય એવું કરવાનું છે..."

"વર્ષા તો નહિ ને ?'

"એ તો ક્યાંથી શક્ય બને ?"

"હું રાજકુમારીના ભવન પૂરતો વરસાદ વરસાવી શકીશ."

"તો તો ભારે રંગત જામે મેઘમલ્હારની આરાધનાનું સાચું ફળ પણ એ જ છે. પરંતુ એની આરાધના ભારે કઠણ હોવાથી કોઈ વિરલ સાધક જ વર્ષા લાવી શકે છે.' વિક્રમે કહ્યું.

અગ્નિવેતાલે હસીને કહ્યુ : "આપ પણ વિરલ જ છો ને ? એક રાજકન્યા માટે આવી સાધના કોઈએ કરી હોય એમ મેં સાંભળ્યું જ નથી.

"સાચી વાત છે મિત્ર ..પણ આ પ્રશ્ન એવો છે કે જેમાં આમ કર્યા સિવાય ચાલે તેમ નથી કોઈના અનુભવને ભાંગી નાખવો અને નિશ્ચયને તોડી નાખવો એ કાર્ય સરલ નથી."

"ત્યાર પછી આડીઅવળી ચર્ચા કરીને અગ્નિવૈતાલ અદશ્ય

થઈ ગયો અને વિક્રમાદિત્ય રાજકન્યામાં મનને કેવી રીતે વાળવું એ વિચારણા કરતાં કરતાં મોડી રાતે સૂઈ ગયો.

સૂર્યોદય થયો.

સ્નાનાદિ કર્મથી નિવૃત્ત થઇ રાજકન્યા અને વિક્રમાએ સાથે બેસી પ્રાતઃ આહાર લીધો. ત્યાર પછી ભવનના ઉપવનના એક એકાંત લતામંડપમાં બંને ગયાં.

લતામંડપમાં આરામથી બેસી શકાય એવાં ચાર આસનો ગોઠવ્યાં હતાં...

માધવીએ રાજકુમારીને અને વિક્રમાને બેસાડીને વિદાય લીધી.

રાજકન્યાએ કહ્યું: "કહે સખી, તારે જે કહેવું હોય તે નિઃશંક કહેજે. આ રીતે વેદના ભોગવવી એ મારા કોઈ દુષ્કર્મનું ફળ હશે એમ મને સહુ કહે છે અને હું જિનદર્શનની આરાધક છુ એટલે સમજું પણ છું."

વિક્રમાએ કહ્યું : "રાજકુમારીજી, આપે આપના સાત ભવની જે દુઃખભરી કહાણી કહી એ માત્ર કલ્પના નથી પરંતુ એક નિગૂઢ સત્ય છે...સંસારમાં પરિભ્રમણ કરતા જીવોને આવી વ્યથા એક અથવા બીજા સ્વરૂપે ભોગવવી જ પડે છે. આપે જે અનુભવ કર્યો તે આશ્ચર્યરૂપ નથી...કદાચ મને જાતિસ્મરણજ્ઞાન થાય તો મારો અનુભવ આપના કરતાંયે અતિ કરુણ અને વેદનાભર્યો હોય."

"બરાબર છે...એથી જ જ્ઞાની પુરુષોએ સંસારને તોફાની સાગર સાથે સરખાવ્યો છે."

પરંતુ અનુભવની પાછળ આપના પ્રાણમાં જન્મેલી પુરુષ જાતિ પ્રત્યેની ઘૃણા જ આપની વેદનાનુ મુખ્ય કારણ છે."

"સખી..." રાજકુમારીએ આશ્ચર્યભર્યા સ્વરે કહ્યું.

"પ્રથમથી જ મે અભય માગી લીધુ છે."

"મને દુઃખ નથી થતું પણ આશ્ચર્ય થાય છે!"

"ઘણીવાર સત્યથી માનવી ભડકી ઊઠે છે. છેલ્લા છ ભવમાં આપને જે જે પુરુષ સાથે પરિચય થયો તે તે પુરુષો આપની માફક એક જ જીવરૂપે તો નહોતા કેમ?"

"હા..."

"અને આપ દેવજાતિમાં ગયા છતાં વિભાવસુ નામના આપના પતિના હૈયામાં આપનું સ્થાન નહોતું રહ્યું...પરંતુ એની પ્રિયતમા પ્રત્યે તો એ ખરેખર મુગ્ધ હતો...એનો અર્થ એ થયો કે એના ચિત્તમાં નારી પ્રત્યે દ્વેષ કે વિરાગ હતો જ નહિ...માત્ર તમે જ અનુરાગ પ્રાપ્ત નહોતાં કરી શક્યાં...છએ ભવમાં આપના પ્રત્યે જુદા જુદા પુરુષ જીવોએ અનુરાગ દર્શાવ્યો જ નહિ. આનું મુખ્ય કારણ આપનો જ કોઈ સુપ્ત દોષ હોય એમ મને લાગે છે. અને બાલ્યવયમાં આપને જાતિસ્મરણ-જ્ઞાન થયું...આપના છએ છ અનુભવોએ આપના માનસમાં માત્ર આપે અનુભવેલા છ પુરુષની વિકૃત છબી અંકિત કરી...અને આપના હૈયામાં દ્વેષની ચિનગારી પ્રગટી. દ્વેષની ભાવના એ એક એવો અગ્નિ છે કે હૃદયની શુભ ભાવનાઓને ખાખ કરી નાખે છે! છએ ભવમાં આપના હૈયામાં પુરુષ પ્રત્યે દુઃખ રહ્યા કરતું હતું...એ દુઃખ પાછળ દ્વેષનો દૈત્ય સર્જાતો હતો અને આજ સાતમા ભવે એ દૈત્ય પોતાના વિરાટ સ્વરૂપે વિકાસ પામ્યો...આપના કોમળ, પવિત્ર અને લાગણી-ભર્યા હૃદય પર તેણે પોતાનો પંજો પ્રસાર્યો. રાજકુમારીજી, મારો એક જ પ્રશ્ન છે કે આપને માત્ર છ પુરુષનો અનુભવ થયો છે... જ્યારે સંસારમાં તો અનેક પુરુષો વસે છે...આપના મહાન પિતા પણ એક પુરુષ છે...આપ એક વાર એમની સામે નજર કરો...શું આપની માતાને તેઓ જરાયે દુઃખ દે છે?"

રાજકુમારી મંત્રમુગ્ધ બનીને વિક્રમા સામે જોઈ રહી.

વિક્રમાએ કહ્યું: "જો આપ વેશપરિવર્તન કરીને મારી સાથે નગરીમાં આવો તો હું એવી અનેક સ્ત્રીઓ બતાવી શકીશ...જે

પોતાના પતિને નચાવતી હોય...અથવા મનધાર્યું કરાવતી હોય... અથવા પીડા આપનારી હોય ! અને હુ આપને એવા પુરુષો પણ પણ બતાવી શકીશ જે પોતાની પ્રિયાને હૈયા પર ઝુલાવવામાં ગૌરવ અનુભવતા હોય !"

"સખી...તેં તો મારા અનુભવ પર જ પ્રહાર કર્યો..."

"ના રાજકુમારીજી, આપના હૈયામાં અંકિત થયેલી વિકૃત છબી તરફ મેં માત્ર અંગુલિનિર્દેશ કર્યો છે. હું આપને વિશ્વાસ આપું છુ કે આપ એક વાર આપના હૃદયમાંથી પુરુષ પ્રત્યેના દ્વેષ ભાવને દૂર કરશો તો આપને પરમ શાંતિ પ્રાપ્ત થશે અને જે અતૃપ્તિએ આપના ચિત્તને સાત સાત ભવથી વિકળ બનાવી મૂક્યું છે...તે અતૃપ્તિ પરમ આનંદમાં પરિણમશે."

"ઓહ!" કહીને રાજકુમારીએ બને હાથ વડે પોતાના મસ્તકને દબાવ્યું. ત્યાર પછી કહ્યું: "વિક્રમા, મારું મન ભારે વિકળ બની ગયું છે...આપણે આ ચર્ચા ભોજન પછી શરૂ કરશુ...તે દરમ્યાન હુ પણ વિચારી લઈશ."

"આપ જરૂર શાંતભાવે વિચારજો. મારી વાત આપના હૃદયને સ્પર્શી જશે તો હું ધન્ય બની જઈશ." વિક્રમાએ ભાવભર્યો સ્વરે કહ્યું.

ત્યાર પછી બને લત્તામંડપમાંથી બહાર નીકળી.

## ૨૧ : આશ્ચર્યનો ઊભરો !

વિક્રમાદિત્યના હૃદયમાં રાજકુમારી સાથેની થોડી ચર્ચાના પરિણામે એક આશા જાગૃત થઈ ચૂકી હતી. ભોજન પછી રાજકન્યા કેવું વલણ ધારણ કરશે તે કલ્પી શકાય તેમ નહોતું, છતાં વિક્રમાદિત્યને એમ તો લાગ્યું જ હતું કે એના વિચારોમાં એક તણખો અવશ્ય મુકાયો છે. સંભવ છે કે એ તણખો આગ બની જાય અને એ આગમાં એના પ્રાણને રૂંધી રહેલો નરદ્વેષ બળીને ખાખ થઈ જાય

ભોજન વખતે પણ વિક્રમાદિત્ય જોઈ શક્યો કે સુકુમારી કંઈક ગંભીર બની ગઈ છે...જમતાં જમતાં પણ જાણે મનમાં વિચારો ચાલતા હોય એવું દેખાય છે. માનવીના ચિત્તમાં જ્યારે સંઘર્ષ થતો હોય ત્યારે માનવીનો ચહેરો ભારે ગંભીર બની જતો હોય છે

ભોજનકાર્ય પતાવીને રાજકન્યા સુકુમારી વિક્રમાને સાથે લઈ એક સુસજ્જિત ખંડમાં ગઈ.

આજ રાતે તો સંગીતની બેઠક રાખવામાં આવી હતી. આ બેઠકમાં ભાગ લેવા માટે મંજરીદેવીને અને રૂપમાલાને નિમંત્રણ પણ

અપાઈ ગયાં હતાં ..એ સાથે આજ રાજકુમારીએ પોતાનાં માતાપિતાને પણ ખાસ બોલાવ્યાં હતાં.

સંગીતની બેઠક એક વિશાળ ખંડમાં જ યોજવાની હોવાથી માધવી એની વ્યવસ્થામાં પડી હતી.

મુખવાસ લીધા પછી વિક્રમાએ કહ્યું : "રાજકુમારીજી, મારી વાતનો આપે ઉત્તર આપવાનો છે."

"મને ખ્યાલ છે, સખી...તારી વાત પાછળ તથ્ય પણ છે... પરંતુ મારો અનુભવ એટલો દુઃખદ છે કે પુરુષજાતિ પ્રત્યેની નફરત દૂર થઈ શકતી નથી. જે પુરુષજાતિએ છેલ્લા છ છ ભવ સુધી મારા પ્રત્યે જરાયે પ્રીતિ ન રાખી. મારા સમર્પણની મર્યાદા પણ ન જાળવી...તે પુરુષ જાતિ પ્રત્યે મારા પ્રાણમાં સદ્ભાવ ક્યાંથી જાગે ?"

"દેવી, મને ક્ષમા કરો તો વચ્ચે એક વાત કહું."

"કહે..."

"માત્ર છ પુરુષના અનુભવ પરથી આખી પુરુષજાતિ પ્રત્યે શા માટે નફરત સેવી રહ્યા છો ? આ તો મોટામાં મોટો અન્યાય કહેવાય. આ સંસારમાં ઘણી સ્ત્રીઓ એવી પણ છે કે તેને પતિ કે એવું કશુ નથી હોતુ ...માત્ર વિવિધ પુરૂષો સાથે અતિગણિત એવું વેશ્યા જીવન ગુજારતી હોય છે એટલે શું સંસારભરની સ્ત્રીઓ નિંદાને કે નફરતને પાત્ર છે ? આપે જે અનુભવ કર્યો તેને હું જરાયે અસત્ય કે કાલ્પનિક નથી માનતી. મે પણ સાંભળ્યું છે કે ઘણાને જાતિસ્મરણજ્ઞાન થાય છે, ત્યારે તેનાં પૂર્વભવનાં સ્મરણો આંખ સામે તરે છે. પરંતુ હું આપને મારા પૂર્વ ભવોની એક અનુભવમાળા કહું તો આપને એમ જ થાય કે સ્ત્રીજાતિ જ નફરતને યોગ્ય છે."

"શું તને જાતિસ્મરણજ્ઞાન થયું હતુ ?"

"ના રાજકુમારીજી, મારા જેવી ગાયિકા માટે એ અશક્ય ન હોવા છતાં કઠણ તો જરૂર છે...હું તો કેવળ આપ સમક્ષ એક

કલ્પના રજૂ કરું છું. પણ મેં મારી નાની વયમાં ઘણું જોયું છે.. ઘણું સાંભળ્યું છે...કારણ કે મારો વ્યવસાય ગાયિકાનો છે...વળી કલા સાથે જીવનનો સથવારો અંધાયો છે...વિવિધ પ્રકારનાં પુરુષોનો પરિચય પણ થતો રહે છે ..કોઈ મારા રૂપને નિહાળવા આવે, કોઈ કંઠને સાંભળવા આવે. કોઈ કલાની કદર કરવા આવે, તો કોઈ વળી રૂપયૌવનની મસ્તી માણવાનાં સ્વપ્ન સાથે આવે! આમ છતાં મને કદી પુરુષજાતિ પ્રત્યે નફરત નથી થઈ પણ કરુણા જ થઈ છે!"

"કરુણા?"

"હા દેવી, ઘણા પુરુષો એવા હોય છે પત્નીના સ્વભાવથી ભારે દુઃખી રહેતા હોય છે અને એ દર્દ હળવું કરવા નગરનારીઓ પાસે જતા હોય છે...ઘણા પુરુષો એવા પણ હોય છે કે ઘરમાં પતિવ્રતા સુંદરી, પત્ની હોવા છતાં ભટકતા હોય છે, ખરેખર, આ બધા પુરુષો દયાને જ પાત્ર હોય છે...જે બિચારાઓ સાચું ગુલાબ છોડીને કાગળનાં ફૂલ તરફ દોડતા હોય છે!"

રાજકુમારીએ વચ્ચે જ પ્રશ્ન કર્યો. "વ્યવસાયની દૃષ્ટિએ તો તને ઘણા પુરુષોનો પરિચય થયો હશે...શું તને કોઈ એવો પુરુષ નથી મળ્યો જેણે વચનભંગ કરીને તારા કોમળ હૃદયને ક્લેશ આપ્યો હોય?"

"રાજકુમારીજી, મારી વયતો હજી નાની છે...માંડ વીસ થયાં હશે. પરંતુ મેં હજી સુધી કોઇ પુરુષ પ્રત્યે પ્રણય દૃષ્ટિ કરી નથી... એક તો મારો વ્યવસાય એવો છે કે દેહલાલસાથી દૂર રહેવું પડે, અને મારી કલ્પનાનો પુરુષ હજી મને મળ્યો નથી."

"તારી કલ્પનાનો પુરુષ?"

"હા, રાજકુમારીજી! જેના હૃદયમાં કલા પ્રત્યે પ્રેમ હોય છે અને કલાની પૂજા પાછળ જેનું જીવન રંગાયેલું હોય છે તેવો પુરુષ

મળે તો જ મારુ મન સંતોષ પામે..." વિક્રમારૂપી વિક્રમાદિત્યે ધીરે ધીરે પોતાના હેતુને સિદ્ધ કરવા જાળ ગૂથવા માંડી.

રાજકુમારીને પુરૂષની વાતમાં કદી રસ પડતો નહોતો ..પરંતુ આજ તેના મનમાં કુતૂહલ જાગ્યુ હતું...તેણે પૂછ્યું: "સખી, તારી વાતનો આશય સમજાયો નહિ."

વિક્રમા આછું હસી પડી અને હસતાં હસતાં બોલી : "સહુના માથે નાનુ મોટું ગાંડપણ બેઠું જ હોય છે. મારા મસ્તક પર પણ એવું જ એક ગાંડપણ બેઠું છે ને મારા ટૂંકા અનુભવથી એક સત્ય જોયું છે જે એક પુરુષ કલાનો પૂજારી હોય છે તે પુરુષ પોતાની પ્રિયતમાને હૈયામાં જ સાચવી રાખે છે. કારણ કે સ્ત્રી પણ કલાનું જ એક પ્રતિક છે...કલાના આશકના પ્રાણમાં ઉદારતા પણ ભરી હોય છે. કલાકાર એટલો મસ્ત અને પ્રસન્નચિત્ત રહેતો હોય છે કે નાની નાની વાતને કદી ગણકારતો પણ નથી. કલાકાર સાથે જીવતરનો સથવારો થાય તો પસ્તાવાનું કારણ રહેતું જ નથી. પ્રિયતમા પર કોઈ પ્રકારનાં બંધન આવતાં નથી અને શંકાનું ભૂત તો કલાકારને કદી પણ સતાવતું નથી."

"વાહ! તારું ગાંડપણ તો ડહાપણ કરતાંયે ઉત્તમ છે. હાં સખી, રાજાઓ કે રાજકુમારો માટે તારો શો અભિપ્રાય છે?"

"રાજકુમારીજી, અનુભવ વગરનો અભિપ્રાય કેવી રીતે આપું? પણ રાજાઓ કે રાજકુમારો પ્રિયતમા અંગે કંઈક ચંચળ મનનાં હોય છે—વધુ ને વધુ સ્ત્રીઓ કરવાનો પણ એમને એક રોગ થયો હોય છે."

રાજકુમારી વિચારમાં પડી ગઈ.

થોડી પળોના મૌન પછી વિક્રમાએ પ્રશ્ન કર્યો: "રાજકુમારીજી, આપે આપનો પક્ષ .."

"નહિ સખી, પક્ષ જેવું મારે કંઈ છે જ નહિ. તારી વાત સાંભળ્યા પછી હું એટલું અવશ્ય સ્વીકારું છું કે બધા પુરુષો ખરાબ ન હોય...મોટા ભાગના પુરુષો તો નિષ્ઠુર, સ્વાર્થી અને સ્ત્રીને ભોગ્ય વસ્તુ માનનારાઓ જ હોય છે."

"ના.. ના...ના...મોટા ભાગના પુરુષો ઉત્તમ હોય છે...એ તો અમુક વસ્તુ વિલાસી અને શ્રીમંત વર્ગમાં જ આવો દોષ દેખાય છે!"

રાજકુમારી વિક્રમા સામે સ્થિર નજરે જોઈ રહી.

વિક્રમાએ કહ્યું : "આપના હૃદયમાં મારા પ્રત્યે પ્રેમભાવ હોય તો એક વાત કહેવા માગું છું."

"કહે...તું તો મારી પ્રિય સખી છે ..માર્ગદર્શિકા પણ છે. તારી વાતમાં મને તથ્ય લાગ્યું છે. મારા વિચારોમાં હું વિનમ્ર બની છું."

વિક્રમા આ શબ્દો સાંભળીને હર્ષમાં આવી ગઈ. તે બોલી : "રાજકુમારીજી, પ્રથમ તો આપ પુરુષજાતિ પ્રત્યેના પૂર્વગ્રહનો ત્યાગ કરો ..કારણ કે દ્વેષભાવથી આ જીવન તો બગડે છે, આવતો ભવ પણ નિષ્ફળ નીવડે છે. અંતઃકરણમાં પોષાઈ રહેલો વૈરભાવ પરિણામે આપણું જ અહિત કરે છે."

રાજકુમારીએ વિક્રમાનો એક હાથ પકડી લઈને કહ્યું: "સખી, તારી વાત હું સ્વીકારું છું."

"તો હવેથી આપ કોઈ પણ પુરુષનો વધ ન કરશો. હાથે કરીને ઘોર કર્મબંધનમાં શા માટે બધાવું? અને વૈર ભાવનાં કર્મ છોડવાં પણ ભારે કઠણ થઈ પડે છે."

"તારી વાત સાચી છે...મને આજે જ સમજાય છે કે મારે શા માટે હિંસા અને વૈરનો ઉપયોગ કરવો જોઈએ!"

"હવે એક છેલ્લી વાત કહું?"

"કહે."

"રાજકુમારીજી, કોઈ સુયોગ્ય પુરુષ સાથે લગ્ન કરી લ્યો..."

તરત રાજકન્યાએ બંને હાથે પોતાનું મસ્તક દબાવતાં કહ્યું : "સખી એ તો મારા માટે અશક્ય છે."

"શા માટે ?"

"કોઈ પણ રાજા કે રાજકુમાર સાથે હું પરણું તો મારી એની એ દશા થશે .."

"પણ રાજઘર શા માટે શોધવું જોઈએ ?"

"તો ?"

"કોઈ ઉત્તમ કલાકારને જ જીવનસાથી બનાવો...એમ થશે તો આપનું જીવન ધન્ય બની જશે અને મિલનની જે રસમાધુરી છે તે આપને નિરંતર મળ્યા કરશે."

રાજકુમારી વિચારમાં પડી ગઈ...કશું બોલી નહિ.

થોડીક પળો ગંભીર મૌનમાં પસાર થયા પછી વિક્રમાએ કહ્યું : "આપ વિચારમાં કેમ પડી ગયાં ?"

"એવો કલાકાર હું કેવી રીતે શોધી શકું ? હું એક રાજકન્યા છું. મારી એક મર્યાદા હોય છે..."

વિક્રમા વિચારમાં પડી ગઈ. તેના મનમાં સ્વયંવર રચવાનો પ્રશ્ન આવ્યો...પણ એમાં તો ઘણો સમય પસાર થઈ જાય. તેણે કહ્યું: "રાજકુમારીજી, આપની વાત સત્ય છે, સ્વયંવર રચવામાં આવે તો પણ આવા મસ્ત કલાકારો ભાગ લેવા આવે જ નહિ...પરંતુ આપ આપનાં માતાપિતાને એક વાત કહી દેજો"

"કઈ ?"

"આજથી પુરુષજાતિ પ્રત્યે મારા મનમાં કોઈ રોષ નથી... અને હું લગ્ન કરવા પણ તૈયાર છું...શરત એટલી જ કે કોઈ નવજવાન સંગીતકાર સાથે" વિક્રમાએ કહ્યું.

રાજકુમારીએ તરત કહ્યું : "સખી, આજ તારું સંગીત સાંભળવા મારાં માતાપિતા અહીં આવવાનાં છે. તુ જ સઘળી વાત કહેજે."

"ભલે...પણ આજની સગીત-બેઠકમાં મહામંત્રી, આપના કાકા, સેનાપતિ વગેરે ભલે ને આવે. સહુને આનંદ થશે."

બે પળ વિચારીને રાજકુમારી સમ્મત થઈ અને તરત માધવીને બોલાવી.

રાતની બેઠકમાં મહામંત્રી, કાકા, સેનાપતિ તથા અન્ય પુરુષોને સાથે લઇને આવવાનો સંદેશો રાજકુમારીએ માધવી દ્વારા મહારાજાને મોકલાવ્યો.

ઘડીભર તો માધવી અવાક્ બની ગઈ..પરંતુ તે મસ્તક નમાવીને ચાલી ગઈ.

અને મહારાજ શાલિવાહનને જ્યારે આ સંદેશો મળ્યો ત્યારે તેઓ પણ ભારે નવાઇ પામ્યા પુરુષજાતિને ધિક્કારતી પુત્રીમાં આવું એકાએક પરિવર્તન કેમ આવ્યું હશે? તેમણે માધવીને પ્રશ્ન કર્યો: "માધવી, હું કોઇ કારણ સમજી શકતો નથી?"

"કૃપાનાથ, દેવી વિક્રમા નામનાં એક અવંતિનાં પ્રસિદ્ધ ગાયિકા પધાર્યાં છે એ તો આપ જાણો છો..એમના સંસર્ગમાં રાજકુમારીજીના મનોભાવ પલટાયા હોય એવું મારું અનુમાન છે."

"ઓહ! તો તો દેવી વિક્રમાએ મારા પર મોટો ઉપકાર કર્યો ગણાશે." કહી મહારાજ મહાદેવીને આ સમાચાર આપવા અંતઃપુરમાં ગયા.

મહારાજાને સદેશો આપીને માધવી રૂપમાલા પાસે ગઇ અને દેવી વિક્રમા સાથે આવેલા ભટ્ટજીને તેમજ અન્ય પુરુષ વાદ્યકારોને સાથે લઈ આવવાનો સંદેશો આપ્યો.

રૂપમાલા આ સદેશો સાંભળીને ભારે આશ્ચર્યમાં પડી ગઈ. પરંતુ

તેની બંને બહેનો અને ભટ્ટમાત્ર સમજી ગયા કે મહારાજાએ રાજકન્યા પર પ્રભાવ પાથર્યો લાગે છે..એ વગર આવું પરિવર્તન થાય નહિ. અગ્નિવૈતાલ તો છેક પોતાના મથકે પહોંચ્યો હતો. સાંજ સુધીની નિરાંત હતી એટલે તે પોતાનાં કેટલાંક કાર્ય પતાવવામાં પડ્યો હતો.

સાંજ પડી.

દેવી વિક્રમા અને રાજકન્યાએ મળીને વિશાળ બેઠકખંડમાં કેવી રીતે બેઠકો રાખવી તે અંગેની દાસીઓને સૂચના આપી હતી અને ખંડની સજાવટ પાછળ પણ કાળજી રાખી હતી.

આચાર્યા મંજરીદેવી અને વાદ્યમંડળીની સ્ત્રીઓ આવી ગઈ.

રાજકુમારીએ આચાર્યાનુ ભાવભર્યું સ્વાગત કર્યું.

આચાર્યાએ દેવી વિક્રમાને હૈયા સરસી લીધી.

ત્યાં તો રૂપમાલા, કામકલા અને મદનમાળા પણ ભટ્ટમાત્ર તેમ જ ચારપાંચ વાદ્યકારો સાથે આવી પહોંચ્યાં.

મંજરીદેવીને પણ પુરુષોનાં આગમનથી ભારે આશ્ચર્ય થયું.

અને પછી તો મહારાજ શાલિવાહન, મહાદેવી વિજયારાણી, મહારાજકુમાર જીતવાહ, નરેન્દ્રદેવ પ્રતિષ્ઠાનપુરના નગરશેઠ વગેરેના રથો આવવા માંડ્યા.

રાજકુમારીએ ઉલ્લાસપૂર્વક સહુનું સ્વાગત કર્યું.

પરંતુ માતાનુ હૃદય આમ કેમ બન્યું તે જાણવા ખૂબ જ આતુર બની ગયુ હતુ. આતુરતાને સંતોષવી કેવી રીતે?

આવનારા પુરુષ વર્ગના હૈયામાં પણ આશ્ચર્યનો ઊભરો શમતો નહોતો.

જે રાજકન્યાના આવાસમાં કોઈ પણ પુરુષ દાખલ થઈ શકે નહિ અને ભૂલે ચૂકે કોઈ પુરુષ દાખલ થયો હોય તો તેનું મોત જ થાય.

આવો ચમત્કાર કેવી રીતે સર્જાયો હશે?

## ૨૨ : : લગ્નની યોજના !

રાજકન્યાના ભવનમાં આ રીતે પુરુષોનું આગમન થવું એ ભારે આશ્ચર્યરૂપ બની ગયું હતું.

મધ્યખંડમાં બિછાવેલી બેઠકો પર બધાં વ્યવસ્થિત ગોઠવાઈ ગયાં હતાં.

દેવીકન્યા જેવી સોહામણી રાજકુમારી પોતાની માતા પાસે બેઠી હતી. માતાના હૃદયમાં અનેક પ્રશ્નો જાગતા હતા, પરંતુ આટલા માણસો વચ્ચે દીકરીને પૂછવામાં સંકોચ થતો હતો. મહારાણી વિજયાએ મનથી એમ નક્કી કર્યું હતું કે સંગીતનો કાર્યક્રમ પૂરો થયા પછી કન્યાને પૂછવું.

ત્રણે ય બ્હેનો એક તરફ બેસી ગઈ હતી.

રાજકુમારીની વાદ્યમંડળી યથાસ્થાને ગોઠવાઇ ગઈ હતી. રૂપમાળાનાં વાદ્યકારો પણ બેસી ગયા હતા. અવંતિનો મહામંત્રી ભટ્ટમાત્ર સાદા વેશથી અન્ય પુરુષોની પાછળ બેસી ગયો હતો... અગ્નિવૈતાલ પણ પુરુષવેશમાં બેઠો હતો. તેના મનમાં પણ આ રીતે પુરુષનો સત્કાર જોઈને આશ્ચર્ય શમતું નહોતું. તેણે વિક્રમારૂપી

અવંતિનાથને ગુપ્ત રીતે પૂછવાનું વિચાર્યું હતું પરંતુ અત્યારે એવા સંયોગો જણાતા નહોતા.

વિક્રમા રાજકન્યાની બાજુમાં જ બેઠી હતી...સંગીતનો કાર્યક્રમ શરૂ કરતાં પહેલાં તે સહુ સમક્ષ આ પરિવર્તનની વાત કહેવા માગતી હતી...

ત્યાર પછી સંગીતનો કાર્યક્રમ શરૂ થવાનો હતો.

સંગીતસભા બરાબર ગોઠવાઈ ગયેલી જોઈને સુકુમારીએ પોતાની માતા સામે નજર કરીને કહ્યું: "મા, આપ આજ્ઞા આપો તો કાર્યક્રમનો પ્રારંભ કરાવું."

માતાએ પ્રસન્નવદને આજ્ઞા આપી.

સુકુમારીએ પોતાની પાછળ બેઠેલાં આચાર્યા મંજરીદેવી તરફ જોઈને કહ્યું: "આચાર્યાશ્રી, દેવી વિક્રમાનો પરિચય આપે આપવો પડશે."

"જી..." કહીને મંજરી દેવી ઊભાં થયાં અને બોલ્યાં: "રાજરાજેશ્વરશ્રીમાન પ્રતિષ્ઠાનપુરાધિપતિ, પૂજનીયા શ્રી. મહાદેવીજી, મહામંત્રીશ્રી અને અન્ય સર્વ મહાનુભાવો. આજ આપ સમક્ષ દેવી વિક્રમા દિવ્ય સંગીત આપવાનાં છે...એમનો પરિચય આપતાં પહેલાં મારા અંતરમાં રમતું આશ્ચર્ય વ્યક્ત કરવાનો લોભ હું રોકી શકતી નથી. હું રાજકુમારીજીને વરસોથી સંગીતનું શિક્ષણ આપતી રહી છું... પરંતુ એવો એક પણ દિવસ મને યાદ નથી આવતો કે રાજકુમારી સમક્ષ એમના પિતાશ્રી સિવાય કોઈ પુરુષ આવ્યો હોય! આજ પુરુષ વર્ગને જોતાં અને રાજકન્યાના વદન પર પ્રસન્નતાનો અનુભવ કરતાં મને ભારે આશ્ચર્ય થાય છે. મારું આ આશ્ચર્ય પરમ આનંદમાં પરિણમે એવી શ્રદ્ધા સાથે હવે હું દેવી વિક્રમાનો પરિચય આપું છું. દેવી વિક્રમા અવંતિ નગરીનાં એક સુપ્રસિદ્ધ ગાયિકા છે. તેઓની વય

ઘણી નાની હોવા છતાં રાગની સાધના કોઈ મહાગાયકને પણ આશ્ચર્ય મુગ્ધ બનાવે તેવી કરી છે આપ સહુને આશ્ચર્ય થશે કે દેવી વિક્રમાએ કેટલાક એવા પ્રભાવિત રાગો સિદ્ધ કર્યાં છે કે જેનું પ્રત્યક્ષ પ્રમાણ મળી જાય છે. શ્રી વિક્રમા દેવી ત્રણ દિવસ પહેલાં અત્રે પ્રથમવાર આવેલાં અને તેઓએ પરયોગ નામનો ગુપ્ત રાગ ગાયેલો...એ રાગનાં પ્રભાવથી મૃદંગ સ્વયં તાલ આપતું હતું. આવી સિદ્ધિ મેં પ્રથમવાર જોઈ હતી અને હું ધન્ય બની ગઈ હતી. મને આશા છે કે દેવી વિક્રમા આજ પણ પોતાની સિદ્ધિનાં દર્શન કરાવી અમને સર્વને ધન્ય બનાવશે."

આટલું કહીને આચાર્યાએ પોતાના સ્થાને બેઠક લીધી.

અને તરત સુકુમારી પાસે બેઠેલી વિક્રમા ઊભી થઈ. સહુ પ્રથમ સર્વને નમઃસ્કાર કરીને તેણે અતિ મૃદુ સ્વરે પ્રાર્થનાનો એક શ્લોક કહ્યો. ત્યાર પછી કહ્યું : "રાજરાજેશ્વર, મહાદેવીશ્રી, અન્ય કલાવૃંદ મહાનુભાવો, આચાર્યાશ્રી મંજરીદેવીએ મારા માટે જે ભાવના વ્યક્ત કરી તેવી કોઇ યોગ્યતા મારામાં છે જ નહિ...હું તો એક સામાન્ય ગાયિકા છું અને મને સંગીત પ્રત્યે ખૂબ જ અનુરાગ છે... એ અનુરાગના લીધે જ કેટલાક દિવ્ય રાગો હું સાધી શકી છુ; આથી વિશેષ મારામાં કંઈ નથી...છતાં મારા પ્રત્યે મંજરીદેવીએ જે સદ્ભાવ દર્શાવ્યો છે તે મારા માટે એક સ્મરણ બની જશે. જેમ આચાર્યાશ્રી પોતાના આશ્ચર્યને વ્યક્ત કરવાનો લોભ રોકી શક્યાં નથી તેમ હું પણ એ આશ્ચર્યનો ખુલાસો કરવાનો લોભ રોકી શકતી નથી.

"રાજકુમારીશ્રી સાથે પરિચયમાં આવી ત્યારે પુરુષજાતિ પ્રત્યેનો એમનો મનોભાવ જોઈને મને પણ આશ્ચર્ય થયું હતું...અને પ્રથમ પરિચયમાં જ હુ રાજકુમારીજીનો પ્રેમ પ્રાપ્ત કરવા ભાગ્યશાલિની બની ગઈ. રાજકુમારીજીએ મને સખી માનીને મનની સઘળી વાત કહી.

છેલ્લા છ–છ ભવના અનુભવની પણ કહાણી કહી. મેં વિનમ્ર ભાવે એમની સાથે આ અંગે ખૂબ જ ચર્ચા કરી અને રાજકુમારીશ્રીના હૃદયમાં પુરુષજાતિ પ્રત્યેનો વિદ્વેષ દૂર થઇ ગયો.. આપ સહુને જાણીને હર્ષ થશે કે રાજકુમારીશ્રીએ અમુક શરતે લગ્ન કરવાની સમ્મતિ દર્શાવી છે...એ શરત પણ આકરી નથી...તેઓ કોઇ પણ ક્ષત્રિય કલાકાર સાથે લગ્ન કરવા સમ્મત થયાં છે. પૂર્વભવના થયેલા કપરા અનુભવના કારણે તેઓશ્રી કોઇ પણ રાજા સાથે કે રાજકુમાર સાથે લગ્ન કરવા નથી ઇચ્છતાં."

મહારાણી વિજયાદેવીએ આ શબ્દો સાંભળીને બાજુમાં બેઠેલી સુકુમારીને હૈયા સરસી લઈ લીધી અને તેનું મસ્તક સૂંઘ્યું.

મહારાજ અને મહામંત્રીનાં નયનો પણ હર્ષિત બની ગયાં હતાં.

મહાબલાધિકૃત નરેન્દ્રદેવ તો વિક્રમાના રૂપ સામે જ નિહાળી રહ્યો હતો. તેના મનમાં એક જ પ્રશ્ન ઘોળાઈ રહ્યો હતો...આ રત્નને કયા ઉપાયથી પ્રાપ્ત કરવું ?

વિક્રમાએ બે પળના વિરામ પછી કહ્યું: "મને શ્રદ્ધા છે કે હવે આપ સહુનું આશ્ચર્ય શમી ગયું હશે...અને આજના આનંદને અભિનંદવા હું આપ સર્વ સમક્ષ મેઘ રાગની આરાધના કરીશ ..આ રાગના પ્રભાવથી અત્યારે કુઋતુમાં પણ વરસાદ પડશે એમાં મને જરાયે સંશય નથી."

આટલું કહી વિક્રમા પોતાના સ્થાને બેસી ગઇ અને રાજકન્યા સામે જોઈને મૃદુ સ્વરે બોલી: "મારાથી કોઇ પ્રકારનું અયોગ્ય તો નથી બોલાયું ને ?"

ઉત્તરમાં રાજકન્યાનાં ગુલાબી નેત્રો પુલકિત બની ગયાં.

અને સંગીત સભાનો કાર્યક્રમ શરૂ થયો.

સૌથી પ્રથમ બંને વાદ્યમંડળીએ દેવી સરસ્વતીની પ્રાર્થનાનું એક ગીત રજૂ કર્યું.

તેની બંને બહેનોએ ગીત સહિતનું નૃત્ય શરૂ કર્યું. કામકલા અને મદનમાલાનાં નૃત્યથી સર્વનાં મન પ્રસન્નતામાં તરબોળ બની ગયાં.

વિક્રમારૂપી વિક્રમાદિત્યે પોતાના પ્રિય મિત્ર સાથે અર્થસૂચક દૃષ્ટિ કરી. અગ્નિવૈતાલે પણ આંખ વડે જ ઉત્તર આપી દીધો.

વિક્રમા બેઠકની વચ્ચે રાખેલી એક ગાદી પર આવી. સહુને નમન કરીને તેણે વાદ્યકાર મંડળી સામે જોઈને કહ્યું:

"મેઘમલ્હાર..."

સહુને મસ્તક નમાવી વાદ્યો દ્વારા મેઘમલ્હારની સ્વરલહરી વહાવવી શરૂ કરી.

વિક્રમાએ ગંભીર અને મધુર સ્વરે મેઘમલ્હારની આરાધનાનો પ્રારંભ કર્યો.

ગળું દર્દભર્યું હતું. રાગ ઉત્કટ હતો... ગીતમાં ધરતી પોતાના પ્રિયતમ મેઘને ભેટવાની મિલન કામના દર્શાવી રહી હતી.

બે જ ઘટિકા પછી સહુ જોઈ શક્યા કે ભવન બહાર ગાજવીજ થઈ રહી છે ..વર્ષાનો પ્રારંભ થઈ ચૂક્યો છે.

બધાં અવાક્ બનીને ઘડીક વિક્રમા સામે...તો ઘડીક વાતાયન પથ તરફ જોવા માંડયાં.

અને જેમ જેમ મેઘમલ્હાર વિકસાવા માંડયો તેમ તેમ મેઘનું તાંડવ જાણે વિકરાળ રૂપ ધારણ કરવા માંડયું...વાતાયન પથ દ્વારા જોરદાર વાછટ આવતી હોય એમ સહુને દેખાયું.

સુકુમારી તો પહેલેથી જ વિક્રમાને મહાન માની રહી હતી. આ બીજો ચમત્કાર જોઈને તેના મનમા ઉલ્લાસ ઉભરાવા માંડયો તેને એમ જ થયુ...જો આ ગાયિકા પુરુષ હોત તો આજે જ એના કંઠમાં વરમાળા આરોપીને જીવનને ધન્ય બનાવી દેત.

વિક્રમાએ પણ ગીત દ્વારા વિરહની વેદના વ્યક્ત કરીને નારી હૃદયની ચિર મિલન તૃષાને સત્કાર બનાવી હતી.

મહારાજા, મહાદેવી, મહામંત્રી, આચાર્યો, મહાબલાધિકૃત, ત્રણેય બહેનો, વાદ્યકાર મંડળી, મહારાજકુમાર વગેરે બધા દર્શકો સમય અને પરિસ્થિતિનું ભાન ભૂલીને કેવળ ગાયિકામાં જ તન્મય બની ગયાં હતા.

ચાર ઘટિકા પર્યંત મેઘરાગનું આરાધન કરીને વિક્રમાએ વિરામ લીધો.

શિયાળાના આરંભમાં થયેલા વરસાદનું આશ્ચર્ય સહુના હૃદયમાં ગાયિકા પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન કરી રહ્યું હતું.

અગ્નિવૈતાલે પોતાની માયા સંકેલી લીધી. વર્ષા શાંત થઈ ગઈ.

રાજકન્યાએ ઊઠીને પોતાના કંઠમાં ધારણ કરેલી મુક્તામાળા વિક્રમાના કંઠમાં આરોપી દીધી.

બધા દર્શકો ધન્ય ધન્ય કહેવા માંડ્યા.

મહારાજાએ પણ દેવી વિક્રમાને કંઠમાંથી કાઢીને એક રત્નમાળા અર્પણ કરી.

મહારાણી વિજયાએ એક મૂલ્યવાન વજ્રમુદ્રિકા વિક્રમાને પહેરાવી.

ધીરે ધીરે સહુ વિદાય થવા માંડ્યા.

ત્રણેય બહેનો ભટ્ટમાત્ર, અગ્નિવૈતાલ વાદ્યકારો આચાર્યો સહુ પોતપોતાના રથમાં બેસીને વિદાય થયાં.

મહારાજાએ અને મહાદેવીએ પોતાની પ્રિય કન્યા સુકુમારીને હૈયા સરસી લઈને કહ્યું : "પુત્રી, આજ અમારી મહા ચિંતા દૂર થઈ.. હવે તુ તારા નિર્ણયમાં અટલ રહેજે."

રાજકન્યાએ માતાપિતાના ચરણસ્પર્શ કર્યો.

માતાએ કહ્યું : "દીકરી, હવે તારે આવા એકાંતવાસમાં શા માટે રહેવું જોઈએ?"

"હા મા...હું કોઈ પણ શુભ દિવસે રાજભવનમાં આવીશ." રાજકન્યાએ કહ્યું.

સહુએ વિદાય લીધા પછી રાજકુમારી અને વિક્રમા શયનખંડ તરફ ગયાં.

રાત્રિનો ત્રીજો પ્રહર ક્યારનો પૂરો થઇ ગયો હતો.

રાજકન્યાએ પોતાના શયનખંડમાં જતાં જતાં કહ્યું : "પ્રિય સખી, આજ મુક્તમાળા પહેરાવતી વખતે મારા મનમાં શું વિચારો આવ્યા હતા તે કહુ ?"

વિક્રમા પ્રશ્નભરી નજરે સુકુમારી સામે જોઈ રહી.

સુકુમારીએ કહ્યું: "મને એ વખતે થયું હતું કે જો તું કોઈ કલાકાર હોત તો મેં તારા કંઠમાં વરમાળા જ આરોપી હોત."

"અને હું કોઈ રાજા કે રાજકુમાર હોત તો ? વિક્રમાએ આછા હાસ્ય સહિત પ્રશ્ન કર્યો.

"તો તો મારી રક્ષિકાએ તારું મસ્તક જ ધડથી ઉતારી લીધું હોત !" સુકુમારીએ એવા જ હાસ્યથી કહ્યું.

વિક્રમા આછું હસી...અને સુકુમારીના ખભા પર હાથ મૂકતાં બોલી : "રાજકુમારીજી, હવે આવો વિદ્વેષ ન શોભે."

"આ વિદ્વેષ નથી, સખી...તારી વાત સાંભળ્યા પછી મેં મનથી પ્રતિજ્ઞા કરી છે કે કોઈ સુયોગ્ય કલાકારને જ પ્રિયતમ બનાવવો. પણ એક એક પ્રશ્ન મારા હૈયામાં ભારે ચિંતા સરજાવી રહ્યો છે !"

"કયો પ્રશ્ન ?"

"તુ મારી પાસે ઘડીક બેસ...નિરાંતે પ્રશ્ન ચર્ચી લઉં." કહી સુકુમારી પોતાના શયનખંડમાં અગ્રસર થઇ. વિક્રમા પણ પાછળ ગઈ.

બન્ને એક સુખાસન પર બેસી ગયાં. રાજકુમારીએ વિક્રમાના ખભા પર હાથ મૂકીને કહ્યું : "સખી, તેં જે કલ્પના આપી છે એવો કલાકાર મને ક્યાં અને ક્યારે મળે ?"

"રાજકુમારીજી, આપના પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં હું એક પ્રશ્ન કરી લઉં ?"

"અવશ્ય..."

"દરેક રાજાઓ કે રાજકુમારો દુષ્ટ નથી હોતા."

"એ ગમે તે હોય. પરંતુ મારો નિર્ણય અટલ છે...જો કોઈ કલાકાર સાથી નહિ મળે તો હું જીવનભર કુમારિકા જ રહીશ."

વિક્રમાએ રાજકન્યાનો કોમળ હાથ પોતાના બને હાથ વચ્ચે દબાવતાં કહ્યું: "ભાગ્યનું બળ મહાન હોય છે...તમે જેવો કલાકાર ઇચ્છો છો એવો જ કલાકાર તમને મળી રહેશે..."

"તું મને આશ્વાસન આપે છે...હું એક રાજકન્યા છુ... કલાકારને ક્યાં શોધવા જઉ ?"

"કલાકાર આપને શોધતો આવી ચડશે. મહારાજ સમક્ષ એક યોજના મૂકવી જોઈએ."

"કઈ યોજના ?"

"મહારાજે એક જાહેરાત કરવી જોઈએ કે કોઈ પણ નવજવાન કલાકાર ક્ષત્રિય અથવા બ્રાહ્મણ હોય તે રાજસભા સમક્ષ રાગમંજરી નામની રાગિણીની આરાધના કરીને એનો પ્રભાવ બતાવશે તો તેને રાજકન્યા સુકુમારી વરમાળા આરોપશે."

રાજકુમારી વિચારમાં પડી ગઈ...બે પળ પછી બોલી: "આવી જાહેરાત કેવી રીતે કરવી? શુ સમગ્ર દેશમાં દૂતો મોકલવા કે..."

વચ્ચે જ વિક્રમાએ કહ્યું: "એવું કરવાની કઇ જરૂર નથી. એક બે દિવસમાં આવી જાહેરાત રાજસભામાં જ કરવાની...પછી તો આ વાત વાયુવેગે પ્રસરવા માંડશે અને મને શ્રધ્ધા છે કે એકાદ સપ્તાહમાં જ કોઇ કલાકાર આવી પહોંચશે...કદાચ એક મહિનો થાય."

"તો આ યોજના તારે જ મહારાજ સમક્ષ રજૂ કરવી પડશે."

"રાજકુમારીજી, આપ હવે આરામ કરો...આપનો પ્રશ્ન મારો પોતાનો જ બની જાય છે. હું અહીં રોકાઈ શકું એવા સંયોગો ન હોવા છતાં મહારાજને સમજાવવા રોકાઈશ"

"નહિ સખી, હવે તારાથી ક્યાંય જવાશે નહિ."

"રાજકુમારીજી, આપના લગ્નોત્સવ વખતે હું ગમે ત્યાંથી આવી પહોંચીશ...પરંતુ મારી માતા ખાતર મારે ગયા વગર છૂટકો નથી."

રાજકુમારીએ વિક્રમાના બંને હાથ પકડી લીધા.

વિક્રમાએ ઊભા થતાં કહ્યું: "જવાનો પ્રશ્ન આજે ક્યાં હતો? આપ આરામ કરો...હું સવારે સ્નાનાદિથી નિવૃત્ત થઈને મહારાજને મળવા જઈશ"

એમ જ થયું.

સ્નાનાદિથી નિવૃત્ત થયા પછી વિક્રમા મહારાજા શાલિવાહનને મળવા ગઈ.

મહારાજાએ વિક્રમાનો આદરભર્યો સત્કાર કર્યો અને મહાદેવીએ પણ વિક્રમાને પુત્રી સમાન માનીને ખૂબ જ ભાવ દર્શાવ્યો.

વિક્રમાએ રાજકન્યાનાં લગ્ન અંગેની યોજના જણાવી. આખી યોજના સાંભળ્યા પછી મહારાજાએ કહ્યું: "દેવી, આ યોજના સ્વીકારવામાં મને કોઈ બાધ નથી. પરંતુ રાગમંજરી ગાઈ શકે અને પ્રભાવ દર્શાવી શકે એવો કલાકાર દસ વર્ષમાં પણ ન આવે."

વિક્રમાએ કહ્યું : "કૃપાનાથ, મેં પ્રવાસમાં જ આવા એક કલાકારને જોયો હતો...એની સાથે થયેલી વાતચીત પરથી હું જાણી શકી હતી કે તે આ તરફ જ આવવા ઈચ્છતો હતો. સંભવ છે કે રાજસભામાં જાહેરાત થયા પછી આ કલાકાર એકાદ સપ્તાહમાં જ આવી ચડે..."

"એ કરતાં કોઈ પણ પ્રભાવક રાગ ગઈને સુકુમારીનું ચિત્ત જે પ્રસન્ન કરશે તેને રાજકન્યા વરમાળા પહેરાવશે. એવી જાહેરાત કરીએ તો ?"

"એમાં પણ વાંધો નથી." વિક્રમાએ કહ્યું

યોજના પસંદ પડી ગઈ.

મહારાજાએ મંત્રીઓ સમક્ષ આ વાત કરી...અને બીજે જ દિવસે રાજસભામાં રાજકન્યાની ભાવનાની જાહેરાત કરવામાં આવી.

રાજકુમારી પણ બીજે જ દિવસેથી એકાંતવાસનો ત્યાગ કરીને માતાપિતા પાસે રાજભવનમાં આવી ગઈ.

વિક્રમા ખૂબ જ વિનંતિ કરીને રૂપમાલાના ભવન પર એક રાતે આવી શકી ..રોજ રાતે રાજકુમારી પાસે રહેવુ...

## ૨૩ : : પ્રસ્થાન !

રાજકન્યા સુકુમારી કોઈ કલાકાર સાથે લગ્ન કરવા તૈયાર થઈ છે અને એના હૃદયમાં રહેલો પુરુષદ્વેષ દૂર થઈ ગયો છે એ સમાચાર ચારેક દિવસમાં તો આસપાસના પ્રદેશમાં વાયુવેગે પ્રસરી ગયા.

અને કલાકાર પણ પ્રભાવશાલી રાગ ગાઈ શકે તોજ રાજકન્યા વરમાળા પહેરાવે આ શરતથી નગરીમાં અને આસપાસના પ્રદેશમાં ભારે કુતૂહલ ફેલાવું શરૂ થયું.

અહીં વિક્રમે પણ પોતાના મિત્ર અને મંત્રી સાથે ચર્ચા કરી લીધી હતી. આ ચર્ચામાં અવંતિની નર્તકીઓએ પણ ભાગ લીધો હતો. અને આ પ્રશ્નની બધી બાજુ વિચાર્યા પછી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે એકાદ સપ્તાહમાં મહામંત્રી અને બંને નર્તકીઓએ અવંતિ વિદાય થવુ. વિક્રમાદિત્યે સ્ત્રીરૂપનો ત્યાગ કરી કલાકારનો વેશ ધારણ કરવો અને રાજસભામાં કોઈ રાગ ગાઈને અગ્નિવૈતાલ દ્વારા ચમત્કાર ઊભો કરવો.

આ યોજના સહુને ગમી ગઈ હતી.

બીજા પાંચેક દિવસ જવા દઈને વિક્રમાએ નક્કી કરેલી યોજના મુજબ રાજકન્યા સમક્ષ પ્રસ્થાનની ઈચ્છા જાહેર કરી.

સુકુમારીએ કહ્યું: "સખી, તારા વગર મને જરાયે ગમશે નહિ. તારા પરિચયથી મારા મનનો અંધકાર દૂર થયો છે..તારા સહકારથી મારું જીવન પણ ધન્ય બની જશે."

"રાજકુમારીજી, મારી માતાનો પ્રશ્ન મારા માટે એટલો મહાન છે કે હુ એની ઉપેક્ષા કરી શકતી નથી..અને પ્રવાહ પણ ઘણો લાંબો છે...ત્યાં પહોંચતા જ એકાદ મહિનો થઈ જશે. હવે આપ મારા પર કૃપા કરો...અને મને એક વચન આપો."

"રાજકુમારીએ વિક્રમાનો હાથ પકડી લઈને કહ્યું: "સખી, વધુ નહિ તો તેં દર્શાવેલી યોજનાનુ પરિણામ જોઈને તું જા.."

"રાજકુમારીજી, આ યોજના એવી છે કે ક્યારે પરિણામ આવે તે કલ્પી શકાય નહિ. કોઈ કલાકાર આવે તો ચાર દિવસમાં ય આવી ચડે અને ચાર મહિને પણ ન આવે! આમ અનિશ્ચિત કાળ સુધી રોકાઈ રહેવું તે મારા માટે કોઈ પણ દૃષ્ટિએ શક્ય નથી."

"રાજકુમારી વિચારમાં પડી ગઈ...થોડીવાર પછી બોલી: "તું કંઈક વચન માગતી હતી ને?"

"આપશો?"

"તને ન આપી શકુ એવુ મારી પાસે કંઈ નથી."

"હવે મનમાં પુરુષજાતિ પ્રત્યેનો દ્વેષ સદંતર દૂર જ રાખજો... અને આપનાં લગ્ન થાય ત્યારે મને જણાવજો અને એક વાર અવંતિ પધારજો..."

"તેં તો કઈ માગ્યું જ નહિ...આ તો મારા જ હિતની વાત કહી."

વિક્રમાએ હસીને કહ્યુ: "સખીને વગર માગ્યે જ ઘણું મળી જતું હોય છે!"

બીજે દિવસે સવારે વિક્રમાએ વિદાય લેવાની વાત મહારાજ અને મહારાણીને પણ કરી.

સહુએ આગ્રહ ઘણો કર્યો પરંતુ વિક્રમા પોતાના નિર્ણયને વિવેકપૂર્વક વળગી રહી.

મહારાજા શાલિવાહને વિક્રમાની ભાવનાને સમજી લીધી અને રાજ તરફથી સવા લાખ સુવર્ણમુદ્રાઓ અને કેટલાક અલંકારોની ભેટ આપી.

વિક્રમાએ મહારાજાની ભેટનો સ્વીકાર કર્યો અને રૂપમાલાને ત્યાં આવ્યા પછી ભેટમાં મળેલા અલંકારો બંને બહેનોને આપ્યાં. સુવર્ણ-મુદ્રાઓ રૂપમાલાને આપી...પચીસ હજાર મુદ્રાઓ કામ અને મદનને આપી. પચીસ હજાર મુદ્રાઓ મહામંત્રીને ભેટ રૂપે આપી અને બાકીની પચાસ હજાર મુદ્રાઓ આ નગરીનાં ધર્મસ્થાનોમાં મોકલાવી દીધી.

બંને બહેનોની અને મહામંત્રીની સુવર્ણમુદ્રાઓની નગરીમાંથી અવંતિની હૂંડીઓ લઈ લીધી અને બીજા ત્રણ દિવસ પછી પાંચેય જાત્રીઓ પોતપોતાના અશ્વો પર બેસીને અવંતિના માર્ગે વિદાય થયા.

વિદાય વખતે છેક નગરીથી બે કોસ દૂર પર્યંત રાજકન્યા, રૂપમાલા, રાજકર્મચારીઓ વગેરે આવ્યા હતા.

અને સુકુમારીના નયનો સજળ બની ગયાં હતાં.

દશેક કોસ પહોંચ્યા પછી એક વનપ્રદેશમાં સહુએ વિશ્રામ લીધો.

અગ્નિવૈતાલ સિવાય સહુએ સાથેનું ભાતું ખાધું. અગ્નિવૈતાલે કહ્યું : " મહારાજ, હવે તો આ વેશ અળગો કરો."

વિક્રમે હાસ્યભર્યાં સ્વરે કહ્યું : " કેમ મિત્ર, મારું અપહરણ કરવાનો વિચાર તો નથી આવતો ને ? "

અગ્નિવૈતાલે એવા જ હાસ્ય સહિત કહ્યું : " મારી જાતિ જ જુદી છે એટલે શું કરું ? પણ મને મહામંત્રીનો ભય લાગે છે..."

બધા ખડખડાટ હસી પડ્યા.

વિક્રમે દેવકીર્તિએ આપેલા રૂપપરિવર્તન પ્રયોગનું નિવારણ કર્યું. તે પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયો. તેણે પુરુષનો પોશાક જે સાવ સાદો હતો તે ધારણ કરી લીધો.

ત્યાર પછી સહુ પાંચ કોસ દૂરના એક મધ્યમ ગામડાના પાદરમાં આવેલા ક્ષુદ્ર ઉપવનમાં રાત્રિકાળ નિમિત્તે ઊતર્યાં.

ભોજન વગેરેની વ્યવસ્થા કરવા ભટ્ટમાત્ર અને અગ્નિવૈતાલ ગામમાં ગયા.

એક બ્રાહ્મણના ઘેર ગરમ રસોઇ તૈયાર કરાવીને અને અગ્નિવૈતાલ માટે મીઠાઈના બે ટોપલા ભરાવીને બંને પાછા આવ્યા.

પાચેય અશ્વોને ચંદી આપવામાં આવી.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી એક વૃક્ષ નીચે પાતળી જાજમ પાથરીને પાંચેય સાથીઓ બેઠા.

રાત્રિનો પ્રારંભ થઇ ગયો હતો. આ ઉપવનમાં દીવડો સળગાવી શકાય એવી કોઈ સગવડ નહોતી તેમ આ લોકોને જરૂર પણ નહોતી.

સામાન્ય વાતોમાં ભટ્ટમાત્રે એક પ્રશ્ન કર્યો: "મહારાજ, આપ એકલા અહીં રહો તે અમને બરાબર નથી લાગતું...આપ પણ સાથે આવો તો ?"

"સાથે આવવામાં મને કંઈ હરકત નથી...પરંતુ ક્ષત્રિયના લોહીમાં ઘણા ગુણો પડ્યા છે તેમ એક દોષ પણ છુપાયો છે. એ દોષનું નામ છે જીદ, વટ અથવા હઠાગ્રહ. અવંતિથી નીકળતાં પહેલાં મેં મારી પ્રિયતમાને કહ્યું હતું કે હું રાજકન્યા સુકુમારી પર વિજય મેળવીને જ આવીશ."

મદનમાળાએ આછા હાસ્ય સહિત કહ્યું: "કૃપાનાથ, વિજય તો આપે મેળવી જ લીધો છે. રાજકન્યાનાં મનમાંથી આપે પુરુષદ્વેષ દૂર કર્યો છે."

"બહેન, જ્યાં સુધી તેનાં લગ્ન ન થાય ત્યાં સુધી કાર્ય અધૂરું જ ગણાય."

તરત મહામંત્રીએ કહ્યું: "તો પછી આપણે વેશપલટો કરીને પાછાં વળીએ અને નગરીની કોઈ સારી પાંથશાળામાં નિવાસ કરીએ. આપ કલાકારના રૂપે કાર્ય સિદ્ધ કરો અને રાજકન્યા સાથે પરણી લ્યો...પછી આપણે બધા સાથે જ જઈએ."

વિક્રમાદિત્ય આછું હસ્યો અને મહામંત્રીનો હાથ પકડતાં બોલ્યો: "જ્યાં લાગણી વધારે હોય ત્યાં બુદ્ધિ બિચારી બની જતી હોય છે. મિત્ર, રાજકન્યાના હૃદયમાં પુરુષ પ્રત્યે દ્વેષ નથી રહ્યો એ સાચું...પણ તે કોઈ રાજા કે રાજકુમાર સાથે પરણવા નથી માગતી. તેના મનમાં ઊંડે ઊંડે એવો સંશય છે કે રાજગૃહમાં સ્ત્રીને માનપાન ને મરતબો જરૂર મળે છે પણ પતિનું સુખ પૂરેપૂરું મળતું નથી જો આ પ્રશ્ન એના હૈયામાં ન હોત તો મેં તે દિવસે જ મારો વેશ તેની સામે દૂર કર્યો હોત અને વિક્રમાદિત્યના સ્વરૂપે જાહેર થયો હોત ! આ કલાકારની ધાધલ પણ ન કરવી પડત."

કામકલાએ કહ્યું: "કૃપાનાથ, આપ કોણ છો એ વાતની રાજકન્યાને ખબર તો પડશે જ ને?"

"હા...એટલા માટે લગ્ન કર્યા પછી હું બે ચાર મહિના ત્યાં રોકાવા ઈચ્છું છું એનું મન બરાબર જોયા પછી જ મારો સાચો પરિચય આપીશ." વિક્રમે કહ્યું.

"ઓહ ! મહારાજ...તો પછી આ તો અચોક્કસ સમયનો પ્રશ્ન ઊભો થયો." ભટ્ટમાત્રે કહ્યું.

"એટલે જ તમને વિદાય કરું છું."

"પણ આપની આટલી લાંબી ગેરહાજરીના પરિણામે રાજ્ય-વ્યવસ્થા."

વચ્ચે જ વિક્રમે કહ્યું : " આપ છો, અન્ય મંત્રીઓ પણ છે ...છતાં મેં મનથી એક વાત નક્કી કરી છે કે હું ત્રણ મહિનાથી વધારે નહિ રોકાઉં. આપણે પગપાળા આવ્યા હોત તો હજી પ્રતિષ્ઠાનપુર પહોચ્યા પણ ન હોત."

" એ બરાબર છે..."

" અને મારો મહાન મિત્ર તમને આજ ને આજ અવંતિના પાદરમાં પહોંચતા કરી દેશે...સૂર્યોદય પહેલાં તો તે મારી પાસે આવી પહોંચશે." વિક્રમે કહ્યું.

તરત અગ્નિવૈતાલ બોલ્યો : " મહારાજ, આપ મહાદેવીને કંઇક સંદેશો આપવાના હતા ને..."

" હા...તારે મહાદેવીને કુશળ કહેવાના છે અને હજી ત્રણ મહિના લાગશે એમ જણાવવાનું છે."

" તો પછી હું સૂર્યોદય પહેલાં કેવી રીતે આવી શકીશ?"

" બરાબર છે ..ભલે ને વિલંબ થાય ..હું આ ગામમાં જ રહીશ.. તારે પાંચેય અશ્વો ત્યાં લઈ જવાના છે..."

" પાંચેય? પછી આપણે શું કરશું?"

" આપણે અહીંથી બે અશ્વો મેળવી લઈશું. આ અશ્વો લઈને પાછા જઈએ તો અશ્વો પરખાઈ જાય"

" તો પછી ત્યાંથી જ બીજા બે અશ્વો મોકલું." મહામંત્રીએ કહ્યું.

" ના, ત્યાંથી કશું મોકલવાનું નથી. મારી પાસે સુવર્ણમુદ્રાઓ પુષ્કળ છે ..ઉત્તમ વીણા ને મૃદંગ વગેરે સાધનો પ્રતિષ્ઠાનપુરમાંથી મળી શકે એમ છે." વિક્રમે કહ્યું.

આમ વાતો કરતાં કરતાં રાત્રિનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો ત્યારે વિક્રમે અગ્નિવૈતાલને ભોજન કરવાની વિનંતિ કરી.

અગ્નિવૈતાલ મિષ્ટાન્નના બને કરંડિયા લઈને એક વૃક્ષના ઓથે ગયો અને થોડી જ વારમાં ચટ કરીને આવી પહોંચ્યો.

સહુએ ઉપવનની સ્વચ્છ જગ્યામાં પોતપોતાના અશ્વો પર લાવેલા સાધનમાંથી એક એક ગાદી કાઢી અને બિછાવી.

અગ્નિવૈતાલે પોતાની ઇચ્છા-શક્તિના પ્રભાવે વિક્રમ સિવાય બધાને નિદ્રાધીન કરી મૂક્યાં.

ત્યાર પછી બંને મિત્રો પણ આડે પડખે થઈ ને વાતો કરવા માંડયા.

છેક પાછલી રાતે અગ્નિવૈતાલે પાંચેય અશ્વો, બંને નર્તકીઓ અને મહામંત્રીને પોતાની શક્તિના પ્રભાવે અવંતિ નગરીથી ત્રણેક કોસ દૂર આવેલા એક નિર્જન ઉપવનમાં મૂકી દીધા.

અહીં માત્ર વિક્રમાદિત્યનાં વસ્ત્રો, સુવર્ણમુદ્રાઓની થેલી અને બિછાવેલ પાતળી ગાદીને શાલ સિવાય કશો સામાન ન રહ્યો.

અગ્નિવૈતાલની શક્તિ વડે સહુ અદૃશ્ય થયા ત્યારે વિક્રમાદિત્ય સુકુમારીના સુંદર વદનનું સ્મરણ કરતો કરતો નિદ્રાધીન થઈ ગયો.

ઉપવનનાં વૃક્ષો પર વસતાં પંખીઓનું પ્રાતઃગાન શરૂ થયું. પૂર્વગગનમાં ઉષારાણીનો સુકેસરી પાલવ પથરાયો.

વિક્રમાદિત્ય જાગી ગયો. મનમાં ભગવાનનું સ્મરણ કરી તેણે પાતળી ગાદી, ઓઢવાની શાલ અને ચાદરનો વીંટો વાળ્યો અને તે વીંટો એક વૃક્ષની ડાળ પર ગોઠવી દીધો. ત્યાર પછી લગભગ એક હજાર સુવર્ણમુદ્રાની થેલી અને પહેરવાનાં કપડાંની પોટલી બગલમાં દબાવી તે ઉપવનના પાછળના ભાગમા વહેતી એક નાની સરિતા તરફ ગયો.

તે જોઈ શકયો કે, ગામનાં પ્રહરે ગયેલાં ઢોર ગામ તરફ પાછાં વળી રહ્યાં છે.

કોઈ કોઈ ખેડૂતો પણ પોતાનાં ખેતરો તરફ જતા હોય છે.

વિક્રમાદિત્ય નાની સરિતાના કાંઠે આવ્યો. સારું સ્થળ જોઈને વસ્ત્રોની પોટલી મૂકી અને પ્રાતઃકાર્ય શરૂ કર્યું.

શૌચ, દંતધાવન અને સ્નાનકર્મથી નિવૃત્ત થઈ તેણે પલાળેલી ધોતી ને ઉત્તરીય જરા છબછબાવીને ત્યાં ને ત્યાં સૂકવી નાખ્યાં.

વિક્રમાદિત્ય માત્ર ક્ષત્રિય નહોતો, માત્ર નવજવાન રાજા નહોતો, પરંતુ સમગ્ર માલવદેશનો સ્વામી હતો. તેના એક જ ઇશારે સેંકડો દાસદાસીઓ સેવા માટે હાજર થઇ જતાં...પરંતુ તેણે ગમે તેવી પરિસ્થિતિ મુજબ જીવનને ઘડવાનો અનુભવ લઇ લીધો હતો. દેશવટાના કામ દરમ્યાન તે ખૂબ જ કસાયો હતો.

એએક ઘટિકા પછી વસ્ત્રો સુકાયાં એટલે લઇ...પોટલીમાં બાંધી તે ગામ તરફ ચાલતો થયો.

ગામ લગભગ અર્ધક્રોસ દૂર હતું...પરંતુ ગામનું પાદર ખૂબ જ રળિયામણું હતું. લોકોના ચહેરા પર આનંદ અને સંતોષનો સંગમ દેખાતો હતો.

આ ગામ મહારાજ શાલિવાહનના રાજ્યમાં જ આવેલું હતું... ગામની બજાર બહુ મોટી નહોતી...ગામના પ્રમાણમાં સારી હતી. હલવાઈની દુકાનો ખૂલી ગઈ હતી. વિક્રમાદિત્યે એક હલવાઈને ત્યાંથી થોડી ખાદ્ય સામગ્રી લીધી. ત્યાર પછી તે એક નાની સરખી પાંથશાળામાં ગયો. શિરામણ કરી જળપાન કર્યું.

પાંથશાળાનો મુનીમ વયોવૃદ્ધ હતો. વિક્રમાદિત્યે તેને અશ્વો વેચાતા મળી શકશે કે કેમ તે વાત પૂછી.

મુનીમે કહ્યું: "જરૂર મળી શકશે. એક સુવર્ણમુદ્રામાં તો શ્રેષ્ઠ અશ્વ મેળવી શકશે. આપ રહો છો કયાં?"

"માલવદેશમાં."

"આમ કઈ બાજુ જવું છે?"

"પ્રતિષ્ઠાનપુર તરફ..."

"તે તમે એકલા જ છો ?"

"ના મારો સાથી પણ છે. તે જરા બહાર ગયો છે...હમણા આવી પહોચશે" વિક્રમાદિત્યે કહ્યું.

વૃદ્ધ મુનીમ વધુ પ્રશ્ન પૂછે તે પહેલાં જ અગ્નિવૈતાલ પાંથશાળામાં દાખલ થયો. તેણે પોતાનું સમગ્ર રૂપ ફેરવી નાખ્યું હતું. જો તેણે વિક્રમને જોઇને નમસ્કાર ન કર્યો હોત તો વિક્રમ પણ તેને ઓળખી શકત નહિ.

બને મિત્રો પાથશાળાની એક ઓરડીમાં ગયા.

અગ્નિવૈતાલે મહાદેવીના કુશળ સમાચાર આપ્યા અને અવંતિના, રાજવ્યવસ્થાના અને બીજા સમાચાર પણ આપ્યા.

ત્યાર પછી બંને મિત્રો પોતાનો સરસામાન ત્યાં જ રાખીને ગામમાં જવા નીકળ્યા

વિક્રમાદિત્ય અને અગ્નિવૈતાલે બે અશ્વો અને કલાકારને શોભે એવાં વસ્ત્રો પણ ખરીદ્યાં અને આ મધ્યમ ગામમાં બે દિવસ રોકાઈ ને ત્રીજે દિવસે તેઓ દક્ષિણભારતનાં કેટલાંક દર્શનીય સ્થળો જોવા નીકળી પડ્યા. કારણ કે તેઓ દસેક દિવસ પછી પ્રતિષ્ઠાનપુર જવા માગતા હતા.

બંને મિત્રો ફરતા ફરતા વિજયપટ્ટન આવ્યા. ત્યાંથી એક મહાર્ઘ વીણા અને મૃદંગની ખરીદી કરી.

અને દસ દિવસનો આવો આડો પ્રવાસ ખેડીને તેઓ પ્રતિષ્ઠાનપુરની એક શ્રેષ્ઠ ગણાતી પાન્થશાળામાં પહોંચ્યા.

દસબાર દિવસના આ પ્રવાસમાં વિક્રમાદિત્ય જોઈ શક્યો હતો કે રાજકન્યા સુકુમારીએ લગ્ન માટે કરેલી શરત ચારે તરફ ફેલાઈ ગઈ હતી. અને બે ચાર કલાકારો પ્રતિષ્ઠાનપુરમાં આવી પણ ગયા હતા.

રાજકુમારી સાથે લગ્ન થાય એવી ઈચ્છાથી માત્ર વિજયપટ્ટનનો એક જ કલાકાર આવ્યો હતો. બાકીના કુતૂહલવશ આવ્યા હતા.

વિજયપટ્ટનથી આવેલા કલાકારનું નામ જયકેસરી હતું અને તેનું વય લગભગ પાંત્રીસ વર્ષનું હતુ. તે જાતનો ક્ષત્રિય હતો ને એક

અચ્છો ગાયક હતો. તેણે માલકોષ રાગ પર ખૂબ જ શ્રમ લીધો હતો અને દક્ષિણ ભારતમાં એના જેવો અન્ય કોઈ ગાયક નહોતો જે માલકોષને મસ્ત રૂપે રજૂ કરી શકે.

માલકોષ રાગનો પ્રભાવ હતો દર્શકોને મુગ્ધ કરવા...સ્થભિત બનાવી દેવા. અને જયકેસરી જ્યારે માલકોષ ગાતો ત્યારે એવું જ વાતાવરણ સર્જાતુ.

વિક્રમાદિત્યને આ વાતની જાણ થઈ એટલે તેણે પોતાના મિત્રને કહ્યું : "મિત્ર, હવે આપણે પણ મહારાજ સમક્ષ વાત કરવી જોઈએ."

"હા...પરંતુ એ પહેલાં જયકેસરીનો પુરુષાર્થ કેવો છે તે પણ જાણી લેવું જોઈએ." અગ્નિવૈતાલે કહ્યું : "મે સાંભળ્યુ છે કે આવતી કાલે રાજભવનમાં જયેકેસરી માલકોષની આરાધના કરવાનો છે." "તો આપણે પણ આવતી કાલે રાતે જ મુકાબલો કરીએ." અગ્નિવૈતાલે કહ્યું.

"તો પછી આજ મહારાજાને સૂચના તો આપવી જ જોઈએ ને ?"

"હા...મુકાબલો થતો હોય તો વધારે મજા આવશે...પરંતુ આ વખતે ચમત્કાર કેવો બતાવવો છે ?" અગ્નિવૈતાલે કહ્યું.

"મિત્ર, આપણે કંઈ મહાન ગવૈયા નથી. રાજકન્યાની ભાવના રાગમંજરી સાંભળવાની છે એટલે એ જ ઠીક પડશે."

"રૂપમાલાને ત્યાં પાણી ઉછાળ્યું તું એમ જ ને ?"

"હા..."

"તો તો આપણે મેદાન મારી જઈશું. આપ આજ્ઞા કરો તો હું મહારાજા પાસે જઈ આવું."

"સંધ્યા વખતે આપણે બંને રાજભવનમાં જશું." વિક્રમે કહ્યું.

પરંતુ...'

"શું"

"ક્યા નામથી પરિચય આપશું?"

વિક્રમે હસીને કહ્યું: "જયકેસરીની સામે વિક્રમકેસરી નામ વધારે સરસ લાગશે."

"એ કરતાં વિજયસિંહ નામ વધારે અનુકૂળ જણાશે."

"પાંથશાળામાં તેં કયું નામ લખાવ્યુ છે?"

"આપનું નામ ગાયક વિજયસિંહ લખાવ્યું છે ને મારું નામ સિંહમિત્ર લખાવ્યું છે."

વિક્રમાદિત્યે અગ્નિવેતાલનો હાથ પકડી લઇને કહ્યું: "ખરેખર તું ભારે ચતુર થઈ ગયો છે."

"એ આપની મૈત્રીનું ફળ છે."

સંધ્યા સમયે વિક્રમાદિત્ય અને અગ્નિતાલ રાજવૈભવનમાં ગયા અને મહારાજાને મળીને પોતાનો ક્ષત્રિય ગાયક તરીકે પરિચય આપ્યો અને આવતી કાલે રાતના પોતાને પ્રભાવશાળી રાગ ગાવાની તક મળે એવી પ્રાર્થના કરી.

મહારાજા શાલિવાહન વિક્રમાદિત્યનાં તેજસ્વી નયનો જોઇને પ્રભાવિત બની ગયા હતા. સપ્રમાણ અને બલિષ્ઠ કાયા...ઊગતું યૌવન, વિશાલ ભાલ, પ્રચંડ બાહુ માંસલ વક્ષઃ સ્થળ...આ બધુ જોઈ ને...મહારાજના હૈયામાં એક આશા પણ નાચી ઊઠી. તેમણે વિજયસિંહ રૂપી વિક્રમાદિત્યની માગણી મંજૂર કરી અને પાથશાળામાંથી રાજ્યના અતિથિગૃહમાં આવવાની વિનંતિ કરી.

વિક્રમાદિત્યે મહારાજ શાલિવાહનની ઇચ્છાને સત્કારી અને પ્રભાવોત્પાદક રાગ છેડતી વખતે એક જળકુંભ અને એક મોટી કથરોટ હાજર રાખવાની સૂચના કરી.

મહારાજાએ આનંદ વ્યક્ત કરીને પાંથશાળામાં બંનેનો સર-સામાન લઈ આવવા એક રથ રવાના કરવાની આજ્ઞા કરી.

રાજ્યના અતિથિગૃહના એક ખંડમાં બંને મિત્રોને ઉતારો મળ્યો...બીજા ખંડમાં સુપ્રસિધ્ધ ગાયક જયકેસરી પોતાના રસાલા સાથે ઊતર્યો હતો.

રાત આનંદમાં પસાર થઈ.

દિવસના ભાગમાં બંને મિત્રો નર્તકી રૂપમાલાના ભવન પર ગયા.

રૂપમાલાએ બંનેનો સત્કાર કરીને કહ્યું : "શી આજ્ઞા છે ?"

વિક્રમાદિત્યે કહ્યું : "દેવી, થોડા દિવસ પહેલાં અવંતિનાં પ્રખ્યાત ગાયિકા દેવી વિક્રમા આપને ત્યાં અતિથિરૂપે હતાં ને ?"

"હા..."

"તેઓ મને માર્ગમાં મળ્યાં હતાં...હું પણ એક ગાયક છું અને રાજકન્યા સાથે લગ્ન કરવાની ભાવનાએ આવ્યો છું. આ વાત મેં દેવી વિક્રમાને કહી એટલે તેઓએ મને આપને મળવાની સૂચના કરી હતી."

"આપનું શુભ નામ ?"

"વિજયસિંહ..."

"સરસ નામ છે...દક્ષિણ ભારતના પ્રખ્યાત ગાયક શ્રી જય-કેસરી પધાર્યા છે..."

"હા દેવી ..આજ રાતે જ તેઓ માલકોષની આરાધના કરવાના છે અને હું રાગમંજરીની આરાધના કરવાનો છું."

રૂપમાલા ચમકી : "શું આપ રાગમંજરી ગાશો ?"

"હા...પણ હું કોઈ પ્રકારના સાધન વગરનો છું...મેં દેવી વિક્રમાને મારી પરિસ્થિતિ જણાવી એટલે તેઓએ મને આપને મળવાનું અને આપના તરફથી સહાય મળશે એમ જણાવ્યું."

રૂપમાલાએ પ્રસન્ન સ્વરે કહ્યું : “ આપને જે કાંઈ સાધનો જોઈ શે તે મળી જશે.”

“ આશ્વસ્ત થયો દેવી. મારે માત્ર આપના વાદ્યકારોનો સાથ જોઈએ છીએ.”

“ હું ને મારા વાદ્યકારો કૃતાર્થ થઈશુ. દેવી વિક્રમાએ રાગમંજરીની આરાધના કરી હતી.”

“હું જાણું છું...દેવી વિક્રમાએ મને સઘળી વાત કરી હતી.”

“ આપ ક્યાં ઊતર્યો છો !”

“ પાન્થશાળામાં ઊતર્યો હતા પરંતુ મહારાજની ઇચ્છાને માન આપીને રાજના અતિથિગૃહમાં ગયા છીએ.”

“ જો આપને ત્યાં અનુકૂળ જણાતું ન હોય તો મારે ત્યાં પધારવાની કૃપા કરો.”

“ ધન્યવાદ દેવી...” વિક્રમાદિત્યે હસીને કહ્યું.

ત્યાર પછી બને મિત્રો નિવાસ સ્થળે આવી ગયા.

રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ રાજભવનના રંગમંડપમાં મંત્રીઓ, કલાકારો, શ્રેષ્ઠિઓ સુભટો વગેરે આવી ગયા હતા.

સ્ત્રીવર્ગ પણ સારી સંખ્યામાં આવ્યો હતો. રૂપમાલા, આચાર્યા મંજરી દેવી તો હતાં જ. સિવાય નગરીની પાંચેક ગાયિકાઓ પણ આવી હતી.

રંગમંડપમાં વધુમાં વધુ છસો માણસો બેસી શકે એવી વ્યવસ્થા હતી...અને રાજ તરફથી એટલાં જ નિમંત્રણો કાઢવામાં આવ્યા હતાં.

રાગનો પ્રભાવ જોવાની ઇચ્છા કરતાં રાજકુમારીના લગ્નની શરતનું આકર્ષણ સહુના મનમાં વિશેષ હતુ.

મહાગાયક જયકેસરી તેના માટે નિયુક્ત કરેલી જગ્યાએ આવી

ગયો હતો તેણે આછા લીલા રંગનું કૌશેયનું સોનેરી કિનારવાળું પીતાંબર પહેર્યું હતું ગુલાબી રંગનું કૌશયનું ઉત્તરીય ધારણ કર્યું હતુ.. ગળામાં મોતીની માળા શોભતી હતી...ઓઢિયા વાળ એના ક્ષત્રિયપણાની નિશાની સમા જણાતા હતા.

જયકેસરીની વાદ્યમંડળી રંગમચ પર ગોઠવાઇ ગઇ હતી.

મહારાજ શાલિવાહન પોતાના પરિવાર સાથે રગમંડપમાં દાખલ થયા. લોકોએ જયનાદ પોકાર્યો! રાજકન્યા સુકુમારી પણ માતાપિતાની સાથે જ હતા તેની પાછળ એક દાસી હાથમાં ફૂલની માળાવાળો સુવર્ણનો થાળ લઇને ચાલતી હતી.

આગલી હરોળમાં રાજ પરિવાર માટે બિછાવેલી મશરૂ ગાદીઓ પર મહારાજ, મહાદેવી, રાજકુમારી, યુવરાજ વગેરે સહુને નમન કરતાં કરતાં બેસી ગયાં.

વિક્રમાદિત્ય પણ આવી ગયો હતો અને તેના સ્થાને અગ્નિ-વૈતાલ સાથે બેઠો હતો. તેણે આસન પર બિરાજમાન થયેલી સુકુમારી તરફ નજર કરી. તેના મનમા થયું, રાજકન્યા ખરેખર દેવાંગના જ છે...કોઈ ભુવન મોહિની ત્રિલોક પર રાજ કરવા આવી હોય અથવા તો રતિ પોતે માનવ રૂપ ધારણ કરીને વિશ્વને પોતાના રૂપે રમાડવા પધારી હોય એમ જ દેખાય છે.

રાજકન્યાને એટલી ખબર તો પડી જ ગઇ હતી કે વિજયસિંહ નામનો એક ક્ષત્રિય ગાયક આવ્યો છે અને આજે જ તે એક પ્રભાવશાળી રાગની આરાધના કરવાનો છે. પરંતુ તેણે વિજયસિંહને જોયો નહોતો જયકેસરીને જોયો હતો...પણ તેના મન પર મહાગાયકનો કાંઇ પ્રભાવ નહોતો પડયો. સભવ છે કે જયકેસરીનું પાંત્રીસ વર્ષનું વય રાજકન્યાની આંખને રૂચિકર ન લાગ્યું હોય!

મહારાજનો ઇશારો સમજીને મહામંત્રી ઊભા થયા અને બધા

દર્શકો સામે જોઈને બોલ્યા : " મહાનુભાવો, આપ સહુ જાણો છો કે આપણા રાજકુમારીજી સંગીત પ્રત્યે ખૂબ જ મમતા દર્શાવે છે. એ મમતાના કારણે કહો કે અંતરની ભાવનાના કારણે કહો, તેઓશ્રીએ કોઈ શ્રેષ્ઠ કલાકારને પરણવાનો નિશ્ચય કર્યો છે. આ અંગેની જાહેરાત રાજસભામાં અવાર નવાર કરવામાં આવી હતી અને તેના પરિણામે આજ બે ક્ષત્રિય કલાકારો પોતાની કલાનો પરિચય આપવા પધાર્યા છે. એક છે આપણા દક્ષિણ ભારતના મહાગાયક આર્ય જયકેસરીજી...તેઓ માલકોષ રાગની આરાધના કરીને માલકોષનો પ્રભાવ સર્વની સમક્ષ દર્શાવશે.

" બીજા કલાકાર પણ નવજવાન ક્ષત્રિય છે...તેમનુ શુભનામ વિજયસિંહ. તેઓ માલવ તરફના વતની છે. અને દક્ષિણનાં તીર્થધામોની યાત્રાએ નીકળ્યા હતા. રાજકુમારીજીના નિશ્ચયની વાત સાંભળીને તેઓ અત્રે આવ્યા છે અને આજ તેઓ રાગમંજરીની આરાધના કરશે. થોડા દિવસો પહેલાં આ નગરીમાં અવંતિનાં એક મહાન ગાયિકા દેવી વિક્રમા આવ્યાં હતાં અને તેઓએ રાજકુમારી સમક્ષ બે વખત પ્રભાવોત્પાદક રાગની આરાધના કરી હતી. આજ તેઓ અહીં નથી...પરંતુ તેમના સંસર્ગથી જ રાજકુમારીજીના મનતું પરિવર્તન થયું છે અને રાજકુમારીશ્રીએ કોઈ પ્રભાવશાળી કલાકારને વરમાળા પહેરાવવાનો નિશ્ચય કર્યો છે. હવે હુ દક્ષિણ ભારતના મહાગાયક આર્ય જયકેસરીજીને વિનંતી કરું છું કે તેઓ પોતાની સાધના રજૂ કરે."

લોકોએ હર્ષધ્વનિ કર્યો.

મહાગાયક જયકેસરી પોતાના આસન પરથી ઊભો થયો અને સર્વને નમન કરી રંગમંચ પર પોતાની મંડળી પાસે ગયો. ત્યાં એક ગાદી બિછાવવામાં આવી હતી...તેના પર છટાપૂર્વક આસન લઈ...

પોતાના વાદ્યકારોને સહાસ્ય વદને માલકોષ સ્વરલહરી પ્રસરાવવાનું જણાવ્યું.

સુષિર વાદ્ય, ચર્મવાદ્ય, તારવાદ્ય, કાંસ્યવાદ્ય કાષ્ઠવાદ્ય ઝણઝણી ઊઠ્યાં.

માલકોષની અતિ મધૂર સ્વરલહરી વહેવા માંડી.

અને આર્ય જયકેસરીએ રાગની આરાધના ગંભીર મધુરસ્વરે શરૂ કરી.

અર્ધ ઘટિકામાં જ મહાગાયકે માલકોષની શ્રુતિઓને વહેતી કરવા માંડી.

બધા દર્શકો મુગ્ધ નયને ગાયક સામે જોઈ રહ્યા...સમગ્ર રંગ-મંડપમાં માલકોષની જ છાયા પ્રસરી ચૂકી હતી...મહાગાયકને ધન્ય ધન્ય કહેવા પૂરતી તમન્નાને સહુ પ્રાણપણે રોકી રહ્યા હતા. કારણ કે ગાયકની આરાધનામાં વિક્ષેપ પાડવાનું કોઈને ઉચિત લાગતું નહોતું.

વિક્રમાદિત્ય પણ આ ગાયક પર ભારે પ્રસન્ન બની ગયો. આવા મહાન ગાયક પાસે પોતે કોઈ વિસાતમાં નથી એમ તેને લાગવા માંડ્યું.

બે ઘટિકા પર્યંત માલકોષની આરાધના કરીને જયકેસરીએ રાગનો પ્રભાવ બરાબર બિછાવી દીધો હતો...બધા દર્શકો સ્થિર, સ્તબ્ધ અને મુગ્ધ બની ગયા હતા. રાજકુમારી પણ સ્થિર નજરે મહાગાયકની સાધના જોઈ રહી હતી.

ચાર ઘટિકા પર્યંત રાગની આરાધના કરીને જયકેસરીએ માલ-કોષની પૂર્ણાહુતી કરી.

દર્શકોએ જયનાદ પોકાર્યો. વિક્રમાદિત્યે પણ ઊભા થઈને કલાકારને ધન્યવાદ આપ્યો.

જયકેસરી સહુને નમન કરીને પોતાના આસન પર આવી ગયો, તેના વાદ્યકારો પણ ઊઠીને અન્યત્ર બેસી ગયા.

મહામંત્રીએ ઊભા થઈને વિજયસિંહને વિનંતિ કરી. વિજયસિંહ ઊભો થયો...રૂપમાલાની વાદ્યમંડળી પણ રંગમંચ પર આવી ગઈ.

વિજયસિંહ સહુને નમન કરીને રાજકુમારી સમક્ષ સહાસ્ય વદને જોઈને બોલ્યો : "રાજરાજેશ્વર, મહાદેવીજી, રાજકુમારીજી અને અન્ય સજ્જનો, હું આપની સામે રાગમંજરીની આરાધના કરીશ...આ આરાધનાનો પ્રભાવ એવો છે કે એક જળકુંભમાં ભરેલું જળ રાગિણીના સ્વર કલ્લોલથી સ્વયં ઉલ્લાસમાં આવીને ઊછળવા માંડશે. આપ સહુ ધૈર્યપૂર્વક સાંભળજો અને નિહાળજો."

વિક્રમાદિત્ય રંગમંચ પર ગયો...પોતાના આસન પર બેસીને દેવી રૂપમાલાના વાદ્યકારોને રાગમંજરીની સ્વરલહરી વહેતી કરવાની પ્રાર્થના કરી.

થોડી જ પળો પછી વિક્રમાદિત્યે રાગમંજરીની આરાધના શરૂ કરી...તેની સામે મોટો કથરોટ વચ્ચે એક જળકુંભ રાજનો સેવક મૂકી ગયેલ હતો.

એક ઘટિકા પછી તેણે વૈતાલ સામે નજર કરી. વૈતાલ સમજી ગયો અને એક કથરોટ વચ્ચે મૂકેલા જળકુંભમાંથી ધીરે ધીરે જળ ઊછળવું શરૂ થયું. દર્શકોમાં આશ્ચર્યનું મોજું ફરી વળ્યું.

બીજી એક ઘટિકા ગઈ...

જળકુંભમાંનું જળ વધારે ઊંચું ઊછળીને પાછું અંદર પડતું હતું.

મહાગાયક જયકેસરી પણ સ્તબ્ધ બની ગયો હતો..તેણે રાગમંજરીનું નામ પણ સાંભળ્યું નહોતું અને આવો પ્રભાવ પણ જોયો નહોતો.

ત્રીજી ઘટિકા પૂરી થઈ...આખી કથરોટ જળથી ભરાઈ ગઈ હતી અને જળકુંભ પણ ભરેલો જ રહ્યો હતો.

દર્શકો હર્ષધ્વનિ પોકારવા માંડયા.

ભાવાવેશમાં અતિ પ્રસન્ન ચિત્ત બનેલી રાજકન્યા સુકુમારી ઊભી થઈ અને માતાપિતાને નમન કરીને બોલી: "આ ગાયકની સાધના મને ગમી ગઈ છે...આપ આજ્ઞા આપો એટલે હું એને વરમાળા પહેરાવું."

મહારાજાએ પ્રસન્ન હૃદયે સંમતિ આપી.

આરાધના પૂરી થઈ એટલે રાજકન્યાએ બધા દર્શકોના હર્ષનાદ વચ્ચે વિજયસિંહ રૂપી વિક્રમાદિત્યના કંઠમાં પુષ્પમાળા આરોપી.

મહામંત્રીએ વિજયસિંહને ધન્યવાદ આપ્યા અને સર્વ સમક્ષ જોઈને કહ્યું : "રાજકુમારીજીનો નિશ્ચય આજ પહેલા જ પ્રયોગે પૂરો થયો છે.. હવે શુભ દિવસે આર્ય વિજયસિંહ સાથે આપણાં ગુણવાન રાજકન્યા દેવી સુકુમારીનો લગ્નોત્સવ કરવામાં આવશે."

બધા દર્શકોએ રાજકન્યાનો જયનાદ બોલાવ્યો.

## ૨૫ : : શુભ લગ્ન

સમારંભ પૂરો થયો.

વિજયસિંહના કંઠમાં વરમાળા પહેરાવી હોવાથી મહારાજા શાલિવાહને નગરી બહાર આવેલું રાજકન્યા માટેનું ભવન વિજયસિંહને નિવાસ માટે આપ્યું અને બીજે દિવસે સવારે વિજયસિંહ રૂપી વિક્રમાદિત્ય અને વૈતાલ રાજના એક રથમાં બેસીને તે મકાનમાં રહેવા ચાલ્યા ગયા.

વિજયસિંહ મહારાજનો જમાઈ થયો હોવાથી તેની સરભરા માટે દાસદાસીઓનું એક જૂથ પણ મોકલવામાં આવ્યું.

રાજપુરોહિતે આવતા સપ્તાહે શુભ લગ્નનું મુહૂર્ત કાઢી આપ્યું અને જે રાજકન્યા લગ્ન કરવા તૈયાર નહોતી એટલું જ નહિ પણ લગ્ન માટે આવતા પુરુષનો વધ કરાવતી તે રાજકન્યાની લગ્ન થવાનાં છે એ સમાચારથી સમગ્ર નગરી ઉત્સાહમાં આવી ગઈ.

મહારાજા શાલિવાહનને એક જ દીકરી હોવાથી લગ્ન સમારંભ ઘણો જ ભવ્ય કરવાની તેઓએ મંત્રી વર્ગને આજ્ઞા આપી.

જ્યાં આજ્ઞાનું તત્કાળ પાલન થતું હોય અને જે ઇચ્છે તે મળી શકતું હોય ત્યાં મુશ્કેલીની રેખા પણ આવી શકતી નથી.

વળતે જ દિવસે રાજકન્યાના લગ્નની તૈયારી શરૂ થઈ ગઈ.

મહાગાયક જયકેસરીને દશ હજાર સુવર્ણ મુદ્રાઓ ભેટ રૂપે આપી અને તેને લગ્નોત્સવ પૂરતો રોકી રાખ્યો. તે પણ પ્રસન્ન હૃદયે રોકાઈ ગયો.

વિક્રમાદિત્યનું ચિત્ત અતિ પ્રસન્ન બની ગયું હતું. વૈતાલ પણ આનંદમાં આવી ગયો હતો. રાજકુમારી સુકુમારીને જો વૈતાલ દ્વારા ઉઠાવાઈ જવાઈ હોત, તો તેના મનમાં રહેલો નરદ્વેષ વધારે દૃઢ બનત; પરંતુ આ રીતે છળ કરવાથી તેનો મનમેલ ધોવાઈ ગયો છે. વિક્રમાદિત્યે આ વાત વૈતાલને સમજાવી ત્યારે વૈતાલે કહ્યું : "મહારાજ, ખરેખર આપે દીર્ઘદૃષ્ટિથી કામ પાર પાડ્યું છે...પરંતુ આપણે લગ્ન અંગેની કોઈ તૈયારી તો કરતા નથી."

"આપણે શી તૈયારી કરવાની છે?"

"અવંતિથી કાંઈ અલંકારો કે દાસદાસીઓ કે મહાદેવી વગેરે ને..."

"પાછો તું ભૂલી ગયો ને, હું અવંતિનો રાજા છું એ વાત સુકુમારી જાણે તો એના ચિત્તમાં ભડકો જ જાગે! વળી હું એક સામાન્ય ક્ષત્રિય કલાકારના વેશમાં છું...આપણે ધનહીન હોવાનો દેખાવ કર્યો છે. એટલે અવંતિથી કોઈને અહીં લાવવા તે ઉચિત નથી. પણ તારે એક કાર્ય કરવું પડશે."

"ફરમાવો..."

"લગ્નને આગલે દિવસે હું તને મહાદેવીને આપવાનો એક પત્ર આપીશ. એ પત્ર તું મહાદેવીને આપજે એટલે તે તને એક નવલખો રત્નહાર આપશે. એ હાર લઈને તું આવી જજે."

"નવલખો રત્નહાર?"

"હા...પ્રથમ મિલન વખતે હું એ હાર સુકુમારીને ભેટ આપવા ઇચ્છું છું."

"એવો કિંમતી હાર જોઈને રાજકુમારીના મનમાં કોઈ પ્રકારનો સંશય જાગશે તો?"

"એનો જવાબ મારી પાસે છે. હું કહીશ કે મારા પ્રભાવિક રાગથી પ્રસન્ન થઈને માલવપતિએ મને આ હાર ભેટ આપ્યો છે!"

વૈતાલ પ્રસન્ન નજરે વિક્રમ સામે જોઈ રહ્યો.

ઉત્સવનાં દિવસો હંમેશાં સાંકડા હોય છે...અર્થાત્ ઉલ્લાસના કારણે દિવસો ક્યારે પૂરા થાય છે તેની ખબર પડતી જ નથી.

લગ્ન આડે એક દિવસ બાકી રહ્યો ત્યારે વિક્રમાદિત્યે પોતાની મહારાણી પર નીચે મુજબ પત્ર લખ્યો :—

"પ્રિયકમલા,

"આખરે તારી પ્રેરણા ફળદાયી નીવડી છે. સુકુમારીના અંતરમાં રહેલો નરદ્વેષ ધોવાઈ ગયો છે અને તને આનંદ થશે કે આવતી કાલે તેની સાથે મારાં લગ્ન થવાનાં છે. પરંતુ મુશ્કેલી એક છે કે તે કોઈ રાજવીને પરણવા નથી માગતી...માત્ર કલાકારને પરણવા માગે છે. અને હું પણ એક સામાન્ય કલાકારને છદ્મવેશે તેનો સ્વીકાર કરવાનો છું.

"મારો મિત્ર વૈતાલ આ પત્ર તને આપશે અને બધી વાત વિગતથી કહેશે. તું એની સાથે નવલખો રત્નહાર તરત મોકલાવજે અને આવતી કાલે સંધ્યા પછી કુલદેવી સમક્ષ અમારા વતી નમઃસ્કાર કરજે...કારણ કે, આટલે દૂરથી ત્યા આવવું તો અશક્ય છે...પણ સુકુમારીને મારા છદ્મવેશની ખબર પડે તો પુન. પંચાત ઊભી થાય એવો સંભવ છે. એટલે કુળદેવીનો જે કંઈ વિધિ છે તે તું કાલ સંધ્યા પછી પતાવજે. મારાં લગ્ન ગોધલિક સમયે થવાનાં છે. હું પણ અહીં એક ખંડમાં કુળદેવીનું પ્રતીક રાખીને છેડાછેડી છોડવાનું કાર્ય પતાવીશ.

"પ્રિયે, તારો વિયોગ હૈયાને ભારે પીડી રહ્યો છે...ઘણીવાર તો એમ પણ થાય છે કે આ બધી માથાકૂટ છોડીને વૈતાલની શક્તિથી તારી પાસે આવી જઉં...પણ આદરેલું અધૂરુ મૂકીને આવું તો તારા ચિત્તની પ્રસન્નતા ન રહે એ ભય લાગે છે. હવે તો આવતી કાલે લગ્ન થઈ જશે...અને બે એક મહિના તો મારે રોકાવું પડશે. પછી આવી શકશે.

"વૈતાલ સાથે ત્યાંના અને તારા હૃદયના સમાચાર જરૂર પાઠવજે."

આ પ્રમાણેનો પત્ર લખી બે ત્રણ વાર વાંચીને તેણે એક ભૂંગળીમાં સીલ બંધ કર્યો અને સંધ્યા પછી વૈતાલને રવાના કર્યો.

વૈતાલ તો મનની ગતિએ જનારો વ્યંતરરાજ હતો. એની શક્તિ અદ્દભુત હતી.. તે થોડી જ પળોમાં રાજભવનના એક ખંડમાં અદૃશ્યરૂપે પહોંચી ગયો.

અવંતિની મહારાણી દેવી કમલાવતી હજી થોડી પળો પહેલાં જ રાજભવનનાં મંદિરે દર્શન કરીને પોતાના ખંડમાં દાખલ થઈ હતી.

વૈતાલ અદશ્ય રૂપે હતો. તેના મનમાં થયુ, જો એકાએક એમની સામે જઈશ તો કદાચ દાસીઓ વગેરે ચમકશે. એટલે તે પુનઃ રાજભવનના પ્રાંગણમાં આવી ગયો.

રાત્રિનો પ્રારંભ થઈ ગયો હોવાથી રાજભવનના પ્રત્યેક ખંડો દીપમાલિકાઓનાં પ્રકાશ વડે શોભી રહ્યા હતા.

વૈતાલે દૃશ્યરૂપ ધારણ કર્યું, અને દ્વારપાળ પાસે જઈ કહ્યું : "મહાદેવીને સંદેશો મોકલો કે મહત્ત્વના સમાચાર આપવા મહારાજ વિક્રમાદિત્યનો દૂત આવ્યો છે."

થોડી પળો પર્યંત દ્વારપાળ વૈતાલ સામે જોઈ રહ્યો, ત્યાર પછી એક દાસી મારફત સંદેશો મોકલ્યો.

થોડી જ વારમા બે દાસીઓ દૂતને લેવા આવી પહોચી.

વૈતાલ જ્યારે મહાદેવીના ખંડમાં પહોંચ્યો ત્યારે જાજરમાન જણાતી નવયૌવના મહારાણી એક આસન પર બેઠી હતી. તે વૈતાલને ઓળખી ગઇ અને સહાસ્ય વદને આવકાર આપતાં બોલી: "આવો મહાપુરુષ."

"મહાદેવી, મહારાજનો એક પત્ર લાવ્યો છું." કહી અગ્નિ વૈતાલે વિક્રમાદિત્યનો રુક્કો મહાદેવીના હાથમાં મૂક્યો. ત્યાર પછી તે બેઠક આસન પર બેઠો.

મહાદેવીએ રુક્કો ખોલી પત્ર કાઢ્યો. પત્ર વાંચતાં વાંચતાં તેના વદન પર હર્ષની રેખાઓ રમવા માંડી.

આખો પત્ર વાંચી તેણે કહ્યું: "ઘણા જ હર્ષદાયક સમાચાર છે. મહારાજનું આરોગ્ય તો સારું છે ને?"

"હા, મહાદેવી, મહારાજ ખૂબ જ સ્વસ્થ છે."

"હવે મને ત્યાંની સઘળી વાત કહો."

વૈતાલે અથથી ઇતિ સુધીની સઘળી વાત કહી. આખી વાત સાંભળીને મહાદેવીને ભારે આનંદ થયો. તેમણે હસતાં હસતાં કહ્યું: "આ તે તો નારીનો જ વિજય થયો કહેવાય...મહારાજને નારી રૂપનો જ સહારો લેવો પડ્યો."

વૈતાલ પણ આછું હસ્યો.

બીજા કેટલાક પ્રશ્નો કરીને મહાદેવીએ કહ્યું: "આપનું ભોજન તો મધ્ય રાત્રિએ જ તૈયાર રાખું ને?"

"એ હું ગમે ત્યાં પતાવી લઇશ."

"એમ ન ચાલે...હું એક ખંડમાં વ્યવસ્થા કરું છું. તમારે આરામ કરવો હોય તો.."

વૈતાલે હસીને કહ્યું: "આરામની જરૂર નથી. આપ આજ્ઞા આપો તો મહામંત્રીને અને બન્ને નર્તકી બહેનોને જરા મળતો આવું. આપ નવલખો હાર કઢાવી રાખજો."

"મહારાજ તો પુરુષ છે એટલે તેમને એકલો હાર યાદ આવ્યો...હું અન્ય અલંકારો પણ તૈયાર રાખું છું. આપ જઈ આવો."

વૈતાલ પ્રસન્ન હૃદયે વિદાય થયો.

રાણી કમલાવતીએ પોતાની મુખ્ય પરિચારિકાને બોલાવી અને ભંડાર ગૃહ ખોલાવીને અલંકારોની એક પેટિકા ખોલાવી. તેમાંથી નવલખો રત્નહાર, રત્નકંકણ દામિની, બાજુબંધ, કટિમેખલા વગેરે અલંકારો કઢાવ્યાં અને એક સુખડની નાની પેટિકામાં ગોઠવીને તે પેટિકા પોતાના ખંડમાં મુકાવી.

ત્યાર પછી તે પુનઃ સ્વામીનો પત્ર વાંચવા બેઠી.

કોઈપણ નારી પોતાના અંતરભાવ અવ્યક્ત રાખી શકતી હોય છે. વિયોગ કાળે એના ઉરભાવ આંખોમાં ઊપસી આવ્યા વગર રહેતા નથી.

પત્ર પાઠ કરીને તેનાં નયનો ઉજ્જ્વળ બની ગયાં...અંતરમાં એક પ્રશ્ન જાગ્યો... "પ્રિયતમ ક્યારે આવશે? હજુ બે અઢી મહિના સહેજે વીતી જશે? શું હું એમની પાસે દાસીરૂપે ન જઈ શકું?"

પણ તરત તેના મનમાં થયું ના...ના...ના...સ્વામી તો એક ગરીબ કલાકારનો અભિનય કરી રહ્યા છે...હું કેવી રીતે જઈ શકું અને રાજભવનની જવાબદારી પણ કેવી રીતે છોડી શકાય? એમ કરવું બરાબર નથી. અહીં બેસીને જ રાહ જોવી પડશે.

મન જ્યારે વિચારે ચડે છે ત્યારે વિવિધ માર્ગે આથડવા માંડે છે.

કમલા રાણીના મનમાં થયું, સુકુમારી સુંદર છે...પરંતુ તે કોઈ રાજકુમાર કે રાજા સાથે શા માટે પરણવા નથી ઇચ્છતી? અને આજ નહિ તો ચાર છ મહિને સુકુમારીને ખબર તો પડવાની જ છે કે પોતે કોઈ કલાકારની પત્ની નથી પણ માલવનાથની અર્ધાંગના છે...

એ વખતે એના મનનો વિકાર જાગૃત થશે તો...? ના...ના...ના મહારાજ તેને સાથે લઇ ને અહીં આવશે ત્યારે હું જ તેને બરાબર સંભાળી લઈશ.

આવા અનેક વિચારો રાણીના હૃદયમાં આવવા માંડયા.

મહામંત્રીને અને બન્ને નર્તકી બહેનોને મળી બધી વાતથી વાકેફ કરી અગ્નિવૈતાલ લગભગ મધ્યરાત્રિએ રાજભવનમા અદૃશ્ય રૂપે પહોંચી ગયો.

મહાદેવી કમલારાણી પોતાના શયનખંડમાં એકલાં જ શય્યા પર આડે પડખે પડ્યાં હતાં...દાસદાસીઓ સૂઈ ગયાં હતાં..માત્ર ચોકિયાત સૈનિકો જાગતા હતા.

વૈતાલ પ્રથમ પોતા માટે રાખવામાં આવેલી ભોજન સામગ્રીવાળા ખંડમાં ગયો. ઉત્તમ પ્રકારનાં મિષ્ટાન્નના થાળ ઢાંકીને પડ્યા હતા. કેસર–કસ્તુરીવાળા દૂધના બે ઘડા ભરેલા હતા.

આજ ઘણા સમયે આવી ઉત્તમ સામગ્રી પ્રાપ્ત થયેલી હોવાથી વૈતાલ ખૂબ જ પ્રસન્ન બની ગયો અને ખાદ્ય સામગ્રી ઉદરસ્થ કરવા માડયો.

નિરાંતે ભોજન કર્યા પછી તે ખૂબ જ આનંદમગ્ન બનીને અદૃશ્ય રૂપે જ મહાદેવીનાં ખંડમાં ગયો.

મહાદેવી જાગતાં પડ્યાં હતાં...પરંતુ વૈતાલને જોઈ શક્યાં નહોતાં.

વૈતાલે પ્રગટ થઈને કહ્યું: "મહાદેવીનો જય થાઓ! આજ ઘણા દિવસે મન તૃપ્ત બન્યું છે...મહાદેવી આજની ખાદ્ય સામગ્રી મને હમેશા યાદ રહેશે."

કમલારાણીએ શય્યામાંથી બેઠા થઈ વૈતાલના હર્ષ પ્રફુલ્લ વદન સામે જોઈને કહ્યું: "મહાપુરુષ, તમારે લઈ જવાનુ સપેતરુ તૈયાર છે."

"તો મને આપો...હું અહીંથી મારે સ્થાનકે જવાનો છું... ત્યાં થોડા સમય રોકાઈને પ્રાતઃકાલે મહારાજ વિક્રમાદિત્ય પાસે પહોંચી જઈશ."

કમલારાણીએ અલંકારો ભરેલી એક સુખડની નાની પેટિકા જે કૌશેયના વસ્ત્રથી બાંધેલી હતી તે વૈતાલના હાથમાં સોંપતાં કહ્યું: "પેટિકામાં મેં એક તાલપત્ર મૂક્યું છે...મારા પ્રાણનાથને કહેજો તેઓ પ્રસન્ન હૃદયે સુકુમારી સાથે લગ્ન કરે અને જેમ બને તેમ વહેલા અત્રે પધારે."

અગ્નિવૈતાલ પેટિકા લઈને એક વાતાયન પથેથી અદૃશ્યરૂપે ચાલ્યો ગયો.

રાણી કમલાવતી પતિના વિચારો કરતી કરતી શય્યામાં પડી.

મહારાજ વિક્રમાદિત્ય શય્યાનો ત્યાગ કરે તે પહેલાં જ વૈતાલ તેમના ખંડમાં પહોંચી ગયો; અને મહારાજે ઓઢેલી કૌશેયની ચાદર ખેંચતાં બોલ્યો: "મહારાજનો જય થાઓ!"

વિક્રમ સફાળો બેઠો થઈ ગયો અને બોલ્યો: "મિત્ર તું આવી ગયો? મહાદેવી કુશળ છે ને?"

"ખૂબ જ આનંદમાં છે...તેમણે આ પેટિકા આપી છે અને તેમાં એમનું લખેલું તાલપત્ર પણ છે."

વિક્રમાદિત્યે તરત પેટિકા ખોલી...પેટિકામાં ઉત્તમ અલંકારોનો ઢગલો જોતાં જ તે ચમકી ઊઠ્યો...તેણે પ્રિયાનો સંદેશો વાંચવામાં મન પરોવ્યું આખો પત્ર વાંચીને તે પ્રસન્ન સ્વરે બોલી ઊઠ્યો: "મિત્ર, કમલા ખૂબ જ બુદ્ધિમતી છે. પોતાની નાની બહેનને માત્ર એક હારથી નહિ પણ બધા અલંકારો વડે સત્કારવી જોઈએ.

અને આ બધા અલંકારો અવંતિ નરેશની પ્રસન્નતાના ફળરૂપ છે, એમ સમજાવીને એના મનનો સંશય ટાળવો જોઈએ. મિત્ર, આવું રત્ન પુણ્યવંતને જ મળે છે!"

"મહારાજ, મહાદેવી આપને ખૂબ જ યાદ કરે છે અને નવાં રાણી સાથે તરત પધારો એમ ઇચ્છે છે."

વિક્રમાદિત્યે પત્ર ફાડી નાખ્યું અને તેના ટુકડા વાતાયન પથેથી બહાર ફેંકતાં કહ્યું: "મિત્ર, પત્ર રાખું ને સુકુમારીના હાથમાં જાય તો તે મને ઓળખી જાય..."

"હું સમજી ગયો હતો, મહારાજ."

ત્યાર પછી પેટિકા યથાસ્થાને મૂકી દઈ વિક્રમાદિત્ય પ્રાતઃકાર્ય અર્થે પોતાના પ્રિય સાથી સાથે બહાર આવ્યો.

આજ રાજકન્યા સુકુમારીનાં લગ્ન હોવાથી સમગ્ર નગરીમાં ઉત્સવના વધામણાં થઈ રહ્યા હતાં.

જાણે પોતાની જ દીકરીનાં લગ્ન હોય તેવા ઉમંગ સાથે જનતા થનગની રહી હતી.

છેલ્લા ત્રણ દિવસથી મહારાજ શાલિવાહન તરફથી આખું નગર ભોજન કરતું હતું.

આજ નગર શ્રેષ્ઠિ તરફથી જમણ હતું.

અને ગોધલિક સમયે રાજભવનના વિશાળ પ્રાંગણમાં વિજયસિંહ રૂપી વિક્રમાદિત્યનાં લગ્ન થયાં.

રાતે દરબાર ભરાવાનો હતો.

નગરીની નર્તકીઓ નૃત્ય કરવાની હતી અને મહાગાયક જયકેસરીનું સંગીત જામવાનું હતું.

## ૨૫ : : ઊર્મિનાં ગીત

રાત્રિના બીજા પ્રહર પછી નવદંપતી સમારંભમાંથી નિવૃત્ત થઈ શક્યાં.

રાજકન્યા સુકુમારીના એકાંત નિવાસસ્થાનમાં વર–વધૂના રહેણાકની વ્યવસ્થા કરવામાં આવી હોવાથી સંગીત સભાનો દરબાર પૂરો થયા પછી નવદંપતી શણગારેલા સુવર્ણના રથમાં બેસીને નગરી બહારના નિવાસ તરફ ગયાં.

મહારાજ શાલિવાહને કન્યાદાન નિમિત્તે પુષ્કળ સંપત્તિ આપી હતી...રત્નાલંકારો, સુવર્ણ, ગાયો, દાસદાસીઓ, રથો, હસ્તિઓ, અશ્વો વગેરે સામગ્રી ઉપરાંત બે ગામ પણ આપ્યાં હતાં.

ભવનમાં પદાર્પણ કર્યા પછી વિક્રમાદિત્યે એક ખંડમાં પ્રતીક રૂપે રાખેલા કુળદેવી સમક્ષ પત્ની સાથે નમઃસ્કાર કર્યા અને છેડાછેડીનાં બંધન પણ છોડયાં.

અહીં વિક્રમાદિત્યના કોઈ ખાસ મિત્રો હતા જ નહિ...એક માત્ર અગ્નિવૈતાલ હતો. તે ખૂબ જ ઉત્સાહપૂર્વક વિક્રમ સાથે રહ્યો હતો.

કુળદેવીનો કાર્યક્રમ પતાવ્યા પછી પોતાની ખાસ દાસીઓ સાથે સુકુમારી એક ખંડમા ગઈ.

વિક્રમાદિત્ય અને વૈતાલ પણ એક ખંડમાં ગયા...ત્યાં રાજના મંત્રીઓ, યુવરાજ વગેરે આવ્યા હતા. એ સહુ સાથે ઘડીક વાર્તાલાપ કરીને વિક્રમાદિત્યે સહુને વિદાય આપી.

બને મિત્રો એકલા પડયા ત્યારે અગ્નિવૈતાલે કહ્યું: "મહારાજ, આપની સાધના પૂરી થઈ ગઈ...ખરેખર, આપે એક શ્રેષ્ઠ નારી રત્ન પ્રાપ્ત કર્યું છે..."

"મિત્ર, મારી સાધનાનુ બળ તો તુ જ છે...તારી કૃપાથી જ હુ શ્રેષ્ઠ સુંદરી પ્રાપ્ત કરી શક્યો છું...તારો ઉપકાર હુ કદી નહિ વાળી શકુ." વિક્રમે ભાવભર્યા સ્વરે કહ્યું.

"મહારાજ, જ્યા નિર્મળ મૈત્રી હોય ત્યાં ઉપચાર કે આભાર જેવુ કશુ શોભે જ નહિ. હું તો આપ સમા રાજવીને મિત્ર બનાવીને ધન્ય બની ગયો છું. જો આપનો પરિચય મને ન થયો હોત તો મારી શક્તિ અવળે માર્ગે જ કાર્ય કરતી હોત...ખરી રીતે તો આપના ઉપકારનો બદલો મારાથી ભવાંતરે પણ વાળી શકાય એમ નથી." અગ્નિવૈતાલે પ્રસન્ન સ્વરે કહ્યું.

વિક્રમે મિત્રના ખભા પર હાથ મૂકીને કહ્યું: "મિત્ર, તે હજી સુધી ભોજન પણ કર્યું નથી..."

આપની સાધનાનુ પરિણામ જોઈને હું દરેક વાતે તૃપ્ત બની ગયો છું.

"તારા શયનખડમાં બધી સામગ્રી મુકાવી રાખી છે. તું જો ભોજન નહિ કરે તો મને ભારે ચિતા રહ્યા કરશે."

"હું અવશ્ય ભોજન કરીશ પરતુ..."

"કહે.. કેમ અચકાય છે?"

"આપ અહીં કેટલો સમય રોકાશો?"

"મિત્ર, સુકુમારીના મનમાંથી મેં માત્ર દ્વેષ દૂર કર્યો છે... પરંતુ તેના અંતરમાં રાજાઓ અને રાજકુમારો માટે રહેલો વિરાગ મારે દૂર કરવાનો પ્રયત્ન કરવો પડશે...મને લાગે છે કે, બે એક મહિનામાં હું એને સમજાવી શકીશ."

"બે મહિના લાગશે?"

"હા...એવું મારું અનુમાન છે...મેં વિક્રમાએ એની સાથે ઘણી વાતો કરી હતી...આજ વિજયસિંહ વાતો કરશે...અને વિક્રમ ક્યારે વાત કરી શકશે એ એક પ્રશ્ન છે."

"તો આપ આજ્ઞા કરો તો આવતી કાલે હું મારા સ્થાને જઉં ... આપ જ્યારે મને યાદ કરશો ત્યારે હુ હાજર થઇ જઈશ."

વિક્રમ બે પળ વિચારમાં પડી ગયો. ત્યાર પછી બોલ્યો: "ભલે... તારી જરૂર પડશે ત્યારે હું તને અવશ્ય યાદ કરીશ."

રાત્રિનો ત્રીજો પ્રહર ચાલતો હતો...થોડી વાર પછી વૈતાલ પોતાના શયનગૃહ તરફ ગયો.

વિક્રમ પોતાના શયનખંડમાં દાખલ થયો ત્યારે પૂર્ણિમાના ચંદ્ર સમી સુકુમારી નવવધૂના વેશમાં પોતાની સખીઓ અને દાસીઓ વચ્ચે બેઠી હતી.

કલાકાર સ્વામીને ખંડમાં દાખલ થયેલાં જોતાં જ સુકુમારી લજ્જાના બોજ સહિત એકદમ ઊભી થઇ ગઈ...એની સખીઓ અને દાસીઓ પણ ઊભી થઈ ગઈ...અને નમન કરતી કરતી ખંડ બહાર જવા માંડી. એક બટકબોલી સખીએ કહ્યું: "કલાકાર મહારાજ, મારી પ્રિય સખી માત્ર નામથી જ સુકુમારી નથી...રૂપ અને દેહથી પણ સુકુમારી જ છે...

"તારી સખીની તું ચિંતા કરીશ નહિ...એ મારા જીવનની સૌરભ છે!"

બટકબોલી ખંડ બહાર નીકળી ગઈ અને શયનખંડનું દ્વાર અટકાવતી ગઈ.

સુકુમારી પીઠ વાળીને ઊભી હોવા છતાં એની પીઠ જાણે અંતરમાં રમતી ઊર્મિઓને વ્યક્ત કરી રહી હતી.

વિક્રમ મુગ્ધ નેત્રે પ્રિયા તરફ જોતો નજીક આવ્યો અને રાજકન્યાના ખભા પર હાથ મૂકતાં બોલ્યો: 'પ્રિયે.'

પુરુષનો પ્રથમ સ્પર્શ!

સુકુમારીનો દેહ જાણે વીણાના તાર માફક ઝણઝણી ઊઠયો.

વિક્રમ બન્ને હાથ વડે પત્નીને પોતા તરફ વાળવા જાય તે પહેલાં જ સુકુમારી છટકીને એક બાજઠ પર પડેલા થાળ પાસે પહોંચી ગઈ. એ થાળમાં પુષ્પની બે માળાઓ શોભી રહી હતી. સુકુમારીએ બન્ને હાથ વડે એક માળા ઉઠાવી.

હૈયામાં અકથ્ય હર્ષ હતો...આનંદ હતો...ભાવોલ્લાસ હતો; છતાં હાથમાં પકડેલી માળા જાણે ધ્રૂજી રહી હતી નયને વદને મનમાં શોભી રહેલી નારીસુલભ લજ્જા જાણે હાથમાંની પુષ્પમાળા દ્વારા નીતરી રહી હતી.

વિક્રમ પણ એ થાળ પાસે ગયો અને થાળમાંની બીજી માળા તેણે ચપળતાથી ઉઠાવી લીધી...એટલું જ નહિ પણ પ્રિયા પ્રિયતમને આત્મદાન કરે તે પહેલાં જ લજ્જા રક્ત વદનથી અતિ શોભાયમાન બનેલી સુકુમારીના કંઠમાં તેણે પુષ્પમાળા આરોપી દીધી અને કહ્યું: "પ્રિય, નર–નારના જીવનસૌભાગ્યની આ પ્રથમ એકાંત પળે પહેલી પૂજાની અધિકારિણી નારી હોય છે."

સુકુમારી કશું બોલી શકી નહિ જ. પરંતુ તેણે સ્વામીના કંઠમાં માળા પહેરાવી દીધી અને વિક્રમ તેને બાહુબંધનમાં ઝકડવા જાય તે પહેલાં જ તે સ્વામીના ચરણમાં નમી પડી.

છ છ ભવથી પુરુષ જાતિની અગ્નિભરી નજરે દગ્ધ થયેલી સુકુમારીને પ્રેમોલ્લાસભર્યાં ભાવે વિક્રમે બે હાથ વડે પકડીને ઊભી કરી અને

બાહુબંધનમાં ઝકડી લેતાં કહ્યું : "પ્રિયે, તારા સમર્પણભાવથી આજ હુ પૂર્ણ બની ગયો છું...મારો હર્ષ વ્યક્ત કરવાના કોઈ શબ્દો મારી પાસે નથી...હુ માત્ર એટલુ જ કહું છું કે તારું સમર્પણ મારા જીવનનનું એક મધૂર ગીત બની રહેશે...જે ગીત આપણી જીવનયાત્રાનુ પ્રેરણા-સ્થાન બનશે.

સુકુમારીએ સ્વામીના બાહુબંધમાંથી મુક્ત થવાનો જરાયે પ્રયત્ન ન કર્યો. લજ્જાનો બોજ તો સમગ્ર દેહ પર હતો...પરંતુ અત્યારે એ બોજ કોઈ વરદાન જેવો જણાતો હતો. સુકુમારીએ તીરછી નજરે સ્વામીના વદન સામે જોયું...અને તેના નયને વદને પ્રસન્નતા ખીલી ઊઠી.

ઓહ, કલાકારની કાયા આટલી સુંદર અને બલિષ્ઠ છે? કલાકારનાં નયનોમાં આટલી મસ્તી છલી રહી છે?...

વિક્રમે પત્નીના ગુલાબી અધર પર પોતાના અધર ચાંપી દીધા... એક દીર્ઘ ચુંબન...!

સુકુમારીને થયું...આ સ્પર્શનો કદી અંત ન આવે!

વિક્રમને થયું આ પ્રવાલ શાખા સમા અધર સદાએ મારા અધરનું અમૃત બની રહે.

પુષ્પો ચોળાય ત્યારે શ્રીહીન બની જતાં હોય છે...પણ અધરની પાંખડીઓ વધુ ને વધુ તેજોમય બને છે...

ઉપરા છાપરી પાંચ ચુબન લીધા પછી વિક્રમે કહ્યું : "પ્રિયે, મૌનવ્રત તો નથી લીધુ ને?"

સુકુમારીની લજ્જા ખસિયાણી બની ગઇ હતી...તે અતિ મધુર સ્વરે બોલી. "સ્વામી, કોઈ વાર બોલવા કરતાં સાંભળવાની તૃપ્તિ અપૂર્વ હોય છે!"

"ઓહ! પણ પ્રિયે, એવી તૃપ્તિની ઝંખના પુરુષના હૈયાને ય પજવતી હોય છે!" વિક્રમે કહ્યું:

બન્નેના મનનો સંકોચ દૂર થઇ ગયો હતો. મનનો સંકોચ દૂર થાય ત્યારે બે પ્રાણ એક બનાવાનો પ્રયત્ન કરે છે.

બન્ને ફૂલમાળાઓ અને વિવિધ પુષ્પો વડે શોભના રત્નજડિત પલંગ પર ગયાં.

વિક્રમે એક નવો જ પ્રશ્ન કર્યો: "પ્રિયે, એક વાત પૂછું?"

સુકુમારીએ કમળની પાંખડી જેવી આંખ વડે જ હા કહી.

વિક્રમાદિત્યે પ્રિયાનો મઝાણુ હાથ પોતાના બન્ને વચ્ચે લઇને કહ્યું: "પ્રિયે, મારું એક આશ્ચર્ય શમતું નથી."

સુકુમારી પ્રશ્નભરી નજરે સ્વામી સામે જોઈ રહી.

વિક્રમે કહ્યું: "તારા જેવી રૂપવતી સુંદરીને પ્રાપ્ત કરવા રાજાઓ તો શું દેવો પણ આશાનો થાળ ભરીને આવી પહોંચે...અને તેં માત્ર એક કલાકારને વરમાળા પહેરાવવાનો સંકલ્પ શા માટે કર્યો? તું ધારત તો કોઈ મહારાજ્યની રાજમહિષા બની શકત...છતાં..."

વચ્ચે જ સુકુમારીએ કહ્યું: "કલાકારના હૃદયમાં પ્રેમ, સદ્ભાવ અને વિશ્વાસનો ખજાનો ભર્યો હોય છે. રાજાઓ કે દેવો પાસે એ મહાન રત્નોનો અભાવ હોય છે!"

"મેં સાંભળ્યું હતું કે, તું લગ્ન કરવા ઇચ્છતી જ નહોતી..."

"આપે સાંભળેલી વાત સાચી છે...હું એક મહારાજ્યની રાજકન્યા છું...સહજ ભાવે મારા લગ્ન થાત તો કોઇ રાજવી સાથે જ થાત...પરંતુ નારીનું હૃદય માત્ર સુખ-સંપત્તિ ઇચ્છતું નથી... સત્તા અને અધિકારના અગ્નિને ઝંખતું નથી...એ કેવળ જીવનને અમૃતમય બનાવનારો પ્રેમ જ ઇચ્છે છે...આવો પ્રેમ રાજાઓમાં ભાગ્યે જ હોય છે..બલ્કે હોતો જ નથી"

"તારા વિચારો ઘણા જ ઉચ્ચ છે..." કહીને વિક્રમાદિત્યે પત્નીને હૈયા સરસી લીધી. તેના મનમાં એક પ્રશ્ન જાગ્યો હતો. પરંતુ તે

પ્રશ્નને હૈયામાં જ દબાવી રાખ્યો. કારણ કે એ પ્રશ્ન કરવા જતાં કદાચ ઉતાવળ થઈ જાય અને પોતાનો છદ્મવેશ બહાર આવી પડે.

અને......

રાત્રિના ચતુર્થ પ્રહરનો પ્રારંભ થઈ ચૂકયો હતો..બન્ને જીવનની ખુમારી સાથે એકબીજાનો પરિચય મેળવી રહ્યાં હતાં.

નરનારની પ્રથમ મિલન વખતે જ નહિ...પણ જીવનના પ્રત્યેક મિલન વખતે નાની મોટી અનેક વાતો ઉભરાતી હોય છે...પ્રશ્નો જેમ અનત બની જાય છે તેમ તેના ઉત્તર પણ અનંત બની જાય છે...અને બંનેની વાતો સદાય અધૂરી જ રહે છે.

રાત્રિના ચતુર્થ પ્રહરની બે એક ઘટિકા બાકી રહી હશે ત્યારે વિક્રમે વાતાયન તરફ નજર કરતાં કહ્યું : "ઓહ ! પ્રભાત થશે...પ્રિયે, હવે તારે આરામ કરવો જોઈએ..."

"આવાં અનંત પ્રભાતો આવશે ને જશે...આરામ શય્યામાં નથી..."

"ત્યારે ?"

"જાગરણનો આનંદ અસીમ હોય છે...એમાં નથી શ્રમ કે નથી વિષાદ !"

વિક્રમ સ્નેહભરી નજરે પત્ની સામે જોઈ રહ્યો...તેને અચાનક એક વસ્તુ યાદ આવી. તે સફાળો બેઠો થઈ ગયો...સુકુમારી ચમકીને બોલી : "કેમ ?"

"એક મહત્ત્વની વસ્તુ તો સાવ વિસ્મૃત બની ગઇ...પ્રિયે, તારા રૂપ યૌવન અને મધુર વાણી આગળ મારી સ્મરણ શક્તિ પણ મંદ પડી ગઈ છે."

"આપને શું યાદ આવ્યું ?"

"આપણા નૂતન જીવનની પ્રથમ રજનીના સ્મરણરૂપે મારે તને એક ભેટ આપવાની છે..." કહી વિક્રમે એક તરફ મૂકેલી પેટિકા ઉઠાવી

સુકુમારી અવાક બનીને સ્વામી તરફ જોઈ રહી

વિક્રમે પેટિકા ખોલી અને કમલાએ પાઠવેલા રત્નાલંકારો કાઢ્યા.

ખંડમાં એક દીપમાલિકા ઝળહળી રહી હતી. અલંકારોનાં મૂલ્યવાન રત્નો ચળકવા માંડ્યા...સુકુમારી પણ શય્યા પરથી નીચે ઊતરી ગઈ.

વિક્રમે કહ્યું : "પ્રિયે, આજથી બે વર્ષ પહેલાં એક મહારાજા અને મહારાણી મારા સંગીત પર એટલાં પ્રસન્ન બની ગયાં હતાં કે તેઓએ મને આ મૂલ્યવાન અલંકારો ભેટ આપ્યા...આજ એ બધા હું તને અર્પણ કરું છું."

નવલખો હાર!

રત્નની કટિમેખલા!

વજ્રનાં બાજુબંધ!

માણિક્ય રત્નનાં વલય!

વીજળી જેવી તેજ વેરતી દામિની!

અતિ મૂલ્યવાન વજ્રનો પ્રકાશ પાથરતી મુદ્રિકા...

એક પછી એક અલંકારો જોઈને સુકુમારી આશ્ચર્ય મુગ્ધ બની ગઈ.

વિક્રમે નવલખો હાર પ્રિયાના કંઠમાં પહેરાવ્યો અને બાકીના અલંકારો એમ ને એમ અર્પણ કર્યાં.

બહારનાં ઉપવનમાં પંખીઓનાં પ્રાતઃગાન શરૂ થઈ ગયાં હતાં.

નવદંપતી પરસ્પરમાં મસ્ત-મુગ્ધ બનીને પરમ આનંદનો અનુભવ કરી રહ્યાં હતાં.

બીજે દિવસે મધ્યાહ્ન પછી અગ્નિવૈતાલ પોતાના નિવાસ સ્થાને જવા વિદાય થયો.

અને નવદંપતીની પ્રત્યેક પળો ઊર્મિભર્યાં કાવ્યોની માળા ગૂંથવામાં જ રમી રહી હતી.

પાંપણનો પલકારો પૂરો થાય તેમ પંદર દિવસ વીતી ગયા. બંનેમાંથી કોઈને એ કલ્પના જ નહોતી આવી કે નૂતન જીવન પર પંદર રાત્રિઓ વીતી ગઈ છે!

બંનેનાં હૈયાને એમ જ લાગતું કે હજી નવજીવનની પહેલી પળ પણ વીતી નથી!

વિજયસિંહરૂપી વિક્રમાદિત્ય હમેશ પ્રિયતમા સાથે ઉપવનમાં જતો, રાજભવનમાં જતો અને કોઈ વાર રાજસભામાં પણ જતો. તેનો મળતાવડો સ્વભાવ સહુને આકર્ષી ચૂક્યો હતો...અને વિક્રમાદિત્યનું રૂપ તો સમગ્ર નગરીમાં ગવાઈ રહ્યું હતું.

માનવી જ્યારે રૂપ-યૌવનનાં રંગરાગમાં મસ્ત બની જાય છે ત્યારે તેને સમયનું અને પોતાનુ પણ ભાન રહી શકતું નથી.

વિક્રમાદિત્ય અને સુકુમારીનાં લગ્નજીવન પર દોઢ મહિનો વીતી ગયો.

વિક્રમાદિત્ય હજી સુધી પોતાનો પરિચય આપી શક્યો નહોતો. તે કલાકાર વિજયસિંહ રૂપે જ રહ્યો હતો.

એક વાર સુકુમારીએ સ્વામીને પ્રભાવક રાગ ગાવાની પ્રાર્થના કરી હતી...વિક્રમ હવે રાગરાગણીના છંદે ચડવા માગતો નહોતો. પત્નીએ જ્યારે ખૂબ આગ્રહ કર્યો હતો, ત્યારે વિક્રમે કહ્યું હતું : "પ્રિયે, જેના અંકમાં જ ખુદ સંગીતા રમતી હોય, તેને કોઈ રાગરાગણી પ્રત્યે રસ હોતો નથી, એ સિવાય તારા મધુર પ્રેમમાં હું એટલો મસ્ત બની ગયો છું કે સંગીતનો ભાવ હૈયામાં જાગતો નથી ...તારો સથવારો એ જ મારુ પ્રભાવક સંગીત છે!"

સ્ત્રી ગમે તેવી ચબરાક હોય પરંતુ પોતાની પ્રશંસા સાંભળીને સઘળું વીસરી જાય છે

જળવિહાર, વનવિહાર, શતાયુદ્ધની રમત, ચોસરના પાસાઓની

રમત, કોઈ વાર વીણાવાદન તો કોઇ વાર મંજરીદેવીની આરાધના તો કોઇ વાર રૂપમાલાનું નૃત્ય–સંગીત આમ વિવિધ આનંદ પ્રમોદમાં મહિનો વીતી ગયો.

અને એક પ્રાતઃ સમયે સુકુમારી સફાળી જાગૃત થઇ ગઈ. તેનું મન કંઈક ગભરાયેલું હતુ. તેણે પોતાના સ્વામીને જાગૃત કરતાં કહ્યું: "સ્વામી, મને ભારે વિચિત્ર સ્વપ્ન આવ્યુ હતુ."

વિક્રમ શય્યામાં બેઠો થઈ ગયો અને પ્રિયતમાને હૈયા સરસી લેતાં બોલ્યો: "તું સ્વપ્નથી ગભરાઈ ગઈ છે?"

"હા સ્વામી...ભારે વિચિત્ર સ્વપ્નુ આવ્યુ છે..."

"સ્વપ્ન હંમેશાં વિચિત્ર હોય છે...મને કહે તો ખરી!"

"એક લતામંડપમાં હું બેઠી હતી...એક ભ્રમર વારંવાર મારા અધરને દંશ દેવા આવતો હતો...હું એ ભ્રમરના આક્રમણથી ભારે અકળાઇ ગઈ હતી...મે તેને દૂર કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તે દંશ દેવા અર્થે વધારે પાગલ બન્યો ..લતામંડપમાં આપ હતા... પરંતુ ભરનિંદમાં હતા...આપને જાગૃત કરતાં મન પાછું પડતુ...મેં ભ્રમર સામે ધારી ધારીને જોયું...પણ તે ભ્રમર નહોતો એક નાનો સિંહ હતો...આશ્ચર્યથી મારુ મુખ ખુલ્લું થઈ ગયું...આ શુ હશે? શું સિંહ કદી આ રીતે ઊડી શકતો હશે? અને સિંહ પણ આટલો નાનો હોઈ શકે? હું નિર્ણય કરું તે પહેલાં જ ભ્રમર જેવો એ સિંહ મારા મોઢામાં ચાલ્યો ગયો...હું એકદમ ગભરાઈ ગઈ.."

આ વિચિત્ર સ્વપ્ન સાભળીને વિક્રમ વિચારમાં પડી ગયો, તે પ્રસન્ન સ્વરે બોલ્યો: "પ્રિયે, આ તો ઉત્તમ સ્વપ્ન છે...આમાં ગભરાવાનું કોઇ કારણ નથી. દૈવ કૃપાથી તું માતા બનીશ અને તારો પુત્ર સિંહ જેવો તેજસ્વી અને બળવાન હશે."

સુકુમારી સ્વપ્નનુ આ ભાવફળ સાંભળીને આનંદમગ્ન બની ગઈ અને સ્વામીને વેલડી માફક વળગી પડી.

પાચ છ દિવસ પછી જ સ્વપ્ન પાછળ રહેલું ભાવ સત્ય સુકુમારીને સમજાયું.

તેને સામાન્ય મોળ આવવી શરૂ થઈ.

નિયમિત આવતો રજોદર્શનનો કાળ ક્યારનો પૂરો થઇ ગયો હતો.

બીજા પંદરેક દિવસ પછી હમેશ પ્રાતઃકાળે એમ વમન થવા માંડ્યું.

આ વાત મહાદેવીના કાને ગઈ અને તેઓ એક સવારે રાજ-વૈદ સાથે પુત્રીના નિવાસે આવ્યાં.

રાજવૈદે નાડી પરીક્ષા કરીને રાજકુમારી સગર્ભા છે એ વાતમાં સમ્મતિ દર્શાવી.

સંસારમાં નારી ગમે તેવી રૂપવતી કે વૈભવશાળી હોય... પતિના અનંત સુખ વચ્ચે રમતી હોય... પરંતુ જ્યારે તેના અંગમાં માતૃત્વનુ સ્વપ્ન સાકાર બને છે ત્યારે તેના હર્ષોલ્લાસનો પાર નથી રહેતો.

આ રીતે વિક્રમાદિત્યનો નૂતન સંસાર રસમય બન્યો હતો અને પોતે એક બાળકનો પિતા થશે એ કલ્પના પણ તેને ખૂબ જ હર્ષિત બનાવી રહી હતી..સાથોસાથ એક ચિંતા પણ હૈયાને વલોવી રહી હતી. ખરી રીતે સુકુમારીને જે પુત્ર આવશે તે જ ભવિષ્યનો માલવપતિ બનશે...પણ પોતે તો અહીં એક ગાયકરૂપે જ છે સુકુમારીને પોતાનો વાસ્તવિક પરિચય આપવો કેવી રીતે? કદાચ સત્ય પરિચય આપવા જતાં એનુ ચિત્ત વિકૃત બની જાય તો? છ ભવના ભૂતકાળનું ભૂત વળી પાછું હૈયામાં નાચી ઊઠે તો? તો શુ કરવુ જોઇએ? ભાવિ યુવરાજના હિત ખાતર પણ સુકુમારીને સઘળી વાત કરવી જ જોઈએ અને કદાચ એનું પરિણામ અવળું આવે તો?

વિક્રમે મનથી એક યોજના તૈયાર કરી. પત્નીને પ્રસન્ન-પ્રફુલ્લ

બનાવી આડકતરી રીતે તેના મનને બરાબર સમજી લેવું અને જો યોગ્ય તક મળી જાય તો તેને સઘળી વાત કહી નાખવી.

શિયાળાનો અંત ભાગ હતો.. વસંત ઋતુનો પ્રારંભકાળ નજીકમાં જ હતો. છતા ગુલાબી ઠંડી પ્રાણિમાત્રને તાઝગી આપી રહી હતી. રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થતાં જ મહારાણી વિજયા પુત્રી પાસથી રાજભવન તરફ વિદાય થયાં.

માતાને વિદાય આપ્યા પછી સુકુમારી સ્વામીના ખંડમાં આવી. પત્નીને જોતાં જ વિક્રમાદિત્ય હર્ષભર્યા સ્વરે બોલી ઊઠ્યો. " આવ પ્રિયે...આજ માને બહુ જ બેસાડી રાખ્યાં ? "

" નહિ સ્વામી, મા સંધ્યા પછી તો આવ્યાં હતાં...આપ ક્યારે પધાર્યા ? " કહી સુકુમારી સ્વામીની બાજુમાં જ બેસી ગઈ.

" હું થોડો વાર પહેલાં જ આવ્યો...આજ મહામંત્રી સાથે તેમના ભવન પર ગયો હતો." કહી વિક્રમે સુકુમારીના ખભા પર હાથ મૂક્યો.

" અમારા મહામંત્રી ભારે બુદ્ધિમાન છે..."

" પુણ્યવંત અને પરમ ધાર્મિક રાજાઓને મંત્રી પણ શ્રેષ્ઠ મળે છે...અને સંતાનો પણ ઉત્તમ હોય છે...તારા ભાઈઓ કેવા સુંદર અને તેજસ્વી છે...અને તારી પ્રશંસા માટે તો દેવી સરસ્વતીનો શબ્દકોષ પણ ઊણો થઈ પડે..."

" જાગો નહિ તો ! મારામાં એવું આપે શું જોયું ? "

' કહું ? "

સુકુમારીએ તીરછી નજરે જોઈને ઈશારાથી હા કહી.

' પ્રિયે, સ્વર્ગલોકની શ્રેષ્ઠ સુંદરીઓ તરીકે રંભા, મેનકા અને ઉર્વશી પ્રસિધ્ધ છે...શાસ્ત્રકારોએ એનાં ભરપૂર વખાણ કર્યાં છે... કવિઓએ પોતાના માનસ પટ પર એ સૌંદર્ય દેવીઓને ઉપસાવીને

શૃંગારનાં અપૂર્વ કાવ્યો રચ્યાં છે...આટઆટલું છતાં એ ત્રણેય અપ્સરાઓને કોઈએ જોઈ નથી...માત્ર જોયા વગરની જ પ્રશંસા કરી છે...ત્યારે તુ તો મારી આંખ સામે છે...હું કોઇ પ્રકારની અતિશયોક્તિ કર્યા વગર માત્ર એટલુ જ કહુ છુ કે, તારુ રૂપ યૌવન, દેહ-ગઠન, નયન-ખંજન, વાણી, વદન આ બધુ સ્વર્ગની રૂપવતીઓ કરતાં એ શ્રેષ્ઠ છે...મને એમ પણુ લાગે છે કે તારા જેવી સર્વશ્રેષ્ઠ સુંદરીને જોઈ જવાય તો પોતાની પ્રસંશા હમેશા માટે ધૂળમાં મળી જાય એ ભયના અંગે જ સ્વર્ગની શ્રેષ્ઠ સુંદરીઓ કોઇની નજરે ચઢતી નથી."

"બસ...બસ...ક્યાંક હુ નજરાઈ જઈશ...અતિ પ્રશંસા ઘણી વાર ઘાતક થઈ પડે છે!"

"પ્રિયે, હું પ્રશંસા નથી કરતો...મને એવી ટેવ પણુ નથી. હું માત્ર હકીકત કહું છું." વિક્રમે પત્નીની પીઠ પર હાથ પસારતા કહ્યું.

સ્વામીના મોઢેથી પોતાની પ્રશંસા સાંભળીને સુકુમારી અતિ લજ્જા-પ્રસન્ન બની ગઈ હતી. તે મૃદુ સ્વરે બોલી: "હકીકત કહેનાર માત્ર ગુણુ ન જુએ...એને દોષ પણુ દેખાય...તો..."

"દોષ ? પ્રિયે, ઉત્તમ ગણાતાં રત્નોમાં પણુ કંઈક ને કંઈક દોષ હોય જ છે...પરંતુ એ દોષ ઝવેરી પારખી શકે..! હું તો એક કલાકાર છુ...કલાકારની દૃષ્ટિ કેવળ ગુણપૂજક હોય છે."

"ઓહ!" કહીને સુકુમારી સ્વામીના ઉછરંગમાં ઢળી પડી.

વિક્રમે જોયુ, દીપમાલિકાના પ્રકાશમાં સુકુમારીનુ વદન અતિ સોહામણુ લાગે છે...તેમા ય માતૃત્વની આશા પ્રગટી હોવાથી દેહકાંતિ વિશેષ ખીલી ઊઠી છે! તેણે પ્રિયાના અધર પર એક હળવુ ચુંબન લઈને કહ્યુ: "સુકુમારી, હુ તને પ્રાપ્ત કરીને પૂર્ણ સુખી છુ..પરંતુ એક ચિંતા મારા ચિત્તને ભારે વ્યથા આપી રહી છે."

"ચિંતા ?" પ્રશ્ન સાથે જ સુકુમારી બેઠી થઈ ગઈ.

"હા, પ્રિયે કોઈને કહી ન શકાય એવી ચિંતા..."

"મને પણ નહિ ?"

"તુ તો મારું અંગ છો...જીવ છો...તારાથી છુપાવવાનું મારે શું હોય ?"

"તો પછી આપને કઈ ચિંતા વલોવી રહી છે ?"

"દુઃખ ન લગાડે તો કહું..."

"કહો..."

"પ્રિયે, તું સંસારની સામ્રાજ્ઞી થવાને યોગ્ય છે...હું એક ક્ષુદ્ર ગાયક તારા માટે..."

તરત વિક્રમના મોઢા આડો હાથ દઈ ને સુકુમારી બોલી ઊઠી : "સ્વામી, આવો ક્ષોભ શા માટે રાખો છો ? સ્ત્રી પોતાની ભાવના મુજબ પુરુષને સ્વીકારે છે પછી એને બીજી કોઈ અભિલાષા રહેતી નથી."

"મને ઘણી વાર એમ થાય છે કે..." વિક્રમ બોલતાં બોલતાં અટકી ગયો.

સુકુમારીએ કહ્યું : "શું થાય છે ?"

"એક સ્વપ્ન મને પજવે છે..."

"સ્વપ્ન ?"

"હા...પ્રિયે...મને એમ થાય છે કે હું કોઈ મહારાજ્યનો સ્વામી હોત તો તને..."

વચ્ચે જ સુકુમારી હસી પડી અને હસતાં હસતાં બોલી. "તો હું આપની અર્ધાંગના બની જ ન શકી હોય.."

"ઓહ ! પણ તું એમ શા માટે માની રહી છે કે કલાકાર એ જ શ્રેષ્ઠ છે ! માલવપતિ વિક્રમાદિત્ય એક મહાન વીર હોવા છતાં શ્રેષ્ઠ કલાકાર પણ છે..."

"એ ગમે તે હોય...મારે તો આપ જ રાજરાજેશ્વર છો... હૃદયેશ્વર છો...મારા સ્વપ્નનાં સમ્રાટ છો."

"પ્રિયે, હું ધન્ય બન્યો...પણ એક પ્રશ્ન કરું?"

નેત્ર વડે જ સુકુમારીએ હા કહી.

"તારા રૂપની પ્રશંસા સાંભળીને કોઈ ચતુર રાજા કલાકારનો છદ્મવેશ ધારણ કરીને આવ્યો હોત અને તને પ્રાપ્ત કરી હોત તો..."

"જે બન્યું જ નથી એની કલ્પના શા માટે કરવી જોઈએ?"

"આ તો હું તારો મનોભાવ જાણવા માગું છું. આવુ બની ગયુ હોય અને તને પાછળથી ખબર પડી હોય તો તુ શુ કરે?"

"સ્વામી, તો હું એવા છદ્મવેશી પતિથી હંમેશ માટે દૂર જ રહું."

"તો તો પ્રિયે, નારીના સતીત્વના આદર્શ પર ભારે અન્યાય ન થાય?"

"અન્યાય કેવી રીતે? હા, મારુ જીવતર બરબાદ થઈ જાય એમા કોઈ સંશય નથી...સતીત્વની મર્યાદા જાળવવી એ તો મારું તપ છે...અને એની રક્ષા માટે જ હું એવા છદ્મવેશીથી દૂર રહેવું પસંદ કરુ...પણ તમને આજ આવો પ્રશ્ન કરવાનું મન કેમ થયું?"

"પ્રિયે, કારણ વગર પ્રશ્નો ઊભા થતા જ નથી"

"હું સમજી નહિ..."

"તારા ઉદરમાં પુત્ર રત્ન પોષાઈ રહ્યું છે...હું જો કોઈ મહારાજા હોત તો મારા પુત્રને કોઈ મહારાજ્યનો સ્વામી બનાવી પણ શકત...તારા ઉદરમાં પોષાતું બાળક શુ જીવનભર કંગાલ બની રહેશે? આ ચિંતા મારા હૈયામાં અનેક પ્રશ્નો ઊભા કરે છે."

સુકુમારી ખડખડાટ હસી પડી. હસતાં હસતાં જ બોલી: "આપ તો ભારે કલ્પના પ્રિય બની ગયા...આપણો પુત્ર એક કલાકાર

બનશે. મારા ને આપના તેજનું પ્રતીક બનશે...અને એને અહીં રાજસુખ મળતું જ રહેશે."

"પ્રિયે, અહીં મળતું રાજસુખ ગમે તેટલું ઉત્તમ હોય...પરંતુ જો એ બાળક તારા સ્વભાવને અનુરૂપ સ્વમાની અને હઠાગ્રહી બનશે તો મોસાળનું સુખ એને ગમશે જ નહિ." વિક્રમે કહ્યું.

સુકુમારી બે પળ વિચારમાં પડી ગઈ..ત્યાર પછી સ્વામી સામે જોઈને મધુર સ્વરે બોલી : "ત્યારે આપ મને હઠાગ્રહી માનો છો ને?"

"એવું તો કંઈક લાગે જ છે. તેં તારા પૂર્વભવનાં દુઃખદ સ્મરણો મને એક રાતે કહ્યાં હતાં...વિક્રમાની પણ વાત કરી હતી... છતાં તારા અંતઃકરણમાં એક હઠાગ્રહ તો પડ્યો જ છે!"

"મારા મનમાં કોઈ પ્રકારનો હઠાગ્રહ નથી...આપને કઈ વાતમાં હઠાગ્રહ દેખાયો?"

"રાજા–મહારાજાઓ પ્રત્યેની નફરત..."

"ઓહ!" કહીને સુકુમારી વિક્રમને વેલડી માફક વળગી પડી અને બોલી: "સ્વામી, આપ રાજા નથી ને હું રાજરાણી નથી... પછી શા માટે ચિંતા કરવી જોઈએ?"

વિક્રમને લાગ્યું કે હવે આ ચર્ચા લંબાવવા જતાં કદાચ પરિચય અપાઈ જશે અને સુકુમારીને ભારે દુઃખ થશે. તેણે પ્રિયતમાને હૈયા સરસી લઈને એક દીર્ઘ ચુંબન લીધું અને કહ્યું : "સુકુમારી, આજ મને સંતોષ થયો કે તારા દિલમાં રાજરાણી ન થઈ શકવાનો કોઈ ઓરતો છે જ નહિ..."

"ત્યારે તમે મારું પારખું લેતા હતા કેમ?"

"હા...તારું મન સમજવા."

"સમજાઈ ગયું?"

"બરાબર..."

"કેવું છે?"

"નિર્મળ કાચ જેવુ ...સ્વચ્છ અને પારદર્શક!" વિક્રમે પત્નીને હૈયા સરસી જ રાખી હતી.

એક સપ્તાહ આનંદમાં પસાર થયું.

વિક્રમાદિત્યને લાગ્યુ કે સુકુમારીને પરિચય આપવામાં ભારે જોખમ છુપાયેલુ છે...અને આ સ્થળે વધારે સમય રહી પણ શકાય નહિ...શું કરવું?

હા...સુકુમારી સગર્ભા છે ..અવસરે મા બનશે...એનો સમય પણ બાળકની કલ્લોલભરી પરિચર્યામાં ચાલ્યો જશે...

બે ચાર વર્ષ માટે હું છટકીને ચાલ્યો જાઉં...તે દરમ્યાન સુકુમારીનું ચિત્ત વિરહ વ્યથાથી કંઇક કૂણુ બનશે અને પછી પરિચય આપ્યો હશે તો તેને દુઃખ નહિ થાય...

આમ ઘણા વિચારો આવવા માંડયા...એક પછી એક દિવસો જવા માંડયા...સુકુમારીની સગર્ભાવસ્થાનો ત્રીજો મહિનો ચાલતો હતો...ભવનમાં આનંદ હતો.

એક દિવસે વિક્રમાદિત્યે પોતાની રાજમુદ્રિકામાં એક નાનું વૈતાલપત્ર પરિચયથી અંકિત કરીને ગોઠવી દીધું...અને એ મુદ્રિકા પોતાની ખાસ પેટિકામાં મૂકી. એ પેટિકા પ્રિયતમાને આપતાં તેણે કહ્યું: "પ્રિયે, આ મારી પેટિકાનું જીવ માફક જતન કરજે...એક બે દિવસમાં મારે ચાર છ મહિનાના પ્રવાસે જવુ પડે એમ છે?"

"ચાર છ મહિનના પ્રવાસે!"

"હા...પૂર્વ ભારતમાં એક મહાન સંગીતોત્સગ છે...આ સંગીતોત્સવમાં ભાગ લેવા જવાની મારા ગુરુદેવે મને આજ્ઞા પાઠવી છે.."

સુકુમારી અવાક્ બનીને પતિ સામે જોઇ રહી.

વિક્રમાદિત્યે કહ્યું : "પ્રિયે, તને છોડીને એક પળ માટે પણ હું દૂર થઈ શકું નહિ એવું મારું મન બની ગયું છે...પરંતુ શું કરું ? તારી અવસ્થા એવી છે કે દૂરના પ્રવાસમાં તને સાથે લઈ જઈ શકાય નહિ...અને ગુરુની આજ્ઞા ઉથાપવાનું પાપ પણ કરી શકાય નહિ..."

સુકુમારીનાં નયનો સજળ બની ગયાં તે બોલી : "આપના ગુરુનો સંદેશો ક્યારે આવ્યો ?"

"આજ સવારે જ...મારો મિત્ર આવ્યો છે."

"ઓહ ! શું આપને છ મહિના થઈ જશે ?"

"હા...પ્રિયે...છેક બંગ દેશમાં જવું છે...ચાર પાંચ મહિના તો પ્રવાસમાં જ વીતી જશે."

"આટલો લાંબો પ્રવાસ..."

"તારો પ્રેમ મારી પાંખો બની જશે અને પ્રવાસ ઝડપી થશે... તું આ પેટીને તારી ખાસ પેટિકામાં મૂકી દેજે."

"પેટિકામાં શું છે ?"

"એમાં કોઇ મૂલ્યવાન રત્નો નથી...મારા પૂર્વ જીવનનાં સ્મરણોની વસ્તુઓ છે..."

વિયોગની કલ્પના આવતાં જ સુકુમારી ધ્રૂજી ઊઠી હતી...તેનાં નયનોમાંથી અશ્રુ વહેવા માંડયાં.

વિક્રમે ઘણાજ પ્રેમ સહિત પોતાનાં આંસુ લૂછયાં...અને તે જ રાતે તણે પોતાના મિત્ર વૈતાલને યાદ કર્યો...

ત્રીજે દિવસે પ્રિયતમાનાં આંસુની યાદ સાથે વિક્રમ વિદાય થયો.

બંગ દેશમાં જવાના બહાને વિક્રમ અને અગ્નિવૈતાલ બે તેજસ્વી અશ્વો લઈને વિદાય થયા હતા. મહારાજ શાલિવાહને રથ, દાસદાસીઓ, રક્ષકો વગેરે સાથે લઈ જવાનો ખૂબ જ આગ્રહ કર્યો હતો, પરંતુ વિક્રમાદિત્યે વિનયપૂર્વક આવી બધી પળોજણ સાથે રાખવાની અનિચ્છા દર્શાવી હતી.

બને મિત્રો નગરીની બહાર નીકળ્યા ત્યારે પાદર સુધી મહારાજા, મહાદેવી, સુકુમારી અને અન્ય રાજપુરુષો વળાવવા આવ્યાં હતાં.

સહુના આશીર્વાદ લઈને વિક્રમાદિત્યે પત્નીની સજળ આંખડી સામે ભાવભરી નજરે જોયું...

વિયોગની કલ્પના પણ ભારે કપરી હોય છે...પછી વિયોગ મસ્તક પર મંડાય ત્યારે તો વેદનાનો પાર જ ન રહે ને ? નગરીથી એ એક કોસ દૂર ગયા પછી અગ્નિવૈતાલે કહ્યું : " મહારાજ, આપે આપનો પરિચય દેવીને આપી દીધો હોત તો એમના મનને..."

વચ્ચે જ વિક્રમે કહ્યું : " મિત્ર, મારી એવી જ ભાવના હતી...

પરંતુ હું એનુ મન વાંચી શક્યો હતો...જો મેં મારો સાચો પરિચય આપી દીધો હોત તો એના પ્રાણમાં પાંગરેલો પ્રેમ, રોષ અને ધિક્કારમાં જ પરિણમત...અને છ...છ...ભવની વેદના પુનઃ સજીવ બની જાત. એ કરતાં થોડા કાળના વિયોગનો અખતરો કરવામાં મને વધારે યોગ્ય જણાયું છે...આ સિવાય બીજો કોઈ મધ્યમ માર્ગ મને સૂઝતો જ નહોતો."

"આપે મધ્યમ માર્ગ ઘણો મજાનો શોધ્યો છે...આપની દૃષ્ટિને હું દાદ આપું છું...પરંતુ ગમે ત્યારે પણ આ વિયોગ કાળનો અંત તો આવવાનો જ છે અને આપે આપનો પરિચય પણ આપવો જ પડશે. આપ કંઈ અવંતિનો ત્યાગ કરીને પ્રતિષ્ઠાનપુરમાં થોડા રહેવાના છો ?" વૈતાલે કહ્યું.

વિક્રમે ચાલતાં ચાલતાં અશ્વને ઊભો રાખ્યો અને વૈતાલ સામે જોઈને કહ્યું: "મિત્ર, મે તને વાત નથી કરી...સુકુમારી સગર્ભા છે અને તેને આવેલા સ્વપ્ન પરથી તે પુત્રની જ માતા બનશે એવો મને વિશ્વાસ છે. કોઈ પણ સ્ત્રી માતા બન્યા પછી અતિ પ્રસન્નચિત્ત અને વાત્સલ્યરૂપી અમૃતની સ્વામિની બની જાય છે. જ્યાં વાત્સલ્ય છલકતું હોય ત્યાં રોષ કે દ્વેષ ભાગ્યે જ ટકે છે. સ્ત્રી માતા બન્યા પછી વધારે મંગલમયી બને છે. એથી જ મે તેને આ રીતે તક આપવાનો વિચાર અમલમાં મૂક્યો છે"

વૈતાલ આશ્ચર્યભરી નજરે વિક્રમ સામે જોઈ રહ્યો.

થોડી વાર પછી બંને મિત્રોએ અશ્વોને મારી મૂક્યા.

વીસેક કોસ દૂર ગયા પછી એક સરિતાના કિનારે બંને વિસામો લેવા બેઠા...અશ્વોને પણ વિસામો આપવો જરૂરી હતો.

એક વૃક્ષ નીચે આરામ કર્યા પછી બંનેએ હાથમુખ ધોયાં. ત્યાર પછી વૈતાલે કહ્યું: "મહારાજ, અવંતિના ઉદ્યાનમાં જવાની ઈચ્છા હોય તો આપણે પહોંચી જઈએ."

"અત્યારે?"

"હા...આપણને કોઇ જોઇ શકશે નહિ અને આપ સંધ્યા પહેલાં અવંતિ પહોચી જશો...વળી મારે પણ સંધ્યા પહેલાં મારા સ્થળે પહોંચવું પડે તેમ છે."

"કેમ મિત્ર?"

"અમારી જાતિનું સંમિલન ભરાવાનું છે...મારા સ્થળેથી મારે કેટલીક સામગ્રી લઇને છેક મૈનાક પર્વતની તલેટીએ પહોચવાનુ છે. ઓછામાં ઓછા ત્રીસ દિવસ તો થઈ જશે." વૈતાલે કહ્યું.

"જેવી તારી ભાવના...પરંતુ મારે કોઈ વાર જરૂર પડે તો?"

"આપ જો એકાદ મહિનાની કૃપા કરશો તો મને ઘણો આનંદ થશે...છતાં ય જ્યારે યાદ કરશો ત્યારે થોડી પળો માટે હું આવી જઈશ." વૈતાલે કહ્યું.

"મહત્વનું કાર્ય હશે તો જ તને યાદ કરીશ." વિક્રમે કહ્યું.

"ત્યાર પછી વૈતાલ પોતાની શક્તિ લબ્ધિના પ્રતાપે વિક્રમ અને બંને અશ્વો સહિત થોડી જ પળોમાં અવંતિનગરીની બહાર એકાદ કોસ દૂર આવેલા એક ઉદ્યાનમાં પહોંચી ગયો.

ત્યાર પછી વિક્રમની રજા લઈને વૈતાલ પોતાના સ્થાને જવા અદૃશ્ય થઈ ગયો.

વિક્રમાદિત્ય તરત પોતાના રાજભવન તરફ જવા બંને અશ્વો સાથે વિદાય થયો.

રાજભવનમાં તો કોઈને કલ્પના સરખીયે નહોતી કે મહારાજ આજ પધારશે

મહારાજને મુખ્ય દ્વારમાં દાખલ થતાં જોઈને દ્વારપાળો ભારે આશ્ચર્ય પામ્યા...સહુએ નમીને પ્રણામ કર્યાં...એક દ્વારપાળે વધારાનો અશ્વ સંભાળી લીધો અને વિક્રમાદિત્ય સીધો રાજભવનના પ્રાંગણમાં પહોંચી ગયો.

સંધ્યા વીતી ગઈ હતી. રાજભવનમાં દીપમાલિકાઓ પ્રગટાવાઈ ચૂકી હતી.

મહારાજને એકાએક આવેલા જોતાં જ ત્યાં ઉભેલા રક્ષકોએ અવંતિનાથનો જયનાદ પોકાર્યો.

દાસદાસીઓ ચમકીને ઝરૂખેથી જોવા લાગ્યાં.

એક દાસી દોડતી મહાદેવી કમલા રાણીનાં ખંડમાં ગઈ અને મહારાજ પધાર્યાં હોવાના શુભ સમાચાર આપ્યા.

કમલા થોડીવાર પહેલાં જ સાયં સ્નાનથી નિવૃત્ત થઈને ખંડમાં આવી હતી. તે એકદમ ઊભી થઈ ગઈ અને બોલી: "મહારાજ સાથે કોણ કોણ છે?"

"મહારાજ એકલા જ છે."

કમલાએ કલ્પી લીધું કે નવવધૂને લઈને આવતું વેલડું કદાચ પાછળ હશે...તો પછી મહારાજાએ સંદેશો કેમ નહિ પાઠવ્યો હોય?

તે તરત ખંડ બહાર નીકળી. એ સોપાનશ્રેણી તરફ જાય તે પહેલાં જ વિક્રમાદિત્ય ઉપર આવી ગયો.

સ્વામીને જોતાં જ હર્ષપ્રફુલ્લ બનેલી કમલાએ ભાવપૂર્વક નમન કર્યાં.

વિક્રમે પત્નીનો હાથ પકડી લેતાં કહ્યું: "કેમ પ્રિયે, કુશળ છે ને?"

"આપ?"

"હું પૂર્ણ સ્વસ્થ છું." કહી વિક્રમ પત્નીનો હાથ પકડીને ખંડ તરફ અગ્રસર થયો.

ખંડમાં ગયા પછી વિક્રમે કહ્યું: "પ્રિયે, મહાપ્રતિહાર કેમ ન દેખાયો?"

"થોડીવાર પહેલાં જ તે પોતાના ભવન પર ગયો છે. પરંતુ મારી બહેન ક્યાં છે? શું રથ પાછળ રહી ગયો છે?"

"ના...સુકુમારી ત્યાં જ છે...એ બધી વાત હું નિરાંતે કરીશ. પ્રથમ સ્નાનાદિથી નિવૃત્ત થાઉં..."

કમલાએ તરત દાસીને બૂમ મારી અને દાસી ખંડમાં આવી એટલે સ્નાનજળ તૈયાર કરીને સૂચના આપવાની આજ્ઞા કરી.

દાસી નમન કરીને ચાલી ગઇ.

વિક્રમ સાવ સાદા પોષાકમાં હતો. કમલાના મનમાં ભારે આશ્ચર્ય ઉભરાયું હતું. તે બોલી: "સ્વામી, આપ સાવ સાદાં વસ્ત્રોમાં..."

વચ્ચે જ વિક્રમાદિત્યે હસીને કહ્યું: "મેં કલાકારના વેશે પ્રસ્થાન કર્યું હતું...તું એક કામ કર...મહાપ્રતિહાર અને મહામંત્રીને સમાચાર મોકલવાની વ્યવસ્થા કર. દરમ્યાન હુ સ્નાનાદિથી નિવૃત્ત થઈ જઇશ... અને જો...આજ સવારે મેં માત્ર અલ્પાહાર લીધો હતો..."

"એટલે શું આપ આજ સવારે જ નીકળ્યા હતા?"

"હા...વૈતાલની સહાયથી આજ ને આજ પહોંચી ગયો છું."

"ઓહ." કહીને કમલા જાતે ખંડ બહાર નીકળી ગઈ.

થોડીવાર પછી કમલા પુનઃ ખંડમાં આવી અને બોલી: "આપ સ્નાનગૃહમાં પધારો..."

વિક્રમાદિત્ય તરત સ્નાનગૃહમાં ગયો.

સ્નાનાદિથી નિવૃત્ત થઇ તે જ્યારે પુનઃ પોતાના કક્ષામાં આવ્યો ત્યારે ભોજનનો થાળ તૈયાર થઇને આવી ગયો હતો.

વિક્રમાદિત્ય ભોજન કરવા બેઠો. કમલા રાણી એક વીંજણો લઇને સ્વામીની સામે બેસી ગઈ.

વિક્રમ રાત્રિભોજન નહોતો કરતો પરંતુ પ્રતિષ્ઠાનપુરમાં ગયા પછી તેનો એ નિયમ મુકાઈ ગયો હતો.

કમલારાણીએ કહ્યું: "ત્યાં એવું શું બન્યુ કે સુકુમારી રોકાઇ ગઈ?"

"પ્રિયે, એ વાત ઘણી લાંબી છે અને નિરાંતે કહેવા જેવી છે. પરંતુ આપણા રાજ્યમાં કોઈ પ્રકારની મુશ્કેલી તો નથી ને?"

"ના...લોકો ખૂબ જ આનંદમાં છે...આપનાં દર્શન માટે જનતા ઝંખી રહી છે."

"તારું સ્વાસ્થ્ય બરાબર રહ્યું છે ને?"

"આપના સ્મરણ સિવાય અન્ય કોઇ ચિંતા નહોતી"

"એથી જ તારા વદન પર મને સહેજ ઝાંખપ લાગે છે.. પ્રિયે, શું કરું? અહીં આવવા અર્થે મન તો ઘણું ઉતાવળું થતું હતું, પરંતુ ત્યાંથી નીકળવું ભારે કઠણ થઈ પડ્યું હતું."

"કેમ કોઈ દુર્ઘટના થઈ હતી?"

"ના પ્રિયે...હું મારો સત્ય પરિચય આપી જ શક્યો નથી."

"ત્યારે?"

"છદ્મવેશથી હું કંટાળી ગયો હતો, પરંતુ છદ્મવેશ છોડી શકાય એવી પરિસ્થિતિ નહોતી." આમ કહી વિક્રમાદિત્યે ટૂંકામાં ત્યાંની સઘળી વાત જમતાં જમતાં કહી નાખી.

અવાક્ બનીને કમલા બધું સાંભળી રહી વિક્રમાદિત્ય જ્યારે ભોજન સમાપ્ત કરીને ઊભો થયો ત્યારે કમળાએ કહ્યું: "આ તો ભારે મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થઇ...સુકુમારીની સગર્ભાવસ્થા અને આપ.."

વચ્ચે જ મુખવાસ ધારણ કરતાં વિક્રમાદિત્યે કહ્યું: "પ્રિયે, વિયોગથી પ્રીતિ વધે છે અને માતૃત્વની પ્રાપ્તિ પછી નારીના અંતરમાં વાત્સલ્યનું ઝરણું ફૂટે છે વાત્સલ્યનું એ ઝરણું જ એના મનોભાવને પલટાવશે"

કમલા કંઈ ઉત્તર આપવા જાય એ પહેલાં જ એક પરિચારિકા ખંડમાં દાખલ થઈ અને બોલી: "મહામંત્રી પધાર્યા છે."

"એમને અહીં જ લઈ આવ."

"જી..." કહીને પરિચારિકા ચાલી ગઈ.

કમલા પણ અન્ય ખંડમાં જવા અગ્રસર થઈ... વિક્રમે તેને અહીં જ બેસવાનું કહ્યું એટલે તે સ્વામીની બાજુમાં એક આસન પર બેસી ગઈ.

વળતી જ પળે મહામંત્રી ભટ્ટમાત્ર ખંડમાં દાખલ થયા અને વિક્રમાદિત્ય સામે પ્રસન્ન મુદ્રાએ જોતાં બોલ્યા: "મહારાજનો જય થાઓ."

"આવો ભટ્ટમાત્ર! મારા એકાએક આગમનથી આશ્ચર્ય તો થયું જ હશે."

"હા મહારાજ...આપે સંદેશો મોકલ્યો હોત તો આપનું સ્વાગત કરવાનો યોગ જનતાને પ્રાપ્ત થાત."

"અહીં આવવાની આતુરતા એટલી બધી હતી કે હું બારોબાર સીધો રાજભવનમાં જ આવ્યો. કહો, આપણા રાજ્યમાં લોકો સુખી છે ને?"

"હા કૃપાવતાર...લોકો સર્વ વાતે સુખી છે..."

"બહારનું કોઈ આક્રમણ કે એવું..."

"ના મહારાજ, અવંતિ સામે નજર કરવાની શક્તિ કોનામાં છે?"

"તો પછી આપનાં નયનોમાં મને ચિંતા કેમ દેખાય છે? આપના વદન પર પણ ઉદાસીનતા ઉભરાતી હોય એમ લાગે છે..."

"આપનું અનુમાન સાચું છે...છેલ્લા બે મહિનાથી અવંતિમાં ભારે પરેશાની ઊભી થઇ છે..."

"પરેશાની? કઇ વાતની?" પ્રશ્નની સાથે જ વિક્રમ આસન પરથી ઊભો થઇ ગયો.

"એક ચોર નગરીમાં આવ્યો છે અને ભારે હિંમતથી લોકોનાં ઘરમાં ચોરી કરે છે."

"આપણી નગરીમાં ચોર? આટઆટલા રક્ષકો, ચોકિયાતો ને ગુપ્તચરો હોવા છતાં ચોર પકડાયો નથી?" વિક્રમાદિત્યના વદન પર રોષની રેખાઓ ઊપસી આવી.

"મહારાજ, ચોર અસામાન્ય લાગે છે...અદૃશ્ય રહીને તે ચોરી કરે છે...માત્ર ચોરી નથી કરતો પણ..."

"કહો...બીજું શું કરે છે?"

"એ દુષ્ટે આપણી નગરીના શ્રેષ્ઠિઓની ચાર કન્યાઓને પણ ઉઠાવી છે..."

"શું અપહરણ?"

"હા કૃપાનાથ..."

"અને આપની બુદ્ધિ એ દુષ્ટને આંબી શકી નહિ? આપણો ગુપ્તચર વિભાગ તો આખા દેશમાં અજોડ ગણાય છે...આપણો કોટવાળ જોખમે પણ ગુન્હેગારને શોધી કાઢે એવો વીર છે...મહાઅમાત્ય પણ સમર્થ છે...આ તો ભારે દુઃખદ વાત કહેવાય."

"સમગ્ર પ્રજા માટે, આપણી શક્તિ માટે અને આપણા કર્મચારીઓની બુદ્ધિ માટે આ ચોર એક કોયડા સમાન થઈ પડ્યો છે.

"એ ચોરની તપાસ કરવામાં મેં કે આપણા તંત્રે કોઈ પ્રકારની મણા રાખી નથી...પરંતુ એ ચોરનું પગેરું યે પકડાતું નથી...એનો અડ્ડો ક્યાં છે, ક્યાંથી આવે છે અને એના સાથીઓ કોણ કોણ છે એ કશું જાણી શકાતું નથી. મારું અનુમાન એવું છે કે આ ચોર યાંત્રિક શક્તિવાળો હોવો જોઈએ."

"ઓહ!" કહીને વિચારમાં પડી ગયેલો વિક્રમ ખંડમાં જ આંટા મારવા લાગ્યો.

કમલાએ કહ્યું : "આપ આવીને વિસામો લ્યો, ત્યાર પછી આ દુઃખદ વાત કહેવાનો મેં વિચાર કર્યો હતો..."

"દેવી, જે રાજા પોતાની પ્રજાનું આવું દુઃખ દૂર ન કરી શકે તે રાજા ખરેખર અયોગ્ય છે..."

આ જ સમયે મહાપ્રતિહાર ખંડના દ્વાર પાસે ઊભો રહ્યો.

વિક્રમે તેના સામે જોઈને અંદર આવવાનો ઈશારો કર્યો. ત્યાર પછી આ પ્રશ્ન અંગેની કેટલી પૂછપરછ કરીને વિક્રમે કહ્યું: "મહામંત્રી, આવતી કાલે મહાબલાધિકૃત, નગરરક્ષક. ગુપ્તચર વિભાગના વડા વગેરેને એકત્ર કરજો...કાલ વહેલી સવારે બધા અહીં આવી જાય. આ પ્રશ્નનો ઉકેલ આવવો જ જોઈએ...કોઈ પણ ઉપાયે આવવો જોઈએ."

મહામંત્રીએ મસ્તક નમાવીને વિક્રમાદિત્યની આ આજ્ઞા સ્વીકારી.

ત્યાર પછી બીજી કેટલીક ચર્ચા કરીને વિક્રમાદિત્યે મહામંત્રીને વિદાય આપી.

## ૨૯ : : ભયંકર અટ્ટહાસ્ય!

અવંતીનગરીના શ્રેષ્ઠિઓને ત્યાં ચોરી થાય અને ચાર ચાર સ્ત્રીઓને ઉઠાવી જવાય છતાં ચોર કોણ છે, ચોર ક્યાં રહે છે અને ચોર કયા પ્રકારનો છે તે જાણી ન શકાય એ વિક્રમ માટે ભારે આશ્ચર્યની વાત હતી.

આજ મહિનાઓના વિયોગ પછી તે પ્રાણેશ્વરીને મળવાનાં કેટલાંય સ્વપ્ન સાથે આવ્યો હતો અને આ સમાચારથી સઘળાં સ્વપ્ન વેરછેરણ થઈ ગયાં.

શયનગૃહમાં ગયા પછી પણ વિક્રમનું મન વિચારોના વંટોળમાં અટવાયેલું જ રહ્યું હતું.

સ્વામીને વિચારમગ્ન જોઈને કમળાએ કહ્યું : "મહારાજ, આવીને પ્રસન્ન મુદ્રા મને વિચારગ્રસ્ત કેમ દેખાય છે?"

"પ્રિયે, ચોરી લૂંટ કે એવા અનીતિ મૂલક બનાવો જ્યાં સુરાજ્ય હોય ત્યાં ન જ બનવા જોઈએ...અને કન્યાઓનાં અપહરણ થાય ત્યારે તો સમજી જ લેવું જોઈએ કે કાં રાજા આંધળો ને અધર્મી છે...અથવા રાજ્યનો વિનાશ થવાનો છે." કહી વિક્રમાદિત્ય પલંગ પર બેઠો.

કમલા પણ બાજુમાં બેસી ગઈ અને મૃદુ મંજુલ સ્વરે બોલી: "સ્વામી, સંસારમાં દુષ્ટ તત્ત્વો ન હોય તો શુભ તત્ત્વોનો પરિચય કેવી રીતે થાય? આપણા રાજ્યમાં પ્રજા દરેક વાતે સુખી અને સમૃદ્ધ છે.. પ્રજા પર કોઈ પ્રકારનુ પીડન નથી...અન્ય રાજ્યો કરતાં આપણા રાજ્યમાં જનતાને વધારે સંતોષ છે...કોઈ પણ રાજકર્મચારી પ્રજાને પીડા આપતો નથી...તેમ પ્રજાનું અપમાન પણ કરી શકતો નથી. આવુ આપણુ વિશાળ રાજ્ય છે અને કોઈ માત્રિક ચોર આવી ચડયો છે. આપ ધૈર્યપૂર્વક પ્રયત્ન કરશો તો એ ચોર ગમે તેવો સમર્થ હશે તોપણ સપડાયા વગર નહિ રહે"

વિક્રમાદિત્ય પ્રિયતમા સામે જોઈ રહ્યો.

બીજે દિવસે નગરરક્ષક, મહામંત્રી, અન્ય મંત્રીઓ, મહાબલાધિકૃત વગેરે મહારાજને મળ્યા. ચોરને કેવી રીતે પકડવો તે અંગેની ઘણી વિચારણા કરી. પરંતુ કોઈ ઉપાય મળતો નહોતો.

નગરરક્ષક અને મહાબલાધિકૃતનુ કહેવું હતુ કે: "આ ચોર ગમે તે હોય પરંતુ કોઈ પ્રકારની નિશાની છોડી જતો નથી તેમ તેના સગડ પણ મળી શકતા નથી આ સંયોગોમાં ચોરને પકડવો કેવી રીતે?"

મહામંત્રી અને અન્ય મંત્રીઓએ પણ આ મુશ્કેલી દર્શાવી.

વિક્રમાદિત્યે કહ્યું: "રાજ્યમાં કોઈ પણ સ્થળે અનિષ્ટ તે થયાની જવાબદારી રાજાની જ છે. રાજા કેવળ શોભાનુ પૂતળું નથી... રાજાને ઈશ્વરનો અંશ પણ એટલા જ માટે કહેવામાં આવે છે કે સમગ્ર જનતાના રક્ષણની જવાબદારી તેણે સહર્ષ સ્વીકારી છે. ચોર ગમે તેટલો ચતુર હોય કે મંત્રશક્તિવાળો હોય...પણ અંતે તો તે એક માનવી જ છે; અને માનવી ભૂલ ન કરે એવું ભાગ્યે જ બને છે. આપણા નગરની જે ચાર કન્યાઓનાં અપહરણ થયાં છે અને જેનો ધનમાલ ચોરાયેલ છે...તે બધુ કોઈ પણ ભોગે અને ઉપાયે પાછું

મેળવવું જ જોઈએ. ચારે દિશામાં ગુપ્ત માણસોને ગોઠવી દેવા...નગરી બહારનાં કોઈ એવાં સ્થળો હોય તો તેની તપાસ કરવી...નગરીમાં પણ કોઈ અજાણ્યો માનવી કોઈને ત્યાં ઊતર્યો હોય તો તેની પણ આકરી તપાસ કરતા રહેવી. મારી ગણતરી એવી છે કે આ ચોર ચાર કન્યાઓને ઉઠાવી ગયો છે એટલે તે નગરીમાં તો નહિ જ રહેતો હોય .. નગરીની બહાર ગમે તે સ્થળે રહેતો હોવો જોઈએ. રાત્રિના પ્રથમ પ્રહર પછી દરેક તોરણદ્વારે પૂરતી ચોક્કસાઇ રાખવી જોઈએ અને જે કોઈ નવો માણસ કે અજાણ્યો માણસ આવે તેની પૂરતી તપાસ કરવી જોઈએ."

નગરરક્ષકે કહ્યું: "કૃપાનાથ, આવી કાળજી રાખવામાં મે કોઈ વાતની કસર નથી રાખી."

"છતાં ક્યાંક કસર રહી ગઈ હોવી જોઈએ. જ્યાં સુધી પ્રજાની વેદનાને પોતાની વેદના માનવામાં ન આવે ત્યાં સુધી વેદનાના નિવારણનો કોઇ માર્ગ શોધી શકાતો નથી. તમારે સહુએ એક વાત સમજી લેવી જોઈએ કે જે ચાર કન્યાઓનાં અપહરણ થયાં છે તે ચાર કન્યાઓ બીજા કોઈની નથી...મારી છે...તમારી છે..."

બધા મહારાજ વિક્રમાદિત્ય સામે પ્રસન્ન નજરે જોઈ રહ્યા.

મહારાજે કહ્યું: "મહામંત્રી, આજ રાતે આપણે બંને નગરીની બહાર જઈશું. ચોર ગમે તેવો મહાન હોય પણ તેને પકડયે જ હું ઝંપીશ...જો બે મહિનામાં હું એ ચોરને નહિ પકડી શકું તો તમે સહુ યાદ રાખજો...અવંતિના રાજસિંહાસન માટે હું જરાયે લાયક નથી...એના પર બેસવાનો મને કોઈ અધિકાર નથી."

ભટ્ટમાત્ર બોલી ઊઠ્યા: "કૃપાનાથ...આ રીતે આવેશમાં..."

વચ્ચે જ વિક્રમે કહ્યું: "ભટ્ટજી, પ્રજાની ચાર ચાર દીકરીઓનાં અપહરણ થાય અને જો રાજામાં કે તેના કર્મચારીઓમાં આવેશનો અગ્નિ ન પ્રગટે તો એની માનવતામાં પૂળો મુકાવો જોઇએ. આજથી

સાઠ દિવસમાં એ ચોર જીવતો અથવા મરેલો પકડાવો જ જોઇએ... જો નહિ પકડાય તો રાજત્યાગ સિવાય મારે માટે બીજો કોઇ માર્ગ નહિ રહે." બધા અવાક્ બનીને નવજવાન વિક્રમાદિત્ય સામે શ્રદ્ધાભરી નજરે જોઇ રહ્યા.

મંત્રણા પૂરી થઈ.

નગરરક્ષક અને મહાબલાધિકૃતે ચારે તરફ ગુપ્તચરો અને સૈનિકોને ગોઠવી દેવાની આજ્ઞા આપી દીધી.

રાતે મહામંત્રી ભટ્ટમાત્ર સાથે વિક્રમ નગરીની બહાર નીકળી ગયો.

આખી રાતની તપાસ પછી પણ કોઈ સ્થળ મળી શકયુ નહિ.

બીજે દિવસે બને બીજી દિશામા ગયા..

અને ત્રીજે દિવસે સધ્યા પછી મહામંત્રી રાજભવનમાં ગયા ત્યારે વિક્રમાદિત્ય તૈયાર થઈ ગયા હતા. મહામંત્રીને જોતાં જ તેઓ બોલ્યા: "ભટ્ટજી, આજ તો આપણે અત્યારે જ નીકળી જવું છે."

"હું તૈયાર છુ..."

"ગઈ રાતે મને એક વિચિત્ર સ્વપ્ન આવ્યુ હતુ..."

"આજ સવારે હું આવ્યો ત્યારે તો આપે મને કંઇ કહ્યું નહોતું."

"સ્વપ્ન વિચિત્ર હતુ અને હું એ અંગે વિચાર કરી રહ્યો હતો...ગઈ રાતે આપણે પાછા ફર્યા ત્યારે રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો...હુ વિચારમા ને વિચારમાં સૂઇ ગયો...અને થોડી જ વારમાં કલ્પનામાં પણ ન હોય એવુ વિચિત્ર સ્વપ્ન શરૂ થયુ... અવંતિની દક્ષિણે છએક કોસ દૂર એક અગોચર અને ઝાડીવાળા પ્રદેશમાં એક ભયંકર કૂવો આવેલો છે...આ કૂવામાં એક વિશાળ નાગ છે..અને તેના મોઢામા એક રૂપવાન કન્યા છે.. હુ ચમકી ઊઠું છું...નાગના મુખમાં નારી? હુ કાંઠે ઊભો રહીને જોયા કરુ છુ..

મારા મનનાં થાય છે કે ચોરનું આ ગુપ્ત સ્થાન તો નહિ હોય ને? હુ કૂવામા ઊતરવાનો વિચાર કરુ છું...ત્યાં ઝાલરી રણકી ઊઠી... મહાદેવી મને જાગૃત કરી રહી હતી..."

ભટ્ટમાત્ર તરત બોલી ઊઠ્યો : "મહારાજ, આ તો અતિ ઉત્તમ સ્વપ્ન છે .આપણે સ્વપ્નમા જોયેલા સ્થળની તપાસ માટે સવારે જ જવું જોઈએ અત્યારે રાત્રિકાળ શરૂ થઈ ગયો છે અને કદાચ કશું જોઈ શકાશે નહિ. મને આ સ્વપ્નનું ફળ એવુ લાગે છે કે આપે જે સુદર કન્યાને જોઇ છે તે આપને જ પ્રાપ્ત થશે."

વિક્રમાદિત્ય મહામત્રીના વિચારને સમ્મત થયો અને થોડી વાર પછી બંને ઉત્તર દિશા તરફ ગુપ્ત સ્થાનની તપાસ કરવા નીકળી ગયા.

મધ્યરાત્રિએ બને પાછા ફર્યાં ત્યારે કોઈ સ્થળ મળી શક્યું નહોતુ કે કોઈ શકાસ્પદ માનવી નજરે ચડ્યું નહોતું.

અને બીજે દિવસે સવારે સ્નાનાદિ પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈને વિક્રમ કમલારાણી પાસે ગયો ત્યારે મહાદેવીએ પ્રસન્ન સ્વરે કહ્યું:

"સ્વામી, આપ જરા સાવધ રહેજો..આપ કલ્પો છો તેમ જો કૂવામાં માંત્રિક ચોર રહેતો હોય તો..."

"પ્રિયે, આ તો એક વિચિત્ર સ્વપ્ન છે...કૂવો હશે કે કેમ? એ તો એક પ્રશ્ન છે. આવું વિચિત્ર સ્વપ્ન આવ્યું છે એટલે એનું કઇક ફળ હોવું જોઇએ. ભટ્ટમાત્ર તો કહે છે કે આ સ્વપ્નનું ફળ ઉત્તમ મળવુ જોઈએ...કોઈ વસ્તુની પ્રાપ્તિ થવી જોઇએ. તું નિશ્ચિંત રહેજે પ્રિયે...હું પળ માટે ય અસાવધ નહિ રહું."

મહાપ્રતિહારે આવીને મહામત્રીના આગમનના સમાચાર આપ્યા. વિક્રમ કમલાની રજા લઈને વિદાય થયો.

વિક્રમ અને મહામંત્રી ઉત્તમ અશ્વો પર બેસીને દક્ષિણ દિશા તરફ વિદાય થયા.

વિક્રમને એમ તો થતું જ હતું કે, ભટ્ટમાત્ર જ્યોતિષવિદ્યામાં પારંગત છે એટલે એણે દર્શાવેલું ભાવફળ ખોટું તો ન જ પડે ! પણ સ્વપ્નમાં ઘણીવાર દેખાય કંઇ અને દર્શાવે કંઇ ! નાગના મોઢામાં કોઇ કાળે સ્ત્રી હોય જ નહિ ..પણ આ દૃશ્યનો ફલિતાર્થ માત્ર એ જ હોઈ શકે કે, નાગ રૂપી માંત્રિક ચોરના પંજામાં સપડાયેલી કન્યાઓ મુક્તિ ઝંખી રહી છે !

વિક્રમને આ સ્વપ્ન જોઈને એવી ખાત્રી થઇ હતી કે માંત્રિક ચોર હવે સપડાઈ જવો જોઇએ. ચાલતાં ચાલતાં તેણે કહ્યું: "મહા-મંત્રી, આપે મને સ્વપ્નનું સ્પષ્ટ ફળ નહોતું કહ્યું...મને તો એમ લાગે છે કે માંત્રિક ચોર મારા હાથે આજ સપડાવો જોઇએ. સ્વપ્નમાં નાગના મોઢામાં જોયેલો સ્ત્રી એ સંભવ છે કે આપણી નગરીમાંથી ચોરે અપહરણ કરેલી કન્યાઓના પ્રતીક રૂપ હોય અને નાગ એ માત્રિક ચોરનુ પ્રતીક હોય !"

"મહારાજ, છેલ્લા ત્રણ દિવસથી આપના માંત્રિક ચોરના જ વિચારો આવે છે એટલે આપે આ પ્રકારની કલ્પના કરી લીધી છે... પરંતુ સ્વપ્નશાસ્ત્રના નિયમ મુજબ આપને શ્રેષ્ઠ નારી રત્ન પ્રાપ્ત થવું જોઈએ." ભટ્ટમાત્રે કહ્યું.

વિક્રમે તરત કહ્યું: "મહામંત્રી, મને શ્રેષ્ઠ નારી રત્ન પ્રાપ્ત થવાનું હોય તો આવું સ્વપ્ન શા માટે આવે ? મને લાગે છે કે હમણાં આપ રાજકાર્યમાં અટવાયેલા રહો છો એટલે આપની વિદ્યા વીસરાઈ ગઇ હશે !"

ભટ્ટમાત્રે હસતા હસતાં કહ્યું: "મહારાજ, હૈયાની સંપત્તિ બનેલી વિદ્યા કદી નષ્ટ થતી નથી. પણ જન્માંતરમાંયે સાથે આવે છે. હુ આપને સ્પષ્ટ ભાવે જણાવું છું કે, આપને શ્રેષ્ઠ નારી રત્ન જ પ્રાપ્ત થશે.

"જો મારું આ ભાવફળ અસત્ય નીવડશે તો હું હંમેશ માટે જ્યોતિષ વિદ્યાનો ત્યાગ કરીશ."

આ શબ્દો સાંભળીને વિક્રમે અશ્વ ઊભો રાખ્યો અને કહ્યું: "મહામંત્રી, તો પછી આપણે પાછા જ જઈએ. ઉત્તમ નારી રત્ન તો મને મળેલું જ છે..."

ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, આમ ઉતાવળા થવાની જરૂર નથી. આટલે આવ્યા છીએ તો હવે પૂરી તપાસ કરી લઈએ. કદાચ મારી ગણતરીમાં કંઈક ભૂલચૂક પણ રહી ગઈ હોય!"

બંને મિત્રો આગળ વધ્યા. લગભગ બેએક કોસ દૂર ગયા પછી વિક્રમે કહ્યું: "ભટ્ટમાત્ર, સ્વપ્નમાં મને આવી જગ્યા દેખાણી હતી...સામેનો વડ મને બરાબર યાદ આવે છે...હું એ વડ પાસેથી જ જાણે પસાર થયો હોય એમ લાગે છે."

"તો આપણે એ તરફથી જ જઈએ..."

બંનેએ વડ તરફ અશ્વો વાળ્યા..

ચારે તરફ જોતાં જોતાં છ કોસનો પ્રવાસ થઈ ગયો...થોડે આગળ જતા જ અગોચર અને ભેંકાર જણાતા સ્થળમાં એક કૂવો દેખાયો.

વિક્રમાદિત્યે એ તરફ અશ્વ વાળતાં કહ્યું: "મિત્ર, મને આ કૂવો સ્વપ્નમાં દેખાયો હતો."

કૂવાની નજીક પહોંચ્યા પછી બંને અશ્વ પરથી નીચે ઊતરી ગયા.

ભટ્ટમાત્રે કહ્યું: "મહારાજ, આ કૂવો તો એકાદ સૈકા પહેલાંનો લાગે છે...આ કૂવાનો કોઈ ઉપયોગ કરતું હોય એમ જણાતુ નથી."

"એમ જ લાગે છે..." કહી વિક્રમે એક વૃક્ષ પાસે અશ્વને બાંધી દીધો.

અશ્વ બાંધતાં બાંધતાં મહામંત્રીએ કહ્યું : "મહારાજ, આપણે કૂવા પાસે સંભાળીને જવું જોઈએ"

"હા...પણ તમે અહીં જ રહેજો ..હું એકલો જ જઉં છું."

"ના મહારાજ, હું સાથે જ આવીશ." કહી ભટ્ટમાત્ર પણ સાથે ચાલવા માંડયો.

કૂવાના કાંઠા પાસે પહોંચતાં જ બંનેએ કૂવામાંથી ભયંકર અવાજ સાંભળ્યો: " આવ ..આવ...નારામાં સાહસ હોય...વીરત્વ હોય તો મારા મુખમાંથી સંસારની શ્રેષ્ઠ કુમારિકાને લઈજા .."

બંને ચમક્યા...બંનેએ અંધારિયા જેવા કૂવામાં નજર કરી..

જોતાં જ બંને ચમકી ઊઠયા.

એક અજગર કરતાંયે વિરાટકાય જણાતો ભયંકર નાગ કૂવામાં બેઠો હતો...તેના મુખમાં એક દેવકન્યા જેવી અતિ સુરૂપ, સોહામણી અને કમનીય કન્યા સપડાયેલી હતી

આ શું હશે ? આ રીતે કોઈ માનવકન્યા નાગના મુખમાં રહી શકે નહિ..."

ભટ્ટમાત્ર તો આઠ દસ કદમ પાછો હઠી ગયો હતો.

વિક્રમાદિત્યે તરત જવાબ વાળ્યો : "હુ હમણાં જ આવું છું મારી તલવાર તારી કાયાના ટુકડે ટુકડા કરી નાખશે...."

આટલુ કહી વિક્રમે પોતાનો મુગટ મહામંત્રીને આપ્યો.

કૂવામાંથી એક ભયંકર અટ્ટહાસ્ય ગુંજી ઊઠયુ.

અટ્ટહાસ્ય ઘણી વાર માનવીનાં હાડ ખખડાવી નાખે એવું ભયંકર હોય છે.

કૂવામાંથી સંભળાયેલુ અટ્ટહાસ્ય ભટ્ટમાત્ર માટે તો ભારે અસહ્ય થઈ પડ્યુ. તેણે તત્કાળ વિક્રમનો હાથ પકડી લેતાં કહ્યું: "મહારાજ, આપ અંદર ન પડશો...કોઈ ભયંકર કાળસર્પ લાગે છે...!"

વિક્રમાદિત્યે ઓછા હાસ્ય સહિત કહ્યું: "મિત્ર, સ્વપ્નનું ભાવિ ફળ તો તેં જ દર્શાવ્યું હતું...મારા નિમિત્તે તારી વિદ્યાનો ત્યાગ થાય તે હું નથી ઇચ્છતો.. અને માનવી કંઈ બે વાર મરતો નથી; એક ભવમાં એક જ વાર મરે છે. મને આ સર્પ નથી લાગતો પણ અવંતિને પરેશાન કરી રહેલો માંત્રિક ચોર જ લાગે છે... એ ગમે તેટલો બળવાન હશે. પણ આજ મારી તલવારનો એક જ ફટકો તેની તમામ આશાઓને નષ્ટ કરી નાખશે...! તું ચિંતા ન કરીશ...શાંતિથી જોયા કર..."

ભટ્ટમાત્ર વિક્રમના તેજસ્વી વદન સામે જોઈ રહ્યો.

વિક્રમે પોતાની પાણીદાર તલવાર મ્યાન મુક્ત કરી...મસ્તક પરતું રક્ષણ મહામંત્રીના હાથમાં સોંપીને તે કૂવાના કાંઠે પહોંચ્યો અને પાળ ઉપર ઊભા રહીને પ્રચંડ સ્વરે બોલ્યો : " આજ હું તને નષ્ટ કરીશ... તું સંભાળજે ! "

આટલું કહી મોતની જરાયે પરવા રાખ્યા વગર વિક્રમે જળ વગરના ભેંકાર કૂવામાં ધૂબકો માર્યો...

પણ આ શું ?

વિક્રમાદિત્ય અદ્ધર જ ઝિલાઈ ગયો...નાગના બદલે એક સુંદર પુરુષ ઊભો હતો...તેની બાજુમાં તે સુંદરી ઊભી હતી...સુંદરીનું રૂપ તો અપૂર્વ જ હતું...પરંતુ તેણે ધારણ કરેલા દિવ્ય અલંકારોના પ્રભાવે અંધાર કૂવામાં પ્રકાશ પથરાઈ રહ્યો હતો ..

વિક્રમ ઝિલાઈ ગયો હતો...છતાં તેણે તલવાર ઉત્તેજિત કરી... નાગના રૂપનો ત્યાગ કરીને ઊભેલો પુરુષ બોલી ઊઠયો : " ઓ વીરપુરુષ ! તારો ક્રોધ શાંત કર . હું ચોર નથી...પણ એક વિદ્યાધર દેવ છું .. તારી પરીક્ષા લેવા અર્થે જ મેં તને સ્વપ્ન આપ્યું હતું ..."

તરત વિક્રમે તલવાર રોકી રાખી. વિદ્યાધર દેવે તેને નીચે ઉતાર્યો.

બહાર કૂવાના કાંઠાથી થોડે દૂર મહામંત્રી ભટ્ટમાત્ર આંખો બંધ કરીને ઊભો હતો. તેના મનમાં એમ જ હતું કે વિક્રમાદિત્ય મુશ્કેલીમાં મુકાશે, ભયંકર નાગ જરૂર વિપત્તિ ઊભી કરશે...પણ હવે શું થાય ? દુનિયામાં બાળહઠ, સ્ત્રીહઠ, રાજહઠ ને જોગીહઠને કોઈ પહોંચી શકતું નથી.

વિક્રમાદિત્ય દેવની સામે ઊભો રહ્યો ત્યારે વિદ્યાધર દેવે કહ્યું: " રાજન વૈતાઢ્ય પર્વત ઉપર શ્રીપુર નામની નગરીમાં હું રહું છું ...મારું નામ ધીર છે...આ મારી રૂપવતી અને ગુણવતી કન્યા કલાવતી છે. હું હવે સંસાર ત્યાગ કરીને સાધુ જીવન ગાળવાનો હોવાથી, મારી એકની

એક સુપુત્રીને સુયોગ્ય પાત્રનાં હાથમાં સોંપવા ખાતર હું અત્રે આવ્યો છુ...વૈતાઢ્ય પર્વત પ્રદેશમાં અમારાં વિદ્યાધર પરિવારો ઘણાં છે... પરંતુ માનવ જાતિમાં જે ગુણુ અને વીરતા હોય છે તે અમારામાં નથી...તે સિવાય મારી કન્યા પણુ શ્રેષ્ઠ માનવી જ સહધર્મચારિણી બનવા ઇચ્છે છે...આજ હુ આપને જોઈને અતિ પ્રસન્ન થયો છું... આપ મારી કન્યાનો સ્વીકાર કરો..."

વિક્રમ આ સાંભળીને અવાક્ બની ગયો. તેણે નીચે નજરે ઊભેલી અતિ મનોહર જણાતી કલાવતી સામે જોયું...દૃષ્ટિ તૃપ્ત થાય એવુ રૂપ હતુ...અંતરમાં ઊર્મિઓ ભર્યાં કાવ્ય જાગે એવું સુકુમાર વદન હતુ.

વિદ્યાધરે વિનયભર્યા સ્વરે કહ્યું: "રાજન, મારી વિનતિનો સ્વીકાર કરો...મારી કન્યા માટે સુયોગ્ય સાથી શોધતાં શોધતાં આપ મને ઉત્તમ જણાયા છો."

વિક્રમે બે હાથ જોડી નમન કરતાં કહ્યું: "આપની ભાવનાનો હુ સત્કાર કરું છું."

વિદ્યાધર અતિ પ્રસન્ન થઈ ગયો. કલાવતીએ તરત વિક્રમના ચરણમાં મસ્તક નમાવ્યુ.

ત્યાર પછી ધીરવિદ્યાધરે તરત પોતાની ઈચ્છાશક્તિનો ઉપયોગ કર્યો અને ત્રણે ય બહાર આવી ગયાં.

સંશયમાં ઊભો રહેલો ભટ્ટમાત્ર મહારાજ વિક્રમને હેમખેમ જોઈ ને અને સાથે તેજસ્વી કન્યા તેમ જ પુરુષને જોઈ ને ભારે આશ્ચર્યમાં પડી ગયો.

વિક્રમે કહ્યું: "મિત્ર, તારું જયોતિષ ફળ સિદ્ધ બની ગયું." આ પ્રમાણે કહીને તેણે ધીરવિદ્યાધર અને તેની કન્યાનો પરિચય આપ્યો.

ધીરવિદ્યાધરે કહ્યું: "રાજન, સામેના વૃક્ષ તરફ નજર કરો...

એક દિવ્ય રથ છે...આપ મારી કન્યાને લઈને પધારો...આજનો દિવસ અતિ ઉત્તમ છે..પરંતુ મારાથી રોકાઈ શકાશે નહિ..."

સુરૂપા કલાવતી પિતાને વળગી પડી. પિતાએ કહ્યું : "કલા, સ્વામીમાં જ સુખદુઃખ અને જીવનનું સર્વસ્વ છે એમ માનીને સુખી થજે...તારી ભાવના મે પૂરી કરી છે..હવે મારાથી રોકાઈ શકાય તેમ નથી...હજી મારે દૂર દૂરના પ્રદેશો સુધી જવુ છે."

ભટ્ટમાત્રે વચ્ચે જ કહ્યું: "મહાત્મન, આપના વરદ્ હસ્તે કન્યાદાન..."

વચ્ચે જ હસીને ધીરવિદ્યાધર બોલ્યો : ' એ લાભ જતો નહિ કરુ. "

ત્યાર પછી પિતાપુત્રી રથમાં બેઠાં...

વિક્રમ અને ભટ્ટમાત્ર અશ્વ પર બેસી ગયા અને સહુ નગરીમાં આવ્યા.

કમલા રાણીને બધી વાત વિક્રમે કહી એટલે તે અતિ પ્રસન્ન હૃદયે કલાવતીને મળી અને સંધ્યા સમયે અવંતિનગરીમાં લગ્ન સમારંભ યોજાયો.

કન્યાદાનનો વિધિ પતાવી ઉત્તમ અલંકારોની ભેટ કરી ધીર વિદ્યાધર રાત્રિના પ્રથમ પ્રહર પછી વિદાય થયો.

સુખ અને આનંદના દિવસો સાવ ટૂંકા થઈ પડે છે ક્યારે દિવસ ઊગે છે ને ક્યારે રાત પડે છે તેની કલ્પના જ રહેતી નથી...અને દુઃખથી ખદખદતા દિવસો ભારે દીર્ઘ થઈ પડે છે ..એક એક પળ જાણે યુગ યુગ જેવડી લાગે છે. કાળના માનમાં તો કદી ફેરફાર થતો નથી .. છતાં મન જ્યારે સુખદુ.ખના સ્પર્શવાળું થયું હોય ત્યારે આવુ પરિવર્તન જણાય છે.

રાણી કલાવતીના રૂપ–ગુણથી માત્ર વિક્રમ મુગ્ધ બની જાય તે સહજ હતું...પરંતુ રાણી કમલા પણ ભારે પ્રસન્ન બની ગઈ હતી.

રાણી કલાવતી માટે તો એક અલગ નિવાસખંડ તૈયાર કરેલો હોવા છતાં તે દિવસના ભાગમાં કમલારાણી પાસે જ રહેતી...એક નાની બહેન માફક.

આઠ દિવસ ને આઠ રાત્રિઓ વીતી ગઈ. વિક્રમને થયું કે ઈન્દ્રના સુખની ગમે તેવી સમૃદ્ધ કલ્પના હોય...પણ પોતે જે સુખ ભોગવી રહ્યો છે તે ઇન્દ્રના સુખ કરતાં અનેકગણું વિશેષ છે... !

પરંતુ નવમા દિવસે તેના સુખથી છલકતા હૈયા પર એક આંચકો આવી પડયો..

અવંતિના એક ધનાઢ્ય સાર્થવાહને ત્યાં કરોડો રૂપિયાની કિંમતના રત્નાભરણોની ચોરી થઈ...

આ ચોરી પણ માંત્રિક ચોરે જ કરી હતી. સમગ્ર અવંતિ ખળભળી ઊઠયું...જે સાર્થવાહનો ધનભંડાર ભારે સુરક્ષિત છે, જેના ભવન પર આઠેય પ્રહરનો ચોકીપહેરો ભરાતો હોય છે...એવા ધનાઢ્ય શેઠ રાજશેખરને ત્યાં જો આ રીતે ચોરી થાય તો અવંતિમાં કોની મિલ્કત સલામત ગણી શકાય ?

રાજસભામાં વિક્રમ સમક્ષ જ્યારે ગઈ રાતની ચોરી અંગેની ફરિયાદ થઈ ત્યારે તેનું સુખ સ્વપ્ન ધ્રૂજી ઊઠયુ.

નગરરક્ષક આ ચોર માટે લાચાર બની ગયો હતો.

રાજ્યનો ગુપ્તચર વિભાગ પણ હાથ ખંખેરીને નીચું જોઈ ગયો હતો.

મહાબલાધિકૃત કે જે વિરાટસેના સામે એકલા હાથે ઝઝૂમી શકે તેમ હતો તે પણ આ ચોરને પકડવામાં કામયાબ થઈ શકયો નહોતો.

જૂનો મંત્રી બુદ્ધિસાગર પણ આ ચોર અંગે બુદ્ધિહીન બની ગયો હતો.

મહારાજ વિક્રમે ભાવાવેશથી ઊભા થઈ સભા સમક્ષ જાહેર

કહ્યું: "મારા પ્રિય પ્રજાજનો, છેલ્લા કેટલાક સમયથી કોઈ માંત્રિક ચોર આ નગરીને પરેશાન કરી રહ્યો છે...તેણે ઘણી ચોરીઓ કરી છે... ચાર ચાર કન્યાઓનુ અપહરણ કર્યું છે અને રાજ્યની શક્તિનો જાણે-પરિહાસ કર્યો છે! વધારે વિચિત્ર વાત તો એ છે કે આ ચોર નગરીમાં જ રહે છે કે નગરીની બહાર રહે છે, તે કોઇથી જાણી શકાયું નથી. આ ચોરને આટઆટલા દિવસોમાં કોઈએ જોયો હોય એવી એક પણ બાતમી મળી નથી...અને વધારે આશ્ચર્યજનક વાત તો એ છે કે આ ચોર અંગે જે કંઈ વિવિધ બાતમીઓ મળી છે, તે પરસ્પર વિરોધી છે ..અર્થાત ચોરના સાચા સ્વરૂપની હકીકત કોઈ મેળવી શક્યું નથી, કોઇને વૃદ્ધવેશે અજાણ્યો માનવી દેખાયો હોય છે...તો કોઇને નવજવાન દેખાયો હોય છે...તો કોઇને દાઢીવાળો બાવો દેખાયો હોય છે...આમ વિવિધ સ્વરૂપની જે બાતમી મળી છે તે પણ પૂરેપૂરી વજનદાર છે નહિ...કારણ કે જ્યાં જ્યાં ચોરી કે અપહરણ થયુ છે, ત્યા ત્યાં કોઈ પ્રકારના સગડ કે નિશાન મળી શક્યાં નથી. આપણી નગરીના શ્રેષ્ઠિવર્ય રાજશેખર શેઠને ત્યાં ગઈ રાતે ચોરી થઇ છે...અને નગરરક્ષકે ભવનમાં ઝીણામાં ઝીણી તપાસ કરવા છતાં ચોરનાં કોઈ સગડ મળ્યાં નથી.. માત્ર દરેક સ્થળે ખોપરીની નિશાનીવાળો એક તામ્રનો ટુકડો પ્રાપ્ત થાય છે, તેમ શેઠજીના ધનભંડારમાથી પણ એવો જ એક તામ્રનો ટુકડો મળ્યો છે. ચોર ગમે તેવો શક્તિશાળી કે માંત્રિક હોય છતાં ચોર છે અને એનો અંત લાવવો એ રાજશક્તિનો ધર્મ છે. આપ સર્વ સમક્ષ હુ પ્રતિજ્ઞા કરું છું કે જ્યાં સુધી આ ચોર નહિ પકડાય ત્યાં સુધી હુ રાજવૈભવનો ત્યાગ કરીને એ ચોરને પકડવાના કાર્યમાં જ ગૂથાયેલો રહીશ."

નવજવાન રાજાના આ શબ્દો સાંભળીને સમગ્ર રાજસભા હર્ષમાં આવી ગઈ.

આજ રાજસભામાં મહારાણી કમળા પણ સાથે આવી હતી. તેણે

સ્વામી સામે જોઈને મૃદુ સ્વરે કહ્યું: "મહારાજ, આપની ભાવના જોઈને હુ ધન્ય બની ગઈ."

"મારી પ્રેરણા તો તુ જ છે પ્રિયે..." કહી વિક્રમ આછું હસ્યો.

રાજસભા પૂરી થયા પછી સહુ વીખરાવા માંડયા.

વિક્રમે તે જ દિવસથી સાવ સાદો ખોરાક શરૂ કરી દીધો...

અને રાત્રિનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં જ પોતે એકલો વેશપલટો કરીને નગરચર્યાર્થે બહાર નીકળી જતો. આખી રાત તે ફરતો...અને વહેલી સવારે રાજભવનમાં આવતો.

બે રાત આ રીતે પસાર થઈ અને ત્રીજી રાતે વીજળી ત્રાટકી ગઈ!

વહેલી સવારે નગરભ્રમણ કરીને વિક્રમ ભવનમાં આવ્યો. સૂઈ રહેવાનું તો હતું જ નહિ. પ્રાતઃકર્મ આટોપીને તરત નગરરક્ષક અને મંત્રીઓને મળવાનુ હતું અને ચોરને અંગેની વિચારણા કરવાની હતી.

સ્નાનાદિથી નિવૃત્ત થઇને તે જેવો પોતાનાં વસ્ત્ર ધારણ કરી રહ્યો હતો ત્યાં જ એક પરિચારિકા હાંફળી ફાફળી થતી આવી અને ગભરાયેલા સ્વરે બોલી ઊઠી: "કૃપાનાથ, ઉપર પધારો..."

"કેમ? તું આટલી ગભરાયેલી કેમ છે?"

"કૃપાનાથ, આપ સત્વર ઉપર પધારો..."

વિક્રમ તરત પરિચારિકા સાથે ભવનની પ્રથમ ભૂમિ પર ગયો. ત્યાં કમળારાણી ભારે ગંભીર વદને ઊભી હતી...પ્રિયતમાને જોતાં જ વિક્રમે પ્રશ્ન કર્યો: "કેમ પ્રિયે...તારો ચહેરો આટલો ઉદાસ કેમ છે?"

"મહારાજ, કલ્પનામાં પણ ન આવે એવું બની ગયું છે..."

" શું "

" માંત્રિક ચોર ગઈ રાતે રાજભવનમાં આવ્યો લાગે છે...અને નવી રાણી કલાવતીનું અપહરણ કરી ગયો છે..."

" કલાનું અપહરણ ? "

" હા નાથ ..એના પલંગ પર ખોપરીની નિશાનીવાળું ત્રાંબાનું એક નાનુ પત્ર પડ્યુ છે. "

" ઓહ ! " કહીને વિક્રમે બંને હાથ વડે પોતાનું મસ્તક દબાવ્યુ. ત્યારપછી તે કમળા સાથે વિદ્યાધર કન્યા કલાવતીના શયનગૃહમાં ગયો.

જોતાં જ વિક્રમની કાયા ધ્રુજી ઊઠી...સંસારની શ્રેષ્ઠ સુંદરી-પત્નીનો પલંગ સાવ સૂનો હતો. જે પલંગ પર ગુલાબનાં ફૂલનાં સત્વસમી પ્રિયતમા પોઢતી હતી તે પલંગ પર એક કૌશેય ચાદર લટકતી હતી...અને એક ત્રાંબાનો ટુકડો પડ્યો હતો...એ ટુકડામાં ખોપરીની આકૃતિ કોતરેલી હતી.

વિક્રમે ચારે તરફ જોયું...એક ઝરૂખો ખુલ્લો હતો...વિક્રમના મનમાં થયુ, ચોર આ ઝરૂખેથી જ આવ્યો હોવો જોઈએ. પણ ઝરૂખે આવે કેવી રીતે ? ધરતીથી ઝરૂખો ઘણો ઊંચો છે...બહાર રક્ષકો પહેરો ભરતા જ હોય છે ! અને એ ચોર કલાવતીને લઈને કયે રસ્તેથી ગયો હશે ? "

સ્વામીને વિચારમગ્ન જોઈને કમલાએ કહ્યું : " મહારાજ, મારી બહેનને ગમે તે ભોગે મુક્ત કરાવો."

" દેવી, રાજલક્ષ્મીનું અપહરણ થયું એ મારા જીવન પર ભારે ફટકો પડ્યો છે...હુ અત્યારે જ બધાને બોલાવુ છું..."

"સ્વામી, આ ઘટના જો જાહેર થશે તો નગરીમાં ભારે ઉહાપોહ મચી જશે અને શ્રેષ્ઠિઓનાં પરિવારો નગરીનો ત્યાગ કરવો શરૂ કરશે..." રાણીએ કહ્યું.

રાણીની આ વાતમાં વિક્રમને તથ્ય જણાયું તેણે મહામંત્રી, નગરરક્ષક અને બીજા વિશ્વાસુ સાથીઓને બોલાવવાનો નિર્ણય કર્યો.

બંને ખંડ બંધ કરીને બહાર નીકળી ગયાં.

## ૩૧ : : વિક્રમની આરાધના !

માનવીની કોઈ પણ વાત ગુપ્ત રહેવી એ ભારે કઠણ છે.

હા, કોઈ ચોક્કસ માનવી પોતાના હૈયામાં પુરાયેલી વાતને દીર્ઘકાળ પર્યંત સાચવી શકે છે...અથવા બે અભિન્ન હૃદય વચ્ચે વસેલી વાત પણ ધાર્યા સમય સુધી સાચવી શકાય છે...પરંતુ એ વાત છ કાન સુધી પહોંચ્યા પછી તેટલી કાળજી રાખવા છતાંયે એ વાતને પાંખો આવી જાય છે. ને વાત ઊડવા માંડે છે!

કમલાની વાત પાછળ તથ્ય હતું, છતાં મહામંત્રી, મહાપ્રતિહાર, નગર રક્ષક, મહાબલાધિકૃત, બુદ્ધિસાગર વગેરે સાથે મહારાજ વિક્રમે રાણી કલાવતીના અપહરણની વાત કરી અને રાણીના ખંડની ચોક્કસાઈપૂર્વક તપાસ કરી ત્યારે સર્વના ચિત્ત ભારે વિક્ષુબ્ધ બની ગયાં.

વિક્રમે કહ્યું: "આ ચોર ન પકડાય એ માત્ર મારા માટે નહિ પણ સમગ્ર રાજતંત્ર માટે ભારે નામોશી છે...અને આટઆટલા રક્ષણ વચ્ચેથી જો રાજની એક રાણીને પણ ઉઠાવી જઈ શકાતી હોય તો રાજ્યની પ્રજાના જાનમાલની સલામતી કઈ રીતે સંભવી શકે?"

મહામંત્રીએ કહ્યું: "કૃપાનાથ, આ હકીકત જાણ્યા પછી અમે

પણ નગરજનો સમક્ષ કેવી રીતે મુખ બતાવી શકીએ ? છેલ્લા આઠ દિવસમાં આપણા સૈનિકોએ અને નગરરક્ષકના ચોકિયાતોએ અવંતિનો ખૂણેખૂણો તપાસી નાખ્યો છે...કોઈ પણ ભવન બાકી રાખ્યું નથી. ગામ ફરતી પાંચ પાંચ કોસ સુધીનાં ગામડાઓ, ગુપ્ત સ્થળો, મંદિરો વગેરે પણ તપાસ્યાં છે...પરંતુ આ માન્ત્રિક ચોર અંગેનાં કોઇ સગડ મળી શક્યાં નથી એટલું જ નહિ પણ તેણે ચોરેલા મુદ્દામાલનો કે નગરીની શ્રેષ્ઠિ કન્યાઓનો પણ કોઈ આભાસ મળી શક્યો નથી."

"એટલે શું આપણે હાથ જોડીને બેસી રહેવું ?"

"નહિ કૃપાનાથ...અમારો પ્રયત્ન એટલો જોરદાર છે કે અમે પળનોયે આરામ કરતા નથી...પરતુ સામુદાયિક કર્મનો ઉદયકાળ જાગે છે અને એનું ફળ મળતુ હોય છે ત્યારે માનવી લાચાર બની જાય છે...!" નગરરક્ષકે કહ્યું.

વિક્રમ પણ સમજતો હતો કે રાજતંત્ર જરાયે નિષ્ક્રિય નથી તેમ રાજકર્મચારીઓ પણ ખબરદાર રહે છે...છતાં આ ચોર અંગેની સામાન્ય માહિતી પણ પ્રાપ્ત થઇ શકતી નથી.

બધા વિચારમગ્ન બની ગયા. આ વિચારણામાં મહાદેવી કમલા પણ બેઠી હતી...સહુને ભારે વિચારમગ્ન બનેલ જોઈ ને તેણે પોતાના સ્વામી સામે દૃષ્ટિ કરતાં કહ્યું: "મહારાજ, મને એક ઉપાય સૂઝે છે."

"ભરસભામાં બીડુ ફેરવવું એ જ ને ?" વિક્રમે પ્રિયતમા સામે જોઈ ને કહ્યું.

"નહિ મહારાજ, રાજ્યના આવા કુશળ અને ચબરાક માણસો જે ચોરની કોઈ માહિતી ન મેળવી શકતા હોય તે ચોર કોઇ બીડું ઉઠાવનારના હાથે ઝડપાય એ શક્ય નથી. મને જે ઉપાય સૂઝ્યો છે તે સાવ નિરાળો છે."

સહુ મહાદેવી સામે પ્રશ્નભરી નજરે જોઈ રહ્યા.

વિક્રમે આતુરતાભર્યા સ્વરે કહ્યું: "પ્રિયે, તું સત્વર જણાવ... મને ખાતરી છે કે તારી બુદ્ધિમાં આવેલો માર્ગ અવશ્ય ઉત્તમ હશે"

આટલા માણસો વચ્ચે સ્વામીના મોઢેથી આવી પ્રશંસા સાંભળીને કમળારાણી લજ્જાયુક્ત વદને નીચુ જોઈ ગઈ. ત્યાર પછી તે બોલી: "સ્વામી, આ ચોરને આપણે કોઈ ઓળખી શક્યા નથી એ એક હકીકત છે અને એ હકીકત પરથી એક વાત સિદ્ધ થાય છે કે ચોર પાસે મંત્રશક્તિ અથવા તો દૈવીશક્તિ હોવી જોઈએ... આવા દૈવી કે માંત્રિક શક્તિના જોર પર જે લોકો અન્યાયપૂર્ણ આચરણ કરી રહ્યા હોય તે લોકોને મહાત કરવાનો ઉપાય પણ દૈવીશક્તિવાળો જ હોવો જરૂરી છે મને લાગે છે કે આપ નિષ્ઠાપૂર્વક દેવી ચક્રેશ્વરીનુ ત્રણ દિવસ આરાધન કરશો તો અવશ્ય આપની અને આ નગરીની ચિંતા દૂર થઈ જશે"

રાણી કમલાવતીએ દર્શાવેલો આ ઉપાય સહુને રૂચી ગયો. વિક્રમે તો અતિપ્રસન્ન નજરે પ્રિયતમા સામે જોઈને કહ્યું: "પ્રિયે, આ તો સરસ ઉપાય છે...આવતી કાલથી જ હુ દેવી ચક્રેશ્વરીનું આરાધન કરવા બેસી જઈશ."

નવી રાણીના અપહરણ થયાની વાત ક્યાંય પ્રગટ ન થાય એવી કાળજી રાખવાના નિર્ણય સાથે સહુ ઊભાં થયાં....પરંતુ આવી વાતો છુપાવી શકાતી નથી...

મધ્યાહ્‌ન સુધીમા તો આ વાત ચોરે ને ચૌટે ચર્ચાનો વિષય બની ગઈ.

વાત જ્યારે વહેતી થાય છે ત્યારે તેમાં નવી વાતો પણ ભળતં જતી હોય છે...અને એ કારણે જ વાતનુ વતેસર થતુ હોય છે!

સંધ્યા વખતે તો નગરીના અનેક શ્રેષ્ઠિઓ, ભાયાતો, મોવડીએ વગેરે મહારાજ વિક્રમાદિત્યને મળવા આવવા શરૂ થયા...

જે ઘટનાને જનતાના કાનેથી થોડા સમય માટે દૂર રાખવી હતી, તે ઘટના આ રીતે વ્યાપક કેમ બની ગઈ હશે?

સ્ત્રી વર્ગ પણ આવવા માંડયો હતો...

મહાદેવી કમલા સહુને આશ્વાસન આપતી હતી કે...હવે ચોરનો અંત નજીક છે...આપ સહુ નિશ્ચિત રહેજો...

બીજે દિવસે વહેલી સવારે સ્નાનશુદ્ધ થઈને વિક્રમાદિત્ય અન્ન-જળના ત્યાગ સાથે ભવનમાં આવેલ શ્રીજીના મંદિર પાસે આવેલા દેવી ચક્રેશ્વરીના મંદિરમાં આરાધના માટે બેસી ગયો.

એક દિવસ ને એક રાત ગઇ...બીજો દિવસ ને બીજી રાત ગઈ... વિક્રમ જરાયે ચલિત થયા વગર આરાધના કરી રહ્યો હતો...

ત્રીજો દિવસ પૂરો થયો ને રાત પડી...

અખંડ દીવો બળતો હતો. મંદિરના બહારના ભાગમાં દર બે પ્રહરે રક્ષકો બદલાતા હતા. કમલારાણી પણ બરાબર ધ્યાન રાખી રહી હતી.

ત્રીજી મધરાત થઇ...

વાતાવરણ શાંત હતું...ગાયના ઘીનો દીવો મધુર પ્રકાશ વેરી રહ્યો હતો...અન્નજળ વગરના ત્રણ દિવસો વીતી ગયા હતા...છતાં વિક્રમની નિષ્ઠામાં કોઈ પરિવર્તન થયું નહોતું...તેના મનમાં પોતાની રાણી કલાવતીની કોઈ ચિંતા નહોતી...પ્રજાની ચાર ચાર કન્યાઓ અને ચોરાયેલા માલની જ ચિંતા હતી. તેણે આરાધના કરતાં પહેલાં મનમાં એક સંકલ્પ પણ કર્યો હતો કે જો આ ચોરને પકડવાનો માર્ગ ન મળે તો મારે રાજગાદીનો ત્યાગ કરવો...રાજ ચલાવવાની મારામાં કોઈ લાયકાત કે શક્તિ નથી એ વાત ખુલ્લી થવા દેવી અને અવંતિનો ત્યાગ કરીને કમળા સાથે ક્યાંક ચાલ્યા જવું.

મધરાત થઈ ગઇ હતી...

વિક્રમાદિત્ય નવજવાન હતો છતાં ગંભીર ભાવે દેવી ચક્રેશ્વરીના મંત્રની આરાધના કરી રહ્યો હતો ..

અને રાત્રિના ત્રીજા પ્રહરની એકએક ઘટિકા વીતી હશે ત્યાં મંદિરમાં વીજળી કરતાંયે અનંતગણા તેજનો એક ઝબકારો થયો...

જાણે ભયંકર ઝંઝાવાત સર્જાયો હોય એવી હાલકડોલક સ્થિતિ ઊભી થઈ...પણ વિક્રમ તો ક્ષત્રિય હતો...તે અડોલ જ રહ્યો...

અને તેના કાન પર મધુર સ્વર અથડાયો: "વત્સ, તારી આરાધનાથી હું પ્રસન્ન થઈ છુ...બોલ, તારે શું જોઈએ છે? વિક્રમ, આંખો ખોલ..."

વિક્રમે આંખો ખોલી...નજર પણ ન નાખી શકાય એવી દેવી ચક્રેશ્વરીની તેજોમય પ્રતિમા જાણે સજીવ બની ગઈ હતી...એના બને હાથ ઊંચા થયા હતા.

વિક્રમાદિત્યે તરત નમસ્કાર કર્યા ..

દેવી ચક્રેશ્વરીએ કહ્યું: "રાજન, જે જોઈએ તે માગી લે... સુવર્ણ રત્નો...સમૃદ્ધિ...જે જોઇએ તે માગી લે..."

"ભગવતી, આપ પ્રસન્ન થયાં એ જ મારા પુણ્યનો ઉદય છે... આપની કૃપાથી મને અન્ય કોઈ વાતની ખોટ નથી...પરંતુ એક દુઃખ મારા ચિત્તને ભારે પીડી રહ્યું છે ..એક ચોર આ નગરીમાં ભારે ઉત્પાત મચાવી રહ્યો છે...તેણે ચાર કન્યાઓનાં અપહરણ કર્યાં છે, ઘણાના ધન માલ ઉઠાવ્યા છે અને મારી પત્નીને પણ ઉઠાવી ગયો છે... મહામંગલમયી, આ ચોર કોણ છે, ક્યા રહે છે એ કશું ઘણો પ્રયત્ન કરવા છતા જાણી શકાયુ નથી તો આપ કૃપા કરીને પ્રથમ આ ચોર કોણ છે તે કહો."

દેવીએ મૃદુમંજુલ સ્વરે કહ્યું: "રાજન, દેવતાઓ પણ પકડતા અચકાય એવો આ ચોર તારા રાજ્યની અભિલાષા સેવી રહ્યો છે... અને સર્વ કોઈ માટે દુઃસાધ્ય છે."

" કૃપામથી, આપ મને એનો પરિચય આપો...જો હું એ ચોરને પકડીને મારી પ્રજાનું દુઃખ દૂર નહિ કરી શકું તો મારે રાજગાદીનો ત્યાગ જ કરવાનો છે...મને એનો પણ કોઇ મોહ નથી. ચોરને પકડવા જતાં કદાચ મારું મૃત્યુ થશે તો મને એ મોત ભારે સુખદ જણાશે."

" વત્સ, આ ચોરનો એક ઇતિહાસ છે. તું સાંભળી લે. આ નગરીમાં તારા પિતામહ રાજ કરતા હતા તે વખતે ધનેશ્વર નામનો એક ધનાઢ્ય શ્રેષ્ઠિ રહેતો હતો, તેને પ્રીતિ નામની પત્ની હતી અને ગુણસાર નામનો એક સર્વગુણ સંપન્ન પુત્ર હતો. પુત્ર નવજવાન થયો ત્યારે તેના પિતાએ એક રૂપવતી નામની શ્રેષ્ઠિ કન્યા સાથે તેનાં લગ્ન કર્યાં. રૂપવતી રૂપમાં તો કોઇ દેવકન્યાને પણ શરમાવે તેવી હતી... ગુણમા પણ શ્રેષ્ઠ હતી. લગ્ન પછી થોડા જ કાળમા ગુણસાર વેપાર અર્થે કરિયાણાના વહાણો લઇને વિદેશની યાત્રાએ ગયો. ધનેશ્વર શેઠના મકાન પાસે એક પીપળાનું વૃક્ષ હતુ. આ વૃક્ષના આશ્રયે એક અધમ વ્યંતરદેવ રહેતો હતો. તે અધમ વ્યંતર ગુણસારની પત્ની રૂપવતી પ્રત્યે મોહાંધ બની ચૂક્યો હતો...ગુણસાર પરદેશ ગયો એટલે એ અધમ વ્યંતરને પોતાની મોહ લાલસા પોષવાની તક મળી અને ગુણસારના ગયા પછી લગભગ દસેક દિવસે તે ગુણસારનુ જ રૂપ ધારણ કરીને પાછો આવ્યો અને પિતાને નમઃસ્કાર કરીને ઊભો રહ્યો. પુત્રને આ રીતે પાછો ફરેલો જોઈ પિતાને ભારે આશ્ચર્ય થયું.. તેમણે કહ્યું: " ગુણસાર, તું પાછો કેમ ફર્યો ? વિદેશગમનમા ચિત્ત ન ચોંટયુ કે માર્ગમા કંઈ વિપત્તિ આવી પડી ?"

" પિતાજી, એવું કશું બન્યું નથી, વિદેશગમનનો મારો ઉત્સાહ એવો ને એવો છે...પરંતુ માર્ગમાં એક જ્ઞાની મહાત્મા મળ્યા. તેમણે મને કહ્યું: ' વત્સ, તુ પરદેશ જઇશ તો મૃત્યુ પામીશ ..' આમ છતાં હુ પરદેશ જવા ઈચ્છતો હતો ..પરંતુ આપણા મુનીમે મને ખૂબ સમજાવીને આપની પાસે પાછો મોકલ્યો...ધન પ્રાપ્ત

કરવાની અને દેશ-વિદેશ ખેડીને અનુભવ લેવાની મારી અભિલાષા ભાંગીને ભુક્કો થઇ ગઇ...મને ઘણુ જ દુઃખ થાય છે પરંતુ મુનીમજીની વાતને મારાથી ટાળી શકાઈ નહિ"

"ઘણું જ ઉત્તમ થયું ભાઈ...ધન તો આપણી પાસે પુષ્કળ છે..માત્ર અનુભવ ખાતર તને મોકલ્યો હતો..પણ આ અંધની લાકડી સમો તું મૃત્યુના ખોળે જાય તો અમારી શી દશા થાય? તેં ઘણુ જ ઉત્તમ કાર્ય કર્યું."

"આમ પિતાનો પ્રસાદ પ્રાપ્ત કરીને ગુણસારરૂપી વ્યંતર ત્યાં રહેવા લાગ્યો અને રૂપવતી સાથે વિવિધ વિલાસ ભોગવવા માંડ્યો. વ્યંતરનું રૂપ હુબહુ ગુણસાર જેવું જ હતું એટલે રૂપવતી ઓળખી શકે નહિ તે સ્વાભાવિક હતું. તે તો પોતાના સ્વામીને સર્વસ્વ માનીને જ તેની સેવા કરવા માંડી.

"આમ ને આમ બે વર્ષ વીતી ગયા અને એક દિવસે સમાચાર આવ્યા કે ગુણસાર શેઠ પુષ્કળ ધન ઉપાર્જન કરીને પાછા ફર્યાં છે. આવતી કાલે નગરીના પાદરમાં આવી પહોંચશે.

"આ સમાચારથી ધનેશ્વર શેઠને, સમગ્ર પરિવારને અને સંબંધીઓને ભારે આશ્ચર્ય થયુ. વ્યંતર પણ ભારે મૂંઝાયો..પણ તેણે હિંમતથી કહ્યું: 'પિતાજી મારે નામે કોણ આવતું હશે? જરૂર કોઈ દસ્યુ કે ઠગ હોવો જોઇએ'

"બીજે દિવસે સાચો ગુણસાર પાદરમાં આવ્યો. ધનેશ્વર શેઠ અને વ્યંતર રૂપી ગુણસાર સામે ગયા. બીજા સંબંધીઓ પણ સાથે હતા. અસલ ગુણસારને જોઇને બધાના આશ્ચર્યનો પાર ન રહ્યો. આમાં સાચો ગુણસાર કોણ? એ એક મોટો કોયડો થઈ પડ્યો. વળી મુખ્ય મુનીમ જે સાથે ગયો હતો તે બે વહાણ ભરવા રોકાઈ ગયો હતો અને છ મહિના પછી આવવાનો હતો..

"બધાની સામે પ્રશ્ન એ થઈ પડ્યો હતો કે રૂપે, રંગે, વાને, બોલે, ચાલે બધી વાતમાં બંને સરખા છે. આમાં સાચો ગુણસાર કોને માનવો ?

"પિતા તો ન જ ઓળખી શક્યો...માતા પણ સાચો દીકરો કયો છે તે ન શોધી શકી...અરે, રૂપવતી પણ ભારે મૂંઝવણમાં મુકાઈ ગઈ.. એ બિચારીને તો મનમાં ભારે વ્યથા થવા માંડી...જો સાચો ગુણસાર પ્રવાસેથી આવેલો હોય તો પોતે એક ભવમાં બે પતિ કર્યાના દોષમાં મુકાશે...અને ઉદરમાં પાંચમા મહિનાનો ગર્ભ પણ હતો...

"રાજન, આ પ્રશ્નનો ઉકેલ લાવવા સહુ અવંતિનાથ પાસે ગયા. અવંતિનાથ પણ આ પ્રશ્નનો ઉકેલ કેમ લાવવો અને સાચા ગુણસારને કેવી રીતે શોધી કાઢવી એ અંગે મૂંઝવણમાં મુકાયા...રાજ્યના બુદ્ધિવંત મંત્રીઓ અને બીજા ન્યાયવિશારદો પણ ભારે મૂંઝવણમાં મુકાયા...છેવટે પિતામહે એવી આજ્ઞા કરી કે...' એક જ રૂપ, વેશ, અને દેખાવવાળા બંનેને એક સ્થળે થોડો સમય અલગ અલગ પૂરી રાખવા...પંદર દિવસમાં સાચો ગુણસાર કોણ છે તે વાતની જાણ થઈ જશે.' રાજાજ્ઞા અનુસાર બંનેને રાજના એક મકાનમાં જુદા જુદા ખંડમાં પૂરી રાખવામાં આવ્યા.

"અહી રૂપવતી ભારે મૂંઝાતી હતી. તેના મનમાં થયું કદાચ પ્રવાસેથી આવનાર મારા સ્વામી હોય તો મારી સગર્ભાવસ્થા અભિશાપ રૂપ બની જશે ! આ અંગે તેણે નગરીની શ્રેષ્ઠ દાયણને બોલાવી અને તત્કાળ ગર્ભપાત કરાવી નાખ્યો...પાંચમા માસનો ગર્ભ જીવયુક્ત હતો અને સૂયાણી એ ગર્ભ ચુપચાપ બહાર લઈ ગઈ અને નગરીથી એક કોસ દૂર એક સ્થળે એ ગર્ભ એક રઝળતી પડેલી માનવ ખોપરીમાં મૂકી દીધો...

"એ જ વખતે ચંડિકા નામની એક દેવી આકાશમાર્ગે વિમાન

દ્વારા જઈ રહી હતી. એનું વિમાન આ ગર્ભવાળી ખોપરી પર આવતાં જ અટકી ગયું. ચંડિકાદેવી ચમકી તેણે દિવ્યદૃષ્ટિથી જોયુ તો એક અપરિપકવ છતાં જીવિત ગર્ભના કારણે વિમાન સ્થંભિત થયેલું દેખાયું.

"ચંડિકા તરત વિમાનમાંથી નીચે આવી અને ગર્ભ સહિત ખોપરી ઉઠાવી લીધી. તેના મનમાં થયું, આ ગર્ભને જો યોગ્ય રીતે પાલવવામાં આવે તો કોઈ પ્રભાવશાળી અને પરાક્રમી પુરુષ તૈયાર થશે...'

વિક્રમાદિત્ય ધ્યાનપૂર્વક દેવી ચક્રેશ્વરીની વાત સાંભળી રહ્યો હતો.

---

# ૩૨ : : ગુફા ગૃહમાં...!

દેવી ચક્રેશ્વરીએ વિક્રમની આરાધનાથી પ્રસન્ન થઈ માંત્રિક શક્તિવાળા ચોરનો ઇતિહાસ આગળ ચલાવ્યો. "રાજન, નગરીની ઉત્તરે અને સ્મશાનમાંથી થોડે દૂર એક મંદિર આવેલું છે...એ મંદિરમાં દેવી ચંડિકાની જ પ્રતિષ્ઠા થયેલી છે. અને એ મંદિરમાં કોઈને ખબર ન પડે એવુ એક વિશાળ ભૂગર્ભ ગૃહ છે. ખોપરી સહિત ગર્ભને ઉઠાવીને ચંડિકાએ પોતાના જ મંદિરના ભૂગર્ભ ગૃહમાં સંભાળપૂર્વક મૂક્યો અને ગર્ભને પાલવવાની વ્યવસ્થા કરી. ફરી આ તરફ નગરીમાં ગુણસારની પત્ની રૂપવતી લોકલાજ અને ભયની ચિંતાથી મુક્ત બની ગઈ...દાયણે તેને એવું ઔષધ આપ્યું કે આઠ દસ દિવસમાં જ તે સ્વસ્થ સુંદર અને સુદૃઢ બની જાય.

"બંને ગુણસારને નજરકેદ જેવી હાલતમાં રાખ્યાને તેર દિવસ થઈ ગયા પરંતુ અવંતિનાથ કે તેના પ્રધાનો કોઈ નિર્ણય કરી શક્યા નહિ.

પરંતુ મહારાજાની ચિંતા દૂર કરવા નગરીની શ્રેષ્ઠ ગણિકા દેવી ચિંતામણિ તૈયાર થઈ અને મહારાજને મળીને સાચો ગુણસાર કોણ છે, તે શોધી આપવાનું સ્વીકાર્યું.

"મહારાજ પ્રસન્ન થયા. આ નિર્ણયની ચકાસણી કરવા અર્થે રાજાએ ગણમાન્ય પુરુષોને અને ધનેશ્વર શેઠના પરિવારને નિમંત્રણ આપ્યું. જે સ્થળે બંને ગુણસારને પૂરવામાં આવ્યા હતા તે સ્થળે સહુ ભેગા થયા. મકાનની સામેના ચોગાનમા બેઠક માટેનો તંબુ ઊભો કર્યો હતો...ગણિકા ચિંતામણિ પણ આવી ગઈ હતી.

"ચિંતામણિ પોતાની એક દાસીને લઈને મકાનમાં ગઈ અને બંને ગુણસારને બહાર કાઢીને કહ્યું: 'તમે બંને રૂપે, રંગે ને દરેક વાતે સમાન છો. આમાં સાચો ગુણસાર કોણ એ કોઈથી નક્કી કરી શકાય તેમ નથી છતાં સત્ય હંમેશા વિજયી બને છે એ ન્યાયે હું આ એક ખંડમાં અંદરથી સાંકળ બંધ કરી, તાળુ લગાવીને બેસું છુ...તમારા બેમાંથી જે કમાડ ખોલાવ્યા વગર મારી પાસે આવશે તેને હુ સાચો ગુણસાર માનીશ...કારણ કે સત્ય પર મને વિશ્વાસ હોવાથી સત્ય જે સાચો હશે તેને સહાય કરશે.' આ પ્રમાણે કહીને ચિંતામણિ એક ખંડમાં ગઈ તેણે ખંડની તમામ બારીઓ બંધ કરી દીધી અને કમાડ અંદરથી બંધ કરી તાળું લગાવી દીધું. માનવીથી તો આ રીતે ખંડમાં જઈ શકાય નહિ ..એથી સાચો ગુણસાર ભારે મૂંઝાયો અને દુષ્ટ વ્યંતર ભારે હર્ષ પામ્યો. તે થોડી જ પળોમાં પોતાની મેલી શક્તિના બળે અંદર જઈ પહોંચ્યો અને બોલ્યો: 'હું સાચો ગુણસાર છું ..સત્ય મારી સહાયે આવ્યું છે...'

"શાબાશ ગુણસાર! તું વિજયી થયો છે અને નકલી ગુણસારને તેં હરાવ્યો છે...આવ પ્રથમ હુ તને વિજયી તિલક કરું." આમ કહીને ચિંતામણિએ તેના કપાળ પર કંકુનું તિલક કર્યું. પછી બંને ગુણસારોને લઈને તે બહારના ખંડમાં આવી અને બોલી: 'કૃપાનાથ, સાચો ગુણસાર કોણ છે તે નક્કી થઈ ગયુ છે...આ દુષ્ટ મને કોઈ વ્યંતર લાગે છે ..જેના કપાળ પર મે તિલક કર્યું છે તે જ ગુનેગાર છે...'

" વ્યંતર ગુણસાર ગભરાયો. રાજના માણસો તેને પકડવા ગયા પણ તે તરત અદ્રશ્ય થઇ ગયો અને પ્રવાસેથી પાછો આવેલો સાચો ગુણસાર પોતાના પરિવારને હર્ષપૂર્વક ભેટી પડ્યો.

" પછી તો સમય જવા માંડ્યો...ચંડિકાની કૃપાથી ખોપરીમાં સચવાયેલો ગર્ભ વૃદ્ધિ પામવા માંડ્યો અને ચોક્કસ સમયે તે ચંડિકાની દાસીઓના ખોળામાં રમીને મોટો થવા માંડ્યો. ચંડિકાએ તે બાળકનું નામ ખર્પરક પાડ્યું...કારણ કે તે ખોપરીમાં સચવાયો હતો. આમ ખર્પરક દિવસે દિવસે મોટો થવા માંડ્યો...એક તો વ્યંતરનું બીજ હતું, અને ચંડિકાની કૃપા હતી. ખર્પરક આઠ વર્ષનો થયો એટલે ચંડિકા તેને પોતાની સાથે વિવિધ લોકમાં લઇ ગઇ...અને તે ચોવીસ વર્ષનો થયો ત્યારે ચંડિકાએ તેને ભૂગર્ભ ગૃહમાં મૂક્યો અને પ્રસન્ન થઇને વરદાન આપ્યું : ' વત્સ, આ ગુફાગૃહમાં જ તારું મૃત્યુ થઈ શકશે... એ સિવાય બહાર કોઇ માનવી કે દેવ કશું નુકસાન કરી શકશે નહિ...' આટલુ કહીંને દેવીએ એક દિવ્ય તલવાર આપતાં કહ્યું : ' વત્સ, આ તલવાર વડે તું મહાનમા મહાન ગણાતા વીરોને પણ પરાજીત કરી શકીશ.'

' ચંડિકાની કૃપાથી સમૃદ્ધ થયેલો ખર્પરક ભૂગર્ભ ગૃહમા રહેવા માંડ્યો. તેણે અદ્રશ્ય થવાની અને એવી કેટલીક સિદ્ધિઓ પણ પ્રાપ્ત કરી. છેવટે ખર્પરકના મનમાં સદ્‌વિચારના બદલે અવંતિનું રાજ્ય પ્રાપ્ત કરવાનો અને ઉત્તમ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો વિચાર જાગ્યો. આવા વિચારોની સાથે ધનનો પણ લોભ જાગ્યો અને પોતાની વિશિષ્ટ શક્તિના પ્રતાપે તેણે આ નગરીમાં ચોરી, અપહરણ, વગેરે શરૂ કરવા માંડ્યાં...રાજન, ખર્પરક ચોરેજ તારી પ્રિયાનું હરણ કર્યું છે અને પાચેય સ્ત્રીઓને તેણે પોતાના ભૂગર્ભ ગૃહમાં રાખી છે. આ ચોર ચંડિકાના વરદાનથી અજેય બનેલો છે. એને પકડવો કે મારવો એ કોઇ માટે શક્ય નથી."

"કૃપામયી, આપ પ્રસન્ન થયાં છો. મારે બીજું કંઈ જોઈતું નથી...મારી પ્રજા આ ચોરના ત્રાસમાંથી મુક્ત થાય એટલા ખાતર જ મેં આપનું શરણુ શોધ્યુ છે...જો ચોર આ રીતે અજેય હોય તો શું થાય?"

"વત્સ, તારી મનોવેદના હુ સમજું છુ...પણ આ ચોર ચંડિકાના વરદાનથી અજેય બનેલો છે...તુ ધૈર્ય રાખીને એને એકવાર શોધી લે...અને તેના ગુપ્તગૃહમા દાખલ થઇ જા..તું એના સાથે બહાર કોઇ પ્રકારનો સંગ્રામ ન કરતો...એના મૃત્યુનો ઉપાય કેવળ એના ગુફાગૃહમાં જ છે."

વિક્રમે તરત કહ્યું: "મહાદેવી, આપનાં દર્શનથી હુ ધન્ય બની ગયો છુ..પરંતુ એ ચોરને મારે ઓળખવો કેવી રીતે?"

ચક્રેશ્વરી દેવીએ કહ્યું: "ખર્પરક હંમેશ રાત્રિના પ્રથમ પ્રહર પછી અવંતિમાં આવે છે...પણ તે એટલો ચાલાક છે કે દર વખતે જૂજવા રૂપ ધારણ કરે છે...અને જ્યારે ચોરી કે અપહરણ કરવા જાય છે ત્યારે તો તે અદ્રશ્ય જ રહે છે...તું રાત્રિચર્યા માટે હંમેશ નીકળતો રહેજે ખર્પરક વિવિધ રૂપ ધારણ કરે છે...પરંતુ એના જમણા હાથમાં એક લોઢાનું કડુ અવશ્ય હોય છે આ પરથી તુ તેને ઓળખીને તેની પાછળ પાછળ જજે અને તેનુ ગુપ્ત સ્થાન જોઇ લેજે. ખર્પરક હંમેશ કંઈ ને કંઇ વસ્તુઓ ખરીદવા નીકળતો જ હોય છે."

વિક્રમે દેવીને સાષ્ટાંગ નમસ્કાર કર્યો.

દેવી આશીર્વાદ આપીને અદ્રશ્ય થઈ ગયાં.

વહેલી સવારે વિક્રમ મંદિરમાંથી બહાર નીકળ્યો. એ વખતે કમલા-રાણી બહાર જ ઊભી હતી.

તેણે સ્વામીનો સત્કાર કર્યો...

વિક્રમના ચહેરા પરથી જ તે કલ્પી શકી હતી કે ત્રણ ત્રણ ઉપવાસ-

થયા હોવા છતાં સ્વામીના વદન પર પ્રસન્નતા રમે છે એટલે જરૂર સાધનાનું કંઈક પરિણામ આવ્યું લાગે છે.

પત્નીના ખભા પર હાથ મૂકીને વિક્રમે કહ્યું : "પ્રિયે, દેવી પ્રસન્ન તો થયાં છે..."

ત્યાં ઊભેલા રક્ષકોએ મહારાજનો જયનાદ બોલાવ્યો.

વિક્રમાદિત્યે કમલા સામે સ્નેહભરી નજર કરતાં કહ્યું : "ભવનમાં જ બધી વાત કરીશ."

ભવનમાં ગયા પછી પ્રાતઃ કાર્ય પતાવીને વિક્રમે પ્રિયતમાના હાથથી પારણું કર્યું અને પારણું કરતાં કરતાં ટૂંકામાં દેવી ચક્રેશ્વરીએ કહેલી વાત કહી સંભળાવી.

થોડી વાર પછી મંત્રીઓ આવી પહોંચ્યા. મહારાજા વિક્રમે ખર્પરક નામના ચોરની શક્તિ અંગેની સઘળી વાત કહી. અને ખર્પરકને પકડવાના ઉપાય અંગેની માહિતી કોઈને ન આપી.

વિક્રમે વેશપલટો કરીને રાત્રિના પ્રથમ પ્રહરની છેલ્લી ઘટિકાએ નગરચર્ચા માટે નીકળી ગયો.

ચોથે દિવસે તેણે એક માણસને હલવાઈની દુકાનેથી મીઠાઈ લેતાં જોયો અને તેના કાંડામાં લોહવલય દેખાયું.

મીઠાઈ લઈને તે માણસ પાછો ફર્યો એટલે વિક્રમ પણ તેની પાછળ પાછળ સંભાળપૂર્વક જવા માંડ્યો.

નગરી બહાર નીકળ્યા પછી વિક્રમ ખૂબ જ સાવધપણે પીછો કરવા માંડ્યો...કારણ કે આગળ જતા માનવીને જરાય સંશય ન આવવો જોઈએ.

તે માણસ અન્ય કોઈ નહિ પણ દૈવી શક્તિવાળો ખર્પરક જ હતો. તે ચંડિકાના મંદિર પાસે પહોંચ્યો અને મંદિરના પાછલા ભાગમાં આવેલા ગુફાગૃહનાં દ્વારમાંથી ગુફામાં દાખલ થયો અને તેણે દ્વાર બંધ કરી દીધું.

વિક્રમે બરાબર સ્થળ જોઈ લીધું અને તે તરત પાછો ચાલ્યો ગયો.

બીજે દિવસે સંધ્યા પછી તરત તૈયાર થઈ ગયો. તેણે એક દરિદ્ર ક્ષત્રિયનો વેશ ધારણ કર્યો અને ખર્પરકના ગુપ્ત ગૃહથી નગરીમાં આવવાના માર્ગ પર એક સ્થળે બેસી રહ્યો.

યથા સમયે ખર્પરક ગઈ કાલ કરતા જુદા જ સ્વરૂપે ગુફાગૃહમાંથી બહાર નીકળ્યો...અને મસ્તીભરી ચાલે નગરી તરફ જતા માર્ગે ચાલવા માંડ્યો.

એ માર્ગમાં થોડે દૂર એક પથ્થર પર વિક્રમ એક દરિદ્રના વેશે બેઠો હતો. તેણે આછા અંધકારમા પણ ખર્પરકને આવતો જોયો... ખર્પરક જ્યારે નજીક આવ્યો ત્યારે વિક્રમ ઊભો થઈ ગયો અને બે હાથ જોડીને બોલ્યો: "ભાગ્યશાળીનો જય થાઓ! જય થાઓ! જય થાઓ! હુ એક ગરીબ પરદેશી છું...ત્રણ દિવસથી ભૂખ્યો છું...મારા પર દયા કરો તો ભગવાન આપની મનોકામના પૂરી કરશે."

"અહી કેમ બેઠા છો?" ખર્પરકે ઊભા રહીને કહ્યું.

"ક્યાં બેસું મહારાજ? કોઈ સ્થાન નથી કે આશરો નથી ને ગાઠે એક કોડી પણ નથી. સામે એક દેવીનુ મંદિર છે તે જોઈ ને માતાજીને પગે લાગવા ગયો હતો પણ ત્યાં કોઈ પ્રસાદ કે પૂજારી હતા જ નહિ એટલે સાંજનો અહી બેઠો છું." વિક્રમે સફળ અભિનય સાથે કહ્યું.

ખર્પરકે કહ્યું: "જાતનો કેવોક છો?"

"મહારાજ, જાતનોયે ઘણો ક્ષત્રિય છું...પણ દુર્ભાગ્યના કારણે બધું ગુમાવી બેઠો છું..."

"ચાલ મારી સાથે નગરીમાં...વળતાં મારો થોડોક સામાન ઉપાડીશ ને?"

"ખમ્મા મારા મહારાજાને! જરૂર સામાન ઉપાડીશ...પણ હુ સાવ ભૂખ્યા પેટે છું..."

"નિશ્ચિંત થઈને મારી પાછળ પાછળ આવ..." કહી ખર્પરક આગળ થયો. થોડી વાર પછી બંને નગરીમાં દાખલ થયા.

સહુથી પ્રથમ ખર્પરકે એક હલવાઈની દુકાનેથી મિષ્ટાન્નનો ટોપલો ભરાવ્યો અને આ દરિદ્રવેશધારી વિક્રમને પણ મીઠાઇ અપાવી...

ત્યાર પછી તે એક પાનાગારમાં ગયો અને ત્યાંથી મદ્યનો એક મોટો ભાંડ ખરીદ્યો અને આ દરિદ્રને કહ્યું : "તુ આ ઓટલે બેસીને મીઠાઈ ખાઈ લે...અને ટોપલો ને ભાંડ સાચવીને બેસજે. હું થોડી જ વારમાં આવું છું."

"જય થાઓ! જય થાઓ! હું આપની રાહ જોતો અહીં જ બેસી રહીશ." વિક્રમે કહ્યું.

ખર્પરક એક શેરી તરફ વળી ગયો અને અદ્રશ્ય બનીને એક ઝવેરીના ઘરમાં ઘૂસી ગયો. રાત્રિનો બીજો પ્રહર ચાલતો હતો. ખર્પરકે કોઈને પણ ખબર ન પડે તે રીતે ઝવેરીના ધનભંડારમાંથી કિંમતી રત્નોનું એક પોટલું બાંધ્યું અને પછી તે બહાર નીકળી ગયો.

ઝવેરીના ઘરના માણસો જાગતા જ બેઠા હતા અને વાતો કરી રહ્યા હતા...તેમને આ ચોરીની કશી ખબર ન પડી

રત્નનું પોટલું કેડે બાંધીને ખર્પરક પાનાગાર પાસેના ઓટલે આવ્યો. વિક્રમ ત્યાં જ રાહ જોતો બેઠો હતો. તેણે મીઠાઈ ખાધી નહોતી પણ એક શ્વાનને ખવરાવી દીધી હતી.

ખર્પરકે કહ્યું :-"ચાલ...બંને વસ્તુ ઉઠાવી લે..."

વિક્રમે મદ્યભાંડ માથે મૂક્યો અને હાથમાં મીઠાઈનો ટોપલો લીધો.

બંને ચાલતા થયા.

નગરી બહાર નીકળ્યા પછી ચોરે તેને પૂછ્યું : "અલ્યા તારું નામ શું?"

" વિક્રમો....'

" અલ્યા નામ તો સરસ છે...માલવપતિનુ નામ પણ વિક્રમાદિત્ય છે "

" બાપુ સઉસઉનાં કરમ છે ક્યાં વિક્રમો ને ક્યાં વિક્રમ ? "

અધરાત પછી બંને ગુફાગૃહના દ્વાર પાસે પહોંચી ગયા ખર્પરકે કહ્યું : " અલ્યા અહી બેસજે. હુ આ મૂકી આવું છુ..."

"બાપુ, આપ શુ કામ તકલીફ લ્યો છો...આજ તો મારે સોનાનો સૂરજ ઊગી ગીયો છે...હુ જ આપ કહો ત્યાં મૂકી દઉં..."

"નહિ...તું તારે બેસી રહે " કહી ખર્પરકે ગુફાગૃહનું દ્વાર ખોલ્યું...અને ભાંઠ તથા મીઠાઈનો ટોપલો ઉઠાવીને તે અંદર દાખલ થયો.

વિક્રમને ચક્રેશ્વરીની વાત સ્મરણમાં જ હતી...આ દેવતાઈ ચોરનુ મૃત્યુ ગુફા સિવાય ક્યાંય થઈ શકે એમ નથી અને ગુફાગૃહમાં દાખલ થયા પછી ખર્પરક પોતાના મૂળ સ્વરૂપમાં આવી જાય છે. આ સોનેરી તક ગુમાવવી ન જોઈએ. જે માનવી આવેલી તક ગુમાવે છે તે મોટામાં મોટી થાપ ખાય છે !

આમ વિચારી વિક્રમ પણ ગુફાગૃહમાં દાખલ થયો...

કેટલાક પગથિયા સભાળીને તે નીચે ઉતર્યો...કારણ કે આ ગુફાગૃહ સાવ અજાણ્યુ હતુ...થોડે દૂર જતાં જ તેના કાન પર કોઈની વાતચીત સભળાવા માંડી...અને આછો પ્રકાશ પણ દેખાયો... વિક્રમે જોયુ, સાવ ક્ષુદ્ર દેખાતું ગુફાગૃહ ઘણું જ ભવ્ય લાગે છે... ઓછામાં ઓછા ચાર પાચ ખડ તો એમા હોવા જ જોઇએ.

વિક્રમ એક બાજુ છુપાઈને ઊભો રહી ગયો અને શી વાત થાય છે તે સાંભળવા માંડ્યો.

# ૩૩ : : લોહીનો ફૂવારો

ગુફાગૃહના અભ્યંતર ભાગમાંથી ચારે ય શ્રેષ્ઠ કન્યાઓ બહાર આવી હતી અને મદિરાનો ભાંઠ મૂકી રહેલા ખર્પરકને જોઈને એકે કહ્યું : " ખર્પરક, અમારાં આસુ અને વિનંતિઓથી પણ તારું દિલ નથી પીગળતુ એ જોઈને અમને થાય છે કે તારા હૈયામાં માનવતું નહિ પણ કોઈ દાનવનું જ કાળજું લાગે છે..."

" બકવાદ બંધ કરો...શું તમને હુ ભૂખ્યે મારું છું !"

" ભૂખે મારતા હોય તો વધારે સારું...આ કારાગારમાંથી તો અમે હમેશ માટે છુટકારો મેળવી શકીએ."

ખર્પરક ખડખડાટ હસી પડયો અને બોલ્યો : " હવે વધારે સમય રાહ નહિ જોવી પડે ..તમે મારી શક્તિ કેટલી મહાન છે એ તો જોઈ શક્યાં છો ને ? અવંતિનાથની નવી રાણી કલાવતીને પણ તમારી વચ્ચે મૂકી છે...હવે બે સુંદરીઓ લાવવી બાકી છે... એકાદ લાવવી બાકી છે...એકાદ સપ્તાહમાં જ હું બીજી બે રૂપવતી રમણીઓને ઉઠાવી લાવીશ...ત્યાર પછી અવંતિનાથનો નાશ કરી માલવનું સિંહાસન મેળવીશ...અને સાતે ય સાથે લગ્ન કરીને સ્વર્ગનું સુખ ઊભું કરીશ."

ચારમાંની એક બાળા બોલી ઊઠી : "એક ચોર અને ભોંયરામાં છુપાઈ રહેતા કાયરને અવંતિનું સિંહાસન જોઈએ છીએ... ખર્પરક, તારું આ સ્વપ્ન કદી પૂરું નહિં થાય અને તુ અમને મુક્ત કરી દે...તું રાણી કલાવતીને ઉઠાવી લાવ્યો છે..પણ તને અમારા પ્રતાપી રાજાના બાહુબળનો પરિચય નથી...એ તને પાતાળમાંથી પણ શોધી કાઢશે ને તારા રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાખશે .."

ખર્પરક ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : "અવંતિનો પ્રતાપી રાજા! એના બાવડાનું બળ કેવુ છે તે તો મેં જોઈ લીધું ...એની સુંદરી રાણીને હું ઉઠાવી લાવ્યો છું...એ શું નાની સૂની વાત છે? હવે લવારો બંધ કરીને અંદર જાઓ!"

ત્રીજી બાળા બોલી ઊઠી : "ખર્પરક, અમારે તારી સાથે ઝગડો નથી કરવો...તારે જે કરવું હોય તે કરજે...પરંતુ હવે અમને છોડી દે ..રાણી કલાવતીએ તો અહીં આવીને અન્ન પણ ગ્રહણ કર્યું નથી...અને જો તુ અમને નહિ છોડે તો આવતી કાલે સવારથી અમે પાંચેય સ્ત્રીઓ અન્નજળનો ત્યાગ કરીશું."

"બાળાઓ, એક સપ્તાહ પર્યંત તમે ધૈર્ય રાખો...તમે નજરે જુઓ છો કે મારી પાસે પુષ્કળ સંપત્તિ છે ..વિક્રમના રાજભંડારમાં ન હોય એટલુ ધન મારી પાસે છે...હુ તમને ખરેખર સુખી કરીશ.'

"તારી પાસે જે ધન છે તે કંઈ તારા પુણ્યબળનું નથી... ચોરેલું પાપનું ધન છે ..એ ધનથી કદી સુખી ન થવાય . તુ અમને પાંચેયને આવતી કાલે સવારે મુક્ત નહિ કરે તો અમે અવશ્ય અન્ન-જળનો ત્યાગ કરશુ." શ્રેષ્ઠિ કન્યાએ કહ્યું

"સુંદરી, આટઆટલા દિવસથી હું તમને અહીં લાવ્યો છુ ...

પણ કોઈ દિવસે તમારી છેડતી નથી કરી તેમ તમારા કોઈ પ્રત્યે હલકાઈ નથી બતાવી કારણ કે થોડા જ સમયમાં હું તમારી સાથે વિધિવત લગ્ન કરવાનો છુ...પરતુ તમે જો આવતી કાલે આવું ત્રાગું શરૂ કરશો તો હુ પણ મારી મર્યાદાનો ભગ કરીને પાંચેયનાં શિયળ લૂંટી લઈશ."

ચારે ય કન્યાઓ ભયભીત બની ગઈ...

અને એજ વખતે ગરીબ રજપૂતના વેશમાં છુપાયેલો વિક્રમ આગળ વધ્યો અને બોલ્યો : "મહારાજનો જય થાઓ !"

"કોણ છો તું ?"

વિક્રમે ખર્પરક સામે નજર કરી. ખર્પરકનું રૂપ ફરી ગયું હતું...તે જ્યારે નગરીમાં ગયો હતો ત્યારે કૃત્રિમ રૂપે ગયો હતો... પરંતુ ગુફાગૃહમાં દાખલ થતાં જ તે પોતાના મૂળ સ્વરૂપે આવી જતો હતો.. દેવી ચંડિકાનું આ પ્રકારનું વરદાન હતું...

વિક્રમે કહ્યું : "તું કોણ છે ભાઈ? મારી મજૂરી દીધા વન્યાં મને બહાર બેસાડીને એક જણ અંદર આવ્યો તો ઈ ક્યાં ગયો છે ?"

"ઈ હું જ છું...પણ તું રજા વગર અંદર કેમ દાખલ થયો ?"

"અલ્યા, તું કોઈ ચોર લાગે છે...મને મજૂરીએ લઈને આવેલો માણસ તો ઘણો મજાનો હતો..."

"એય બે બદામના ભિખારી...લબ લબ કર્યમાં નહિ તો..."

વચ્ચે જ વિક્રમ બોલ્યો : "અલ્યા ચોર...હું કાંઈ ભિખારી નથી ...રાજપૂત છું...મારી મજૂરી આપી દે નહિ તો જોયા જેવી થશે. ચારેય બાળાઓ અવાક્ બનીને આ અજાણ્યા મજૂરની હિંમત સામે જોઈ રહી હતી...

ખર્પરક રોષે ભરાયો હતો...તેણે બાળાઓને કહ્યું : "તમારા ખંડમાં જાઓ ..મારા ગુફાગૃહમાં આવનાર કોઈ કાળે જીવતો જઈ શકતો નથી."

બાળાઓ અંદર ચાલી ગઈ...

ખર્પરકે મજૂર વેશધારી વિક્રમ સામે જોઇને કહ્યું : "તારી મજૂરી! હમણાં જ તારા લોહીવડે ચૂકવીશ."

વિક્રમના મનમાં થયું...દેવીનું વરદાન પામેલો ખર્પરક જો સાવધ બની જશે તો કદાચ છટકી જશે...આજે સારામાં સારો સુયોગ મળ્યો છે ..આવેલી તકને ગુમાવવી એ ડહાપણ નથી...આજે જ મારે આ દુષ્ટનો ખાતમો કરી નાખવો જોઈએ ..પણ પહેલાં તેને ખૂબ જ ક્રોધમાં લાવવો જોઈએ. ક્રોધ માનવીનો મોટામાં મોટો શત્રુ છે અને બુદ્ધિ, સ્મૃત્તિ અને કર્તવ્યને બાળી નાખે છે. વિક્રમે કહ્યું: "અલ્યા, તુ જાતનો કો'ક વરણુસંકર લાગે છે ..નહિ તો એક રાજપૂત બચ્ચા સામે આવી ગાંડપણભરી વાત ન કરી શકે...હું ગરીબ છુ કે નહાનો છું...પણ રાજપૂતનો દીકરો છું ..મારું લોહી લેવા આવનારને જ લોહી રેડવું પડશે, સમજ્યો? ભલો થઈને મારી મજૂરી આપી દે..." આમ કહેનો કહેતો વીર વિક્રમ જરા ખસતો ખસનો જ્યાં મદ્યભરેલું ભાંડ પડ્યું હતું ત્યાં ગયો.

"મને લાગે છે કે તારુ મોત જ તને અહી લાવ્યુ છે! તું મને ઓળખતો નથી એટલે જ આમ બોલે છે!"

"હુ તને ઓળખુ છું...તુ એક હિચકારો ને બાયલો ચોર છે...અવંતિ નગરીમાં બધા નિદ્રાધીન હોય ત્યારે ચોરી કરે છે... બિચારી કન્યાઓ ભર ઊંઘમાં સૂતી હોય તેને ઉઠાવી લે છે...આમાં તારી બહાદુરી ક્યા રહી? કોઇ મરદ સામે મુકાબલો કર્યો હોત તો બાહુબળ કોને કહેવાય તેની ખબર પડી જાત!"

"ઓહ! સેતાન!! તું મારા કલેજામાં આગ ફેલાવી રહ્યો છે..." આટલું કહીને ખર્પરકે ખીંટી પર મૂકેલું પોતાનું ખડગ ઊંચકી લીધું...ખર્પરકની આંખો લાલચોળ ધમેલ ત્રાંબા જેવી થઈ ગઈ હતી. તે પોતાની તલવાર મ્યાનમુક્ત કરે તે પહેલાં જ વિક્રમાદિત્યે મદ્યનો ભાંડ ઉઠાવીને ખર્પરક પર ઝીંક્યો...ખર્પરકનાં હાથમાંનું ખડગ તરત નીચે પડી ગયું અને માટીનું ભાંડ ફૂટી જવાથી સઘળી મદિરા ખર્પરકની કાયા પર ઢળી પડી અને ખંડ આખો મદિરા મય બની ગયો.

ખર્પરકે તરત નીચે પડી ગયેલી તલવાર ઉઠાવી લીધી...અને એટલા ગાળામાં વિક્રમાદિત્યે પોતાની કાયા પર વીંટેલી ગાભા જેવી પછેડી દૂર ફેંકી દીધી...વિક્રમ પોતાના મૂળ વેશમાં આવી ગયો. તેની કમરે લટકતી તલવાર તેણે મ્યાનમુક્ત કરી...

ખર્પરક ક્રોધથી પાગલ જેવો બની ગયો હતો...તે તાડૂકી ઊઠયો: "તું કોણ છે?"

"હું વિક્રમ છું... તારો કાળ!"

"વિક્રમામાંથી વિક્રમ થઈ ગયો? પણ આજ તારી કાયા મારી તલવારનો ભોગ બનશે...તારે તારા ઇષ્ટને યાદ કરવા હોય તો કરી લે"

"ઓ દુષ્ટ, પાપી, હિચકારા, સેતાન! તારાં પાપને યાદ કરી લે. .મારી તલવાર આજ તારી કાયાને ખતમ કરશે...આજ સુધી તેં કેવળ ઊંઘતા, નિર્દોષ અને બળહીન માણસોને જ આકસ્મિક રીતે પજવ્યા છે...પણ મરદનો મુકાબલો કદી કર્યો નથી...તારા હાથમાં લજવાતું દાતરડું સંભાળ અને પહેલો ઘા કરવાની હું તને તક આપું છું...પછી તારા મનમાં ઓરતો રહી જશે!"

"અલ્યા પરદેશી, તને આટલું બધું ગુમાન છે? મારી પ્રચંડ તાકાતનું તું આવું ભયંકર અપમાન કરે છે? હવે જોઈ લે તારા

કાળનો ઝપાટો." આ પ્રમાણે કહીને ખર્પરકે તલવાર ઘુમાવી અને વિક્રમ તરફ ધસ્યો...

વિક્રમે ખર્પરકનો ઘાવ ચૂકવવા માટે ચપળતા બતાવીને એક તરફ છલાંગ મારી ..

ક્રોધના વેગ સાથે કરેલો ઘાવ નિષ્ફળ ગયો અને વેગને ન સંભાળી શકવાના કારણે તેમ જ ખંડમાં મદિરા રેલાયેલ હોવાથી ખર્પરક નીચે પડી ગયો ..

વિક્રમ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : "કાળનો ઝપાટો ! નાદાન, હજી ઊભો થા ને આ ગુફા છોડીને ચાલ્યો જા .."

"ઓહ !" કહેતો ને વકરેલા વાઘ જેવો ખર્પરક ઊભો થયો અને વિક્રમ તરફ ધસ્યો...

વિક્રમે કહ્યું : "સંભાળજે...મારો રજપૂતનો ઘા છે...કદી નિષ્ફળ નહિ જાય..."

વિક્રમ તરફ ધસી રહેલા ખર્પરકે ત્રાડ પાડી...

વિક્રમે સમગ્ર ગુફાને ખળભળાવી મૂકે એવા સિંહનાદ કર્યો અને પોતાની તલવારનો જોરદાર ફટકો ખર્પરકની તલવાર પર ઝીંક્યો...

ખર્પરકના આશ્ચર્ય વચ્ચે તલવારના બે ટુકડા થઈ ગયા અને બંને ટુકડા નીચે પડી ગયા.

ખર્પરક તરત દેવી ચંડિકાએ આપેલુ દિવ્ય ખડગ લેવા ગુફાના અભ્યંતર ખંડ તરફ દોડ્યો.

વિક્રમને અગ્નિવૈતાલ યાદ આવ્યો...અગ્નિવૈતાલે આપેલી મુદત તો પૂરી થઈ ગઈ છે. તેણે અગ્નિવૈતાલને યાદ કર્યો...અને ખર્પરક દેવી ખડગ લઈ ને પાછો આવે તે પહેલાં જ અગ્નિવૈતાલ આવી પહોંચ્યો. અને અદૃશ્ય રહીને જ બોલ્યો : "મહારાજનો જય થાઓ ! આપે મને સમયસર યાદ કર્યો છે...સેતાન ખર્પરક દિવ્ય ખડગ લઈને હમણાં જ

આવશે...એ ખડગ આગળ કોઈ ટકી શકતું નથી...પણ આપ ધૈર્યવાન છો. એને બરાબર થકવજો...પછી હુ મારી રમત આદરી દઈશ."

"આભાર. મિત્ર...!" વિક્રમે કહ્યું.

ત્યાં તો યમના પાડા જેવો ખર્પરક ચંડિકાએ આપેલું દિવ્ય ખડગ લઈને ગર્જના કરતો કરતો આવી પહોંચ્યો.

"બીજું દાતરડું લઈ આવ્યો ?"

"આ દાતરડુ નથી પણ તારુ મોત છે...મારા આ ખડગ સામે ઇન્દ્ર પણ લાચાર બની જાય છે..." કહી ખર્પરકે વેગપૂર્વક દિવ્ય ખડગનો એક ફટકો વિક્રમ પર ઝીંક્યો...

પણ તલવાર યુદ્ધમાં કુશળ એવા વિક્રમે ખર્પરકના ફટકાને નિષ્ફળ બનાવ્યો.

દેવી ચંડિકાના ખડગનો ઘા નિષ્ફળ જતાં ખર્પરક ધૂંવાફૂંવા થઈ ગયો...તેનાં નસકોરાં ફૂલી ગયાં અને આંખોમાંથી આગ ઝરવા માંડી.

વિક્રમ સમજતો હતો કે ચંડિકાના પ્રસાદરૂપ મળેલું ખડગ જ્યાં સુધી ખર્પરકનાં હાથમાં છે ત્યાં સુધી એનો પરાજય થવો શક્ય નથી. આથી અગ્નિવૈતાલની સૂચના મુજબ તેણે ખર્પરકને હંફાવવાનો મનથી નિર્ણય કરી લીધો અને મંડળ વ્યૂહ શરૂ કર્યો.

ખર્પરક પાસે ખડગ શ્રેષ્ઠ હતું પણ એની કોઈ તાલીમ હતી નહિ.. કયા વ્યૂહ સામે કેવી રીતે લડવું જોઈએ એવું કોઈ જ્ઞાન નહોતું ...તેમ આવા યુદ્ધનો પણ અનુભવ નહોતો...છતાં તે પોતાને મહાન ખેલાડી માની રહ્યો હતો.

મંડળ વ્યૂહના કારણે ખર્પરક બે ત્રણ વાર પડતાં પડતાં બચી ગયો હતો...અને વિક્રમ તેને બરાબર થકવી રહ્યો હતો.

અગ્નિવૈતાલ અદ્રશ્યરૂપે એક તરફ ઊભો ઊભો આ સંગ્રામ જોઈ રહ્યો હતો. તેણે જોયું કે ખર્પરક થાકી ગયો છે અને વિક્રમ

ખુશખુશાલ છે...તેણે અદ્રશ્ય રીતે જ ખર્પરકના હાથમાંથી દેવી ખડગ હરી લીધુ અને વિક્રમના હાથમાં મૂકી દીધું. વિક્રમનુ ખડગ એની પાસે મૂકી દીધું.

ખર્પરક કશુ સમજી શક્યો નહિ...પોતાના હાથમાંનું ખડગ કેવી રીતે પડી ગયુ તે તેના માટે એક આશ્ચર્ય બની ગયુ હતું... તેણે વિક્રમની તલવાર ઉઠાવેલી પણ વજનમાં તે ફેરી જણાતા તેણે વિક્રમ સામે જોયુ ...દેવી ચંડિકાનું ખડગ વિક્રમના જ હાથમાં હતું. આમ કેવી રીતે બન્યું ? ખર્પરક મનમાં મૂંઝાયો અને ગુફામાં છુપાઈ જવા માટે દોડચો પણ એ જ વખતે વિક્રમે કહ્યું: "બાયલા શું જોઈને શેખી મારતો હતો ? મોતથી ડરનારો શુ અવંતિનો ધણી થઈ શકવાનો હતો ? કાયર, પાછો ફર અને તારા બાહુબળનો પરચો બતાવ !"

વિક્રમના મર્મવેધક શબ્દોથી ખર્પરકનું લોહી ધસી આવ્યું અને તરત તે પાછો ફરતાં બોલ્યો : "મને તારા પર દયા આવી હતી... પણ તારું મોત જ તને બોલાવી રહ્યું છે..."

બંને વચ્ચે પુનઃ તલવાર યુદ્ધ શરૂ થયું...પણ આ યુદ્ધ માત્ર બે જ પળ ટક્યું...વિક્રમના એક જ ફટકાથી ખર્પરકના હાથમાંની તલવાર એક તરફ ઊડી પડી.

વિક્રમે પણ પોતાના હાથમાં રહેલુ દેવી ચંડિકાનું ખડગ એક તરફ ફેંકી દેતાં કહ્યું: "નિઃશસ્ત્ર માનવી સામે ઘા કરવો એ હિચકારાનુ કામ છે."

પરંતુ ખર્પરક દોટ મૂકીને ચંડિકાએ આપેલું ખડગ લેવા જતો હતો...

વિક્રમ એ સમજી ગયો અને ખર્પકર ત્યાં પહોંચે તે પહેલાં જ તેને બાથમાં ભીંસ્યો અને ખંડના મધ્યમાં લાવીને નીચે પટક્યો.

ખર્પરકની આંખ સામે અંધકાર ઊભરાવા માંડ્યો. તેના મનમાં થયું, એક ભિખારીના બાવડામાં આટલી તાકાત !

ખુંખાર કરીને ખર્પરક ઊભો થયો અને તાડૂક્યો : "તું ભિખારી નથી...પણ કો'ક છદ્મવેશી લાગે છે!"

"ભિખારી તો તું છે...હું વિક્રમ છું...જેનું રાજ લેવાનું તું સ્વપ્ન સેવી રહ્યો છે...જેની નગરીની ચાર કન્યાઓને ઉઠાવી લાવ્યો છે અને જેની પત્નીનું તેં અપહરણ કર્યું છે."

"ઓહ્! ત્યારે તો મારો શિકાર સામે ચાલીને જ મારા પીંજરામાં પુરાઈ ગયો..." આમ કહીને ખર્પરકે ફરી વાર ત્રાડ પાડી અને ભેટમાં ભરાવેલ કટારી બહાર કાઢી.

વિક્રમ પાસે શસ્ત્ર હતું નહિ...

ખર્પરકે વિક્રમ પર કટારીનો પ્રહાર કરવા હાથ ઉગામ્યો... પણ ચપળ વીર વિક્રમે તેનો કટારીવાળો હાથ પકડી લીધો અને એવો એક જોરદાર આંચકો માર્યો કે ખર્પરક એક ગડથોલિયા સાથે ઢળી પડ્યો...બાજુમાં જ ચંડિકાની આપેલી તલવાર પડી હતી. તે લેવા તેણે હાથ લંબાવ્યો પરંતુ તેના હાથમાં તલવાર આવે તે પહેલાં વિક્રમ તેની છાતી પર ચડી બેઠો અને ચંડિકાની તલવાર ચપળતા-પૂર્વક ઉઠાવી લીધી.

ખર્પરકના હાથમાં હવે કટારી સિવાય બીજો કાંઈ સહારો હતો નહિ...તેણે વિક્રમના પ્રચંડ વૃક્ષઃસ્થળમાં કટારી ભોંકવાનો નિર્ણય કર્યો અને તેનો નિર્ણય અમલી બને તે પહેલાં જ વિક્રમના હાથમાંનું ખડ્ગ ખર્પરકની ગરદન પર ફરી વળ્યું.

લોહીનો ધગધગતો ફુવારો ઊડ્યો.. એક બે તરફડિયાં મારીને ખર્પરક ઢંડો પડી ગયો.

અદૃશ્ય રહેલો અગ્નિવૈતાલ દૃશ્ય થઈ ગયો અને બોલી ઊઠ્યો : "મહારાજનો જય થાઓ! આપે આજ એક મહાન કામ કર્યું છે!"

વિક્રમે ઊભા થતા કહ્યું : "મિત્ર, તારી જ કૃપાનું આ પરિણામ છે..."

વિક્રમે ચંડિકાના ખડગના બે કટકા કરી નાખતાં કહ્યું : "મિત્ર, આવું ભયંકર શસ્ત્ર પૃથ્વી પરથી નષ્ટ થવું જોઈએ."

"મહારાજ, આ દિવ્ય શસ્ત્ર સાચવી રાખવા જેવું હતું... ખેર, હવે આપણે અંદરના ભાગમાં જઈએ." અગ્નિવૈતાલે કહ્યું.

બંને અભ્યંતરગૃહમાં દાખલ થયા. એક ખંડમાં નગરીની ચાર કન્યાઓ અને રાણી કલાવતી આશ્ચર્યવિમૂઢ બનીને બેઠાં હતાં.

પોતાના સ્વામીને આવતાં જોતાં જ કલાવતી એકદમ ઊભી થઈ ગઈ.

વિક્રમે પત્નીનો હાથ પકડી લેતાં કહ્યું : "પ્રિયે, મારો આ મહાન મિત્ર સહાય કરવા ન આવ્યો હોત તો આ જ શું પરિણામ આવત તે કલ્પી શકાતું નથી."

કલાવતી સ્વામીના તેજસ્વી વદન સામે જોઈ રહી.

ત્યાર પછી વિક્રમ અને અગ્નિવૈતાલે લૂટ-ચોરીના માલવાળો ખજાનો જોયો...સમગ્ર ગુફાગૃહ તપાસી લીધું.

"મિત્ર, હવે આપણે આ બાળાઓને લઈને જવું જોઈએ... મને લાગે છે કે રાત્રિનો અંતિમ પ્રહર થોડા જ સમયમાં પૂરો થશે."

"આપ પાંચેય સ્ત્રીઓને લઈને જાઓ, હું આ ખજાનો આપના ભવનમાં પહોંચતો કરું છું."

"શા માટે ? સવારે નગર રક્ષક આવશે. તું પણ અમારી સાથે જ આવ..."

"તો પછી હું રજા લઉં."

"કેમ, મહેમાનગતિ નથી માણવી?"

"મહેમાનગતિ તો ગમે ત્યારે માણી જઈશ...પણ હમણાં એક ઉપાધિ આવી પડી છે..."

"ઉપાધિ! તારા જેવા સમર્થને?"

"મહારાજ, કહેતાં શરમાઉં છું પણ મને લગ્ન કરવાની ઇચ્છા થઈ છે..."

"વાહ! આમાં ઉપાધિ કઈ વાતની? એ ભાગ્યશાલિની કોણ છે?"

"મૈનાક ગયો હતો ત્યારે મારી જાતિની જ એક સુંદરી મળી ગઈ છે..."

"વાહ દોસ્ત! આ સમાચાર તો ઘણા મજાના કહ્યા. તારા લગ્ન વખતે મને ભૂલી તો નહિ જાય ને?"

"એ જ ઉપાધિ છે..."

"કેમ?"

"અમારા પ્રદેશમાં મનુષ્ય આવી શકે નહિ..."

"ઓહ! ત્યારે તો..."

"આપના આશીર્વાદથી જ મારે સંતોષ માનવો પડશે." વૈતાલે કહ્યું.

ત્યાર પછી પાંચેય સ્ત્રીઓ સહિત વિક્રમ ગુફા બહાર નીકળ્યો.

" વિક્રમ અને પાંચેય સ્ત્રીઓને રાજભવન સુધી પહોંચાડીને અગ્નિવૈતાલે વિદાય લીધી.

મહારાજ વિક્રમાદિત્ય ખર્પરક નામના દૈવી ચોરને મારીને નગરીની ચારેય બાલિકાઓને લઈને આવી ગયા છે એ સમાચાર થોડી જ વારમાં વાયુવેગે પ્રસરી ગયા.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થાય તે પહેલાં હજારો નગરજનો મહારાજને ધન્યવાદ દેવા આવ્યા અને નગરીની ચારેય બાલિકાઓ તેનાં માબાપને સુપરત કરી દીધી.

અને સૂર્યાસ્ત થાય તે પહેલાં ખર્પરકે લૂટ–ચોરીનો જે માલ ભેગો કર્યો હતો તે જેનો જેનો હતો તેને પાછો આપી દીધો.

રાણી કમલાવતીએ નાની બહેનને હૈયાસરસી લઈને સઘળી વાત પૂછી.

મહારાજ વિક્રમાદિત્યે પણ રાતના વખતે પોતાની બંને પ્રિયાઓને ખર્પરક સાથેના સંગ્રામની વાત કહી.

નગરીમાં આનંદ આનંદ છવાઈ ગયો.

વીર વિક્રમ જાનનાજોખમે પોતાની પ્રજાની સેવા કરે છે તે વાત ધીરે ધીરે સમગ્ર દેશમાં પ્રચારિત થવા માંડી.

કોઈ પણ વાત જ્યારે એક ગામથી બીજે ગામ અને એક દેશથી બીજે પહોંચે છે ત્યારે એ વાત વધુ ને વધુ ઘટ્ટ બનતી જતી હોય છે.

વીર વિક્રમનું આ પરાક્રમ પણ અવનવી કલ્પનાઓ સાથે રાષ્ટ્રભરમાં ગુંજતું થઈ ગયું.

દિવસો વીતવા માંડ્યા...વાતવાતમાં છ મહિના વીતી ગયા... વીર વિક્રમ રાજકાર્યમા અને પોતાની બંને પ્રિયાઓમાં એટલો તલ્લીન બની ગયો હતો કે મહારાજ શાલિવાહનની કન્યા...પ્રિયતમા સુકુમારીને સાવ ભૂલી ગયો.

પ્રવૃત્તિ ઘણીવાર માનવીને ભૂતકાળથી દૂર ખેંચી જતી હોય છે.

પોતે છ મહિનામા પાછા ફરવાનું વચન આપીને આવ્યો હોવા છતાં આજ તે સઘળું ભૂલી ગયો હતો.

કારણ કે જનતાના પ્રશ્નો હલ કરવા તેણે અવિરત શ્રમ આદર્યો હતો. લોકોની સુખાકારીનો પ્રશ્ન, શુધ્ધ શાસ્ત્રીય પધ્ધતિએ લોકોને આહાર વિહાર મળતો રહે તે કાર્ય, કલા, ઉદ્યોગ, જાતિ, ધર્મ અને વ્યાપારનું શ્રેષ્ઠ શિક્ષણ જનતાને મળે તેમ જ સમગ્ર માલવ રાજ્યમાં લોકોનું નૈતિક સ્તર ઉચ્ચ બની રહે એ ભગીરથ કાર્યમાં વીર વિક્રમ બરાબર તન્મય બની ગયો હતો.

પ્રતિષ્ઠાનપુરમાં દેવી સુકુમારી પિતાના રાજભવનમાં રહેતી હતી. તેની તબિયત સારી હતી...બેચાર દિવસમાં જ પ્રસૂતિ આવવાનો

સંભવ હતો...પરતુ તેનું ચિત્ત ભારે ચિંતાગ્રસ્ત બની ગયું હતું. પોતાનો પ્રિય કલાકાર સ્વામી હજી સુધી આવ્યો નહિ, તેમ કશો સંદેશો પણ મેકલ્યો નહિ, આ વિચાર તેના દિલને ભારે ડંખ આપી રહ્યો હતો. તેના મનમાં વારંવાર થતું, શું પુરુષોના સ્વભાવમાં જ પોતાની અર્ધાંગનાને ભૂલી જવાનું કોઈ તત્ત્વ ભર્યું હશે ? શું બંગદેશમાં પહોંચીને તેઓ કોઈ નવયૌવનાનાં નયનબંધનમાં બંધાઇ ગયા હશે ?

પુત્રીની મનોવ્યથાને તેની માતાએ, તેની સખીઓએ અને ખુદ મહારાજ શાલિવાહને પણ નિવારવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો...અને ધૈર્ય બંધાવ્યું હતુ છતાં નારીના પ્રાણમાં વધારેમાં વધારે પતિનો જ પ્રશ્ન ચિંતાકારક બનતો હોય છે...

એકવાર તેણે પોતાની પ્રિય સખીને કહ્યું હતું : " સખી, મને કલ્પના પણ નહોતી કે તેઓ મને આ રીતે વીસરી જશે."

સખીએ તરત ઉત્તર આપ્યો : " દેવી, આપ નકામી શંકાકુશંકાઓ કરો છો...બંગ દેશ કંઈ નજીક નથી. વળી મહારાજ ત્યાં સંગીત સભામાં ભાગ લેવા ગયા છે. સાથે કોઈ માણસો પણ લઈ ગયા નથી...અને તેઓ સંદેશો મોકલે પણ કોની સાથે ? સંભવ છે કે તેઓ થોડા જ સમયમાં પાછા ફરે..."

આમ દર્દ, વ્યથા અને આશ્વાસન વચ્ચે એક દિવસે સૂર્યોદય વખતે સુકુમારીએ પુત્રરત્નનો પ્રસવ કર્યો.

કન્યાને પુત્રરત્નની પ્રાપ્તિ થયાના સમાચાર જાણીને મહારાજ શાલિવાહને યાચકોને દાન દેવું શરૂ કર્યું.

સુકુમારીનો પુત્ર અતિ સુદર હતો. એનાં પ્રત્યેક અંગો શુભ લક્ષણોથી ભરેલાં હતાં અને સવા મહિના પછી જ્યારે રાજજ્યોતિષીએ રાજકુમારની જન્મપત્રિકા બનાવી ત્યારે તેની માતાને અને તેનાં નાના નાનીને ખૂબ જ આનંદ થયો. કારણ કે જન્મ કુંડલીમાં રાજયોગ હતો, અને પરાક્રમનો યોગ હતો.

રાજજ્યોતિષીએ સૂચવેલા નામ પ્રમાણે રાજકુમારનું નામ દેવકુમાર રાખવામાં આવ્યું.

સમયને એવી પાંખો હોય છે કે તે ક્યારે ઊડે છે અને ક્યારે વિસામો લે છે તે કોઈથી કલ્પી શકાતું નથી. ૭ મહિનાનો સમય રમતાં રમતાં પસાર થઈ ગયો. સુકુમારી પોતાના પ્રિયપુત્રમાં એટલી નિમગ્ન બની ગઈ હતી કે ૭ મહિના કેમ ચાલ્યા ગયા તેની પણ તેને ખબર ન રહી.

માતૃત્વની મંગળ ભાવના સ્ત્રીના જીવનમાં વાત્સલ્યનો સાગર પ્રગટાવે છે. એ સાગરની લહેરમાં સ્ત્રી બધું ભૂલી જાય છે અને પોતાના હૈયાનું સમગ્ર હીર પુત્રમાં પરોવી દે છે.

આમ છતાં નારી પોતાના પ્રાણવલ્લભને ભૂલી શકતી નથી. જ્યાં સુધી સંતાન ન હોય ત્યાં સુધી નારીનો આધાર એના સ્વામીમાં જ રહેલો હોય છે, પણ સંતાન પ્રાપ્તિ પછી એનુ સમગ્ર મન વાત્સલ્ય ભરપૂર બની જાય છે. સુકુમારી પોતાના પુત્રમા તદ્દાકાર રહેતી હતી. છતાં પોતાના સ્વામીને ભૂલી શકતી ન હતી. તેને એમ થતું હતુ કે ૭ મહિનાનો વાયદો આપીને ગયેલા સ્વામીને એક વર્ષ વીતી ગયુ છતાં કેમ પાછા નહિ ફર્યાં હોય? શુ આવા સુંદર પુત્રનાં દર્શન કરવાની તમન્ના નહિ જાગી હોય? શું પુરુષ જાતિ સ્વભાવથી જ આટલી કઠોર, નિર્મળ અને ચંચળ હશે?

એક દિવસ સુકુમારીથી આ વાત પોતાની માતા સમક્ષ થઈ ગઈ. તેણે માતાને કહ્યું: “મા, એ હજી સુધી નથી આવ્યા. તેમ તેમના કોઈ સમાચાર પણ નથી આવ્યા. શુ બન્યુ હશે?”

માએ કહ્યું: “સુકુમારી, આ ચિંતાનો વિષય છે પણ ધૈર્ય ગુમાવવાનો વિષય નથી, અને વિજય એક કલાકાર છે. સ્વભાવે ઘણો ઉત્તમ છે પણ કલાકાર હમેશા ધૂની હોય છે. જાય ક્યાં અને નીકળે ક્યાં. એનો કોઈ નિશ્ચિત કાળ હોતો નથી. સંભવ છે કે તારા સ્વામી કોઈ અન્ય દેશમાં ગયા હોય.”

સુકુમારીએ કહ્યું: “મા કલાકાર ધૂની હોય પણ પોતાના પ્રાણને ભૂલી ન શકે મારા પિતાશ્રીએ તપાસ કરવા માટે બે દૂત બંગદેશમાં મોકલ્યા હતા તેઓ પણ કશા સમાચાર મેળવ્યા વગર પાછા

આવ્યા, એટલે મને સંશય થાય છે કે હવે તેઓ ફરીવાર અહીં નહિ આવે.”

આ વાત ચાલતી હતી ત્યાં મહારાજ શાલિવાહન આવ્યા. સુકુમારીની માતાએ પતિ સમક્ષ કન્યાના દુઃખની વાત કરી. મહારાજાએ કહ્યું: “સુકુમારી, ચિંતાનું કોઈ કારણ નથી તું તારું સમગ્ર મન દેવને તૈયાર કરવામાં રોકી રાખ દેવકુમાર યોગ્ય વયનો થશે એટલે હું એને સારુ એવું રાજ્ય આપીશ વિજયસિંહ અવશ્ય આવશે જ. છતાં કોઈ સંજોગોમાં ન આવે તો બાળકના ભાવિની સઘળી જવાબદારી મારી જ છે.”

સુકુમારીની માતાએ કહ્યું : “મુશ્કેલી તો એ વાતની છે કે આપણે વિજયસિંહના નિવાસસ્થાનને કે એના પરિવારને જાણતા નથી”

વિજયસિંહરૂપી વિક્રમે જે દિવસે અહીંથી વિદાય લીધી હતી તે દિવસે તેણે સુકુમારીને એક નાની પેટિકા આપી હતી. એ પેટિકામાં વિક્રમે પોતાનો પરિચય છુપાવ્યો હતો. પણ આ વાત સુકુમારી અત્યારે ભૂલી ગઈ હતી. આથી પિતાના આશ્વાસનને મસ્તકે ચડાવ્યા વગર બીજો કોઈ ઉપાય ન હતો.

પ્રતિષ્ઠાનપુરમાં જ્યારે પ્રિયતમા પ્રિયતમના આગમનની રાહ જોતી ઝૂરી રહી હતી, ત્યારે પ્રિયતમ બબ્બે સુંદર પત્નીઓના સહવાસમાં સુકુમારીને સાવ ભૂલી ગયો હતો.

માનવી જ્યારે પ્રેમ અને મોહનાં આંજણ આંજીને રમતો હોય છે ત્યારે જીવનની ઘણી વાતો ભૂલી જાય છે. વિક્રમને ખબર હતી કે પોતે રાજકન્યા સુકુમારીને સગર્ભાવસ્થામા છોડીને ચાલ્યો આવ્યો. છે સુકુમારીને આવેલા સ્વપ્ન પરથી તેણે એ પણ જાણ્યુ હતું કે સુકુમારીને પુત્ર આવવાનો છે. આ પુત્ર બીજો કોઈ નહિ પણ પોતાના જ લોહીનો અંશ હતો એટલું જ નહિ પણ અવંતિના સિંહાસનનો ભાવિ હક્કદાર હતો.

માનવી વિવિધ પ્રવૃત્તિમાં સંકળાયેલો હોય ત્યારે પોતાનાં પ્રેમપાત્રોને ભૂલી જતો નથી છતાં વિક્રમ સુકુમારીને સાવ વીસરી ગયો હતો.

અગ્નિવૈતાલ પોતાની પત્નીને લઈને એક વાર વિક્રમને મળવા

આવ્યો હતો અને એ વખતે પણ વિક્રમને સુકુમારીનું સ્મરણ નહોતું થયું વૈતાલ માત્ર એક દિવસ રોકાઇને પત્ની સાથે વિવિધ પ્રદેશો જોવા ચાલ્યો ગયો હતો.

વિક્રમના મસ્તક પર રાજકાર્યની અને પ્રજા પ્રત્યેના કર્તવ્યની એટલી જવાબદારી આવી પડી હતી કે તે પોતાના ભૂતકાળના એકાદ ચિત્રને પણ સંભાળી શકતો નહિ.

ખર્પરક જેવા ભયંકર ચોરને નષ્ટ કર્યાં પછી આઠેક મહિના તો બહુ સુખરૂપ ગયા પણ નવમા મહિને એક નવી જ ઉપાધિ આવી પડી.

નગરીની દક્ષિણે માત્ર એક કોસ દૂર આવેલા એક કૂવામાં ભારે ચમત્કાર થતો હોવાથી વિવિધ વાતો નગરીમાં ચર્ચાઈ રહી હતી અને એ વાતો વિક્રમની સામે પણ આવી પડી.

એ કૂવામાં શું હતું કે શું નહિ, એ કોઇ જાણી શકતુ ન હતું. પરંતુ છેલ્લા એક જ મહિનામા એ રસ્તેથી પસાર થતા પાંચ ગ્રામ્યજનો એ કૂવાનો ભોગ બન્યા હતા. અને નવાઈની વાત તો એ હતી કે કૂવામાં પડી ગયેલા પાંચેય માણસોના મૃતદેહ ખૂબ શોધખોળ કરવા છતાં મળી શકયા ન હતા. નગર કોટવાળે બે તારૂઓને એમાં ઉતાર્યાં અને આશ્ચર્યજનક ઘટના તો એ બની કે બંનેમાંથી કોઈ તારૂ પાછો જ આવ્યો નહિ. સમગ્ર નગરીમાં આ ઘટના ભય અને આશ્ચર્યનું કારણ બની ગઈ. સાત સાત માણસો કૂવામાં કયે સ્થળે ગયા હશે અને કેવી રીતે અદૃશ્ય થયા હશે, એ એક પ્રશ્ન જ બની રહ્યો.

વીર વિક્રમ સમક્ષ આ ઘટના ભારે દર્દભરી બની ગઈ. તેણે કૂવામાં તપાસ કરવા માટે એક સૈનિકને ઉતાર્યો. સૈનિકની કમર પર દોરી બાંધવામાં આવી અને આ તપાસનું પરિણામ જોવા વિક્રમ, મંત્રીઓ, સેનાનાયકો અને સેંકડો નગરજનો કૂવાના કાંઠે ઊભા રહી ગયા હતા. કૂવામાથી જ્યારે સૈનિકના બદલે માત્ર રસી જ બહાર આવી ત્યારે ભારે ખળભળાટ મચી ગયો. અને બે ચાર દિવસમાં એ રસ્તેથી જવાનું પણ લોકોએ માંડી વાળ્યું.

આ શુ હશે? આનો ઉકેલ કેવી રીતે લાવવો? આ પ્રશ્ન વિક્રમ માટે મસ્તકશૂળ બની ગયો હતો.

દક્ષિણ તરફ જતા ધોરી માર્ગ પર આવેલા વટેમાર્ગુઓ માટે વિસામા રૂપ થઇ પડેલા કૂવામાં એકાએક આ શું થઈ ગયુ ? કૂવાના કાંઠે જાય એટલે માણસ પડે જ. ન માનવી બહાર પાછો આવે, કે ન એનુ શબ પાછુ આવે. ત્યારે ચિંતાનો પ્રશ્ન થઈ પડયો ! પ્રજાની કોઈપણ મુશ્કેલીને પોતાની મુશ્કેલી માનનારો વીર વિક્રમ ભારે વ્યથા ભોગવી રહ્યો હતો. આઠ આઠ દિવસના ઉકળાટ પછી વીર વિક્રમે કૂવાને પૂરી નાખવાનો નિર્ણય લીધો. અને એ નિર્ણય હજારો પ્રજાજનોની હાજરી વચ્ચે અમલી બન્યો. વિક્રમને થયું, હવે કૂવો જ નથી પછી કોઈના પ્રાણ જવાનો ભય રહેશે નહિ. સૌ પાછા નગરીમાં આવ્યા અને બીજે દિવસે રાજસભામાં એક ખેડૂતે આવીને પોકાર નાખ્યો : "મહારાજ, કૃપા કરો, મારી જુવાન દીકરી ઓલા ગોઝારા કૂવામાં ભરખાઈ ગઈ છે."

ખેડૂતના આ શબ્દો સાંભળીને સમગ્ર સભામાં આશ્ચર્યનુ મોજું ફરી વળ્યું. મહામંત્રીએ ઊભા થઈને કહ્યું : "ભાઈ, આ ગોઝારા કૂવાની વાત તું કયા દિવસની કહે છે ?"

ખેડૂતે કહ્યું : "આજ દિ ઊગ્યા ટાણાની કહુ છુ. હુ અને મારી દીકરી આવતાં હતા અને મોઢું ધોવા કૂવાના કાઠે ગયાં. એમાં મારી દીકરી એકાએક કૂવામાં ઉલળી પડી."

મહામંત્રીએ કહ્યું : "ભલા માણુસ તારી ગેરસમજ થતી લાગે છે ! કૂવો તો ગઈ કાલે સાંજે જ પૂરી નાખ્યો હતો."

વિક્રમ ઊભો થઈ ગયો. ખેડૂત સામે જોઈ રહ્યો. ખેડૂતે કહ્યું : "અન્નદાતા ! કૂવો તો અઠવાડિયા પહેલા હતો એવો ને એવો છે. આપને મારા વચન પર વિશ્વાસ આવતો ન હોય તો કોઈકને તપાસ કરવા મોકલો."

વિક્રમ રાજસભાનું કામ પડતુ મૂકી, મહાપ્રતિહાર અને બે રક્ષકો સાથે એક રથમાં બેસીને વિદાય થયો. કૂવા પાસે પહોંચ્યા પછી તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. જે કૂવો ગઇ કાલે પૂરવામાં આવ્યો હતો, તે કૂવો આ જ એના એ સ્વરૂપમાં કેવી રીતે થઇ ગયો હશે ? આવું આશ્ચર્યજનક કાર્ય અથવા તો ન કલ્પી શકાય તેવુ કાર્ય કોઈ સ્થળે બન્યુ હોય એવું સાભળ્યું જ નથી. જો આ કૂવો પુરાઈ ન જાય તો તો મારી પ્રજામા એક અભિશાપ ઊભો થાય.

નિરાશ હૈયે વિક્રમ રાજભવનમાં પાછો આવ્યો. સ્વામીને ખિન્ન અને ચિંતિત જોઈ રાણી કમલાવતીએ પૂછ્યુ : "નાથ ! આ જે આપનુ મન અપ્રસન્ન કેમ દેખાય છે ?"

વિક્રમે એક આસન પર બેસતાં કહ્યુ . "પ્રિયે ! લોકો રાજપાટ પ્રાપ્ત કરવા માટે તપ કરે છે. આરાધના કરે છે અને પુણ્ય પણ કરે છે. પરંતુ રાજસત્તા મેળવવા મથતા માનવીને એ ખબર પણ નથી, કે રાજસત્તા એ સુખની સેજ નથી, પણ જીવનને જલાવી રહેલી એક ચિનગારી છે."

રાણીએ તરત જ સ્વામીનો એક હાથ પકડીને કહ્યું : "સ્વામી ! આપના મોઢે આ શબ્દો સાભળીને મને ભારે આશ્ચર્ય થાય છે. આપ તો રાજપદને જનતાની સેવા કરવાનું એક સાધન માનો છો. છતાં આજ આટલા નિરાશ કેમ થઇ ગયા ? એવું શુ બન્યું છે ?"

વિક્રમે કૂવાની સઘળી વાત કહી. આખી વાત સાંભળ્યા પછી કમલાવતીએ કહ્યું : "નાથ ! આ પ્રશ્નનો વિચાર કરતાં મને લાગે છે, કે આ કોઈ અમાનવીય કૃત્ય છે. કોઈ દુષ્ટ આત્મા અથવા તો કોઇ દુષ્ટ યક્ષ કૂવામાં આશ્રય લઈ રહ્યો હોય તો આવુ કર્યા કરે."

વિક્રમે કહ્યું : " કમલા ! કૂવામાં ગમે તે હોય પણ આ ત્રાસનું નિવારણ મને કોઇ સૂઝતું નથી."

" ઉપાય તો આપની મૂઠીમાં જ પડ્યો છે." કમલાએ હસીને કહ્યું:

" મારી મૂઠીમાં."

" હા સ્વામી ! આવા પ્રસંગે આપના મહાન મિત્રને કેમ ભૂલી જાવ છો ? "

વિક્રમ એકદમ હર્ષમાં આવી ગયો. હર્ષમાં અને હર્ષમાં તેણે પ્રિયતમાને બાહુબંધનમાં જકડી લીધી અને કહ્યું : " ખરેખર કમલા, તું મારી પ્રેરણા છે. હું હમણાં જ મારા મિત્રને બોલાવું છું. "

ત્યારપછી વિક્રમે અગ્નિવૈતાલનું સ્મરણ કર્યું. થોડી જ પળોમાં અગ્નિવૈતાલ અદશ્ય રૂપે આવી ગયો અને દ્રશ્યમાન થઇને બોલ્યો : " મહારાજ, શી આજ્ઞા છે ? "

વિક્રમે મિત્રને આદરપૂર્વક એક આસન ઉપર બેસાડ્યો. અને ગોઝારા કૂવાની વાત કરી. આખી વાત સાંભળ્યા પછી અગ્નિવૈતાલે કહ્યું: " મહારાજ, પ્રશ્ન ભારે વિચિત્ર છે. પ્રેત સમ્રાટ બર્બરક છેલ્લા દોઢ મહિનાથી પોતાના સઘળા પરિવાર સાથે એ કૂવા નીચે આવેલા એક મહેલમાં આશ્રય લઈ રહ્યો છે. તેણે જેટલા માણસો કૂવા દ્વારા પકડ્યા છે, તે બધાં જીવતા છે. પરંતુ આ અમાવસ્યાની મધરાતે એ બધાં માનવીઓનો ભોગ લેશે. પ્રેત જાતિનાં એક વૈદ્યે એના રોગના નિવારણનો આવો ઉપાય બતાવ્યો છે અમાસને હજી દસ દિવસની વાર છે, તે પહેલાં જો બર્બરક રોગ મુક્ત થઈ જશે તો બધાં માનવીઓને મુક્ત કરી દેશે. નહિ તો બધાંનો ભોગ લેશે "

વિક્રમે કહ્યું : " મિત્ર, બર્બરકનો રોગ દૂર કરવાનો ઉપાય શું ? કોઈપણ ભોગે ત્યાં સપડાયેલા મારા પ્રજાજનોને બચાવવા માગું છું. તું મને તેનો ઉપાય બતાવ. "

વૈતાલે કહ્યું: "મહારાજ, બર્બરક પ્રેતસમ્રાટ છે. એટલે મારી શક્તિ એની સામે કામ નહિ આવે. પણ આપ સાહસ કરો તો એક ઉપાય બતાવું."

"કહો, હું તૈયાર છું."

અગ્નિવૈતાલે કહ્યું: "બર્બરકના મહેલનો દ્વારપાળ પોતાની પત્ની ઘણાં સમયથી માંદી હોઈ ખૂબ જ વ્યાકુળ રહે છે. હું તમને એક ઔષધિ આપું છું. એ ઔષધિનો પ્રયોગ આપ સૌથી પ્રથમ દ્વારપાળની પત્ની ઉપર કરજો. ઔષધિના પ્રભાવથી તે તરત જ સારી થઇ જશે. અને તમારા ઉપર પ્રસન્ન થયેલો દ્વારપાળ આપને બર્બરક પાસે લઈ જશે."

વિક્રમે કહ્યુ: "પણ બર્બરકના રોગનો ઉપાય શું?"

અગ્નિવૈતાલે બર્બરકના રોગ અંગેની બધી માહિતી આપી અને તેનો ઉકેલ પણ બતાવ્યો. ત્યાર પછી કહ્યુ: "બર્બરક, નીરોગી થઈ જશે એટલે આપનો ગુલામ બની જશે." આટલું કહીને અગ્નિવૈતાલ અદ્રશ્ય થઈ ગયો.

અત્યાર સુધી શાંતભાવે સાભળી રહેલી કમલાએ કહ્યું: "સ્વામી, આપના સિવાય આ કોઈ નહિ કરી શકે."

"તારી પ્રેરણા સિવાય હુ એક ડગલુ ક્યાં ચાલી શકુ તેમ છું? હું આજે રાતે જ બર્બરક પાસે જવાનો છું. સભવ છે મને ચાર-પાંચ દિવસ થઈ જશે. કલા શું કરે છે?"

કમલાએ કહ્યુ: "મારી બેન અલકારો ગોઠવી રહી છે. બોલાવુ?"

"ના, આપણે બને એની પાસે જઈએ." કહી વિક્રમ ઊભો થયો.

અને એ જ દિવસે સંધ્યા પછી વિક્રમ એક વૈદ્યનો વેશ ધારણ

કરીને અને અગ્નિવૈતાલે આપેલી ઔષધિ સાથે રાખીને ગોઝારા કૂવા તરફ વિદાય થયો.

ધોરી માર્ગ હોવા છતાં રસ્તો સાવ નિર્જન બની ગયો હતો. વિક્રમ અશ્વ પરથી નીચે ઊતર્યો અને કેળવાયેલા અશ્વને થાબડતાં કહ્યું : "હવે તુ જા."

અશ્વ વિક્રમનો મનોભાવ સમજી ગયો હોય તેમ તરત જ નગરી તરફ પાછો ફર્યો.

મનમાં ઇષ્ટદેવનું સ્મરણ કરીને વિક્રમે એક વાર ચારે તરફ જોયું. ત્યાર પછી તે કૂવાનાં કાંઠે ગયો. થોડી પળો, વીતી હશે. ત્યાં એકાએક તે કૂવામાં ઉથલી પડયો. અને તેનું આશ્ચર્ય શમે તે પહેલાં જ બર્બરકના ભવનના દ્વાર પાસે ઊભો રહી ગયો. દ્વારપાળે તરત જ એને પકડી લીધો. એટલે વિક્રમે કહ્યું : "દોસ્ત, મને બંધનગ્રસ્ત બનાવવાની જરૂર નથી. હું તારી પત્નીનો રોગ દૂર કરવા માટે આવ્યો છું. હું એક સમર્થ વૈદ્ય છું."

"એમ તું વૈદ્ય છો ? કયાં રહે છે ?"

વિક્રમે કહ્યું : " હુ બહુ દૂર રહું છુ. પણ અવ તિમાં એક યોગીએ મને તારી પત્નીના કષ્ટની વાત કહી. એટલે હુ સ્વેચ્છાએ અહીં આવ્યો છું."

"વૈદ્ય, જો તુ મારી પત્નીનો રોગ દૂર કરીશ તો હુ તને મારા મહારાજ પાસે લઈ જઈશ અને તું મારા માલિકને સારું કરી દઇશ તો તુ માગીશ ને તને મળશે."

"ભાઈ, હું કંઈ મેળવવા નથી આવ્યો. સાચો વૈદ્ય કોઇ દિવસ લાલચુ બનતો નથી. તું મને તારી પત્ની પાસે લઈ જા, એટલે તેનો ઉપાય કરું."

દ્વારપાળે એક બીજા ભૂતને પોતાના સ્થાને બેસાડી, વિક્રમને સાથે લઈ પોતાના નિવાસ તરફ પગલાં ઉપાડ્યાં. નિવાસે પહોંચ્યા પછી દ્વારપાળે ઘણાં આદર સહિત વૈદ્યરૂપી વિક્રમને એક આસન ઉપર બેસાડ્યો. અને કહ્યું :

"વૈદ્ય, તું અહી બેસ, હુ મારી પત્નીને લઈને આવુ છું."

વિક્રમ બેસી રહ્યો. થોડી જ વારમાં દ્વારપાળ પોતાની બીમાર પત્નીને લઈ આવ્યો.

વિક્રમ કાંઈ વૈદુ જાણતો ન હતો. પણ માનવીને ઘણી વાર જીવનમાં અભિનય આદરવા પડે છે. જો એ અભિનય પાછળ પરકલ્યાણની ભાવના હોય તો જીવન ધન્ય બને છે. અને અંગત સ્વાર્થ ખાતર થતા અભિનયો જીવનને બરબાદ કરી નાખે છે. વિક્રમ આણું લાખ માળવાનો ઘણી હતો, નવજવાન હતો, સમૃદ્ધ હતો. અને સત્તાનો સ્વામી હતો છતાં તે પોતાને પ્રજાનો દાસ માનતો હતો. જો એનામાં પ્રજા પ્રત્યે આટલી ઉચ્ચ ભાવના ન હોત તો તે કદી આવું સાહસ કરત નહિ

વિક્રમે દ્વારપાળની પત્નીને પૂછ્યું : "બહેન, તમને શું થાય છે?"

ભૂત પત્નીએ કહ્યું : "વૈદ્યરાજ, મારી કઠણાઈનો પાર નથી. હુ દિવસે આંધળી હોઉ છુ અને રાતના જોઈ શકુ છુ. પણ મુશ્કેલી એ છે કે, આખી રાત મારે દસ્ત જવું પડે છે. વર્ષોની આ બીમારી તમે દૂર કરી દીઓ તો હું તમને મારા ભગવાન માનીશ"

વિક્રમે બાઈની આખ જોઈ, પેટ જોયુ, જીભ જોઈ અને નાડી જોઇ. ત્યાર પછી કહ્યુ : "અરે, બહેન આ રોગ તો કાલ સવારે ન હોય. આ દવા આપું છું તે અત્યારે દૂધમાં લઈ લીઓ. એટલે કાલ સવારે તમારો અધાપો દૂર થાય તો મને યાદ કરજો"

વિક્રમે દવા આપી. ભૂત પત્નીએ તરત જ દૂધમાં લઇ લીધી અને દ્વારપાળે વિક્રમને આરામ લેવા જણાવ્યું.

ચમત્કાર સર્જાઈ ગયો. દવા લીધા પછી રાતના એક પણ દસ્ત ન થયો, અને બાઇ સવારના ઊઠી ત્યારે બધુ જોઈ શકતી હતી. જે ખંડમાં વિક્રમ સૂતો હતો, તે ખંડમાં બન્ને માણસો હર્ષભર્યાં આવી પહોચ્યા. અને બાબરા ભૂતના દ્વારપાળે કહ્યું : "વૈદ્યરાજ, તમે માણસ નથી પણ દેવ છો. મારી ઘરવાળીનો બધો રોગ એક રાતમાં ચાલ્યો ગયો. હવે આપ મારા પર એક કૃપા કરો."

વિક્રમે કહ્યું : "ભાઈ, બીજુ શું છે ?"

"કૃપા કરીને આપ મારા માલિકનું દર્દ મટાડો અને મારી આટલી ભેટ સ્વીકારો."

એમ કહી દ્વારપાળે વજરત્નની એક મુદ્રિકા વિક્રમના હાથમાં મૂકી.

વિક્રમે કહ્યું : "ભાઈ, તારી ઘરવાળીને સારુ થઇ ગયું તે જ મારા માટે મોટામાં મોટી ભેટ છે. વૈદ્યથી આવી કોઇ ભેટ સ્વીકારી શકાય નહિ. જો વૈદ્ય સ્વીકારે તો તેની દવા નિષ્ફળ બની જાય."

દ્વારપાળે ખૂબ આગ્રહ કર્યો. છેવટે વિક્રમે એ વજ્ર મુદ્રિકા દ્વારપાળની પત્નીના હાથમાં મૂકતાં કહ્યું : "બાઈ, તું પ્રેત યોગિની હોવા છતાં મે તને બહેન કહી છે. એટલે એક ભાઈ તરફથી કાપડ રૂપે આ સ્વીકારી લે."

પ્રેતપત્ની ગળગળી બની ગઈ. અને તેણે મુદ્રિકા સ્વીકારી.

ત્યાર પછી દ્વારપાળ વિક્રમને બર્બરક ભૂત પાસે લઇ ગયો. અને મસ્તક નમાવીને બોલ્યો : "મહારાજ, આ એક મહાન વૈદ્ય છે એક જ રાતમાં વૈદ્યરાજે મારી પત્નીનો જૂનો રોગ દૂર કર્યો છે. હુ આપના રોગની ચિકિત્સા માટે વૈદ્યને અહી લઇ આવ્યો છુ."

બર્બરક વિક્રમ સામે જોઇ રહ્યો. બર્બરક એક મોટા પલંગમાં સૂતો હતો. તેની આસપાસ ચિત્ર વિચિત્ર વેશભૂષા વાળી આઠ રાણીઓ બેઠી હતી. તે સિવાય પચાસેક જેટલા ભૂતો ખડેપગે ઊભા હતા.

વિક્રમે કહ્યું. "પ્રેતસમ્રાટ, તમારો રોગ હું પારખી ગયો છું."

બર્બરકે કહ્યું: "એલા વૈદ્ય નાડી જોયા વગર મારો રોગ પારખી ગયો?"

"હા મહારાજ, હું દૃષ્ટિ વૈદ્ય છું, મારે નાડ જોવા જેવુ હોય નહિ. તમારો રોગ કહી દઉં?"

આ શબ્દો સાંભળીને બર્બરક ભારે નવાઈ પામ્યો, એટલું જ નહિ, પણ ત્યા ઊભેલા બધા ભૂતો પણ આશ્ચર્યથી અવાક્ બની ગયા. બર્બરક ભૂતે કહ્યુ. "તો વૈદ્ય કહી દે મને શુ રોગ છે?"

તરત જ વિક્રમે નિર્ભયતાપૂર્વક કહ્યું: "મહારાજ, આપને ઘણુ જ ભયંકર અજીર્ણ છે. આખો દિવસ તમને ચેન પડતું નથી. અને રાતે તો ઓકારાં પાડવા પડે છે. બોલો, આવુ થાય છે?"

"હા ભાઈ, તું તો જોઈને જ મારો રોગ પારખી ગયો. હવે તું કહે એમ કરું અને આપે ઈ દવા ખાઉં."

વિક્રમે કહ્યું: "મહારાજ, આપ ભોજન ક્યારે લીઓ છો?"

"બરાબર મધરાતે."

"તો આપ જ્યારે ભોજન કરવા બેસો ત્યારે મને બોલાવજો. અને તે વખતે આપના રોગનો ઉપાય બતાવીશ"

તેમ જ થયુ. મધરાતે બર્બરક ભૂત જ્યારે જમવા બેઠો ત્યારે વૈદ્યરૂપી વિક્રમને ઘણાજ આદર સાથે બોલાવ્યો અને સોનાના આસન ઉપર બેસાડયો. વિક્રમે જોયુ, સો માણસો જમી શકે એવો મોટો થાળ વિવિધ પ્રકારની સામગ્રીથી ભરેલો બર્બરક ભૂત પાસે પડ્યો હતો. આઠ સ્ત્રીઓ વીઝણા લઈ ને ઊભી હતી. અને સૌથી વધારે પ્રેતો આસપાસ પૂતળા માફક ઊભા હતા. અગ્નિવૈતાલે વિક્રમને જે વાત કહી હતી તે યથાર્થ હતી. વિક્રમે કહ્યું: "હવે આપ ભોજન કરો."

બર્બરક ભૂતે થાળમાં પડેલી વાનીઓ ઉદરસ્થ કરવા માંડી ભોજન પૂરું થઇ ગયા પછી વિક્રમે કહ્યું: "મહારાજ તમારા રોગનો ઉપાય મને મલી ગયો છે. મારે તમને એકપણ ઔષધ આપ્યા વગર સારું કરવુ છે. બીજી વાર જમવા બેસો ત્યારે તમારી પાસે કોઈ માણુસ ન

હોવો જોઈએ. કોઈ રાણી ન હોવી જોઇએ. માત્ર તમે અને ભોજનનો થાળ આટલું જ હોવું જોઇએ. આ મારો ઉપાય છે. તમને જો એક જ દિવસમાં પચાસ ટકા સારું થઈ જાય તો તમે આ રીતે એકાંતમાં ભોજન કરજો."

બીજી રાતે વિક્રમના કહેવા મુજબ બર્બરકે ભોજન કર્યાં પછી એને કોઈ જાતની અકળામણ ન થઈ, તેમ નિદ્રા સારી આવી ગઈ.

વળતે દિવસે સવારે બર્બરક ઘણો જ પ્રસન્નચિત્ત હતો. તેણે વિક્રમને બોલાવીને કહ્યું : "વૈદ્ય, તારા કહેવા મુજબ મને ઘણું સારું છે. આમ વગર દવાએ કેમ આરામ થયો તે મારાથી સમજાતું નથી."

વિક્રમે કહ્યું : "પ્રેતસમ્રાટ. તમે આ રીતે ભોજન કરવા બેસતા હતા, ત્યારે તમારી આસપાસ ઊભા રહેલા ભૂતોની દુષ્ટ દૃષ્ટિ તમારા ખોરાક ઉપર પડતી હતી તેથી તમારો ખોરાક દૃષ્ટિવિષવાળો બની જતો હતો. તમને બીજો કોઈ રોગ ન હતો."

બર્બરક ઊભો થઈ વિક્રમને ભેટી પડતા બોલ્યો : "વૈદ્ય, તારે જે માગવું હોય એ માગી લે. હીરા, માણેક, મોતી, રત્નો, સોનું તારે જે કંઈ જેટલા પ્રમાણમાં જોઇએ તેટલું માગી લે."

વિક્રમે કહ્યું : "મહારાજ, હું તો અજાચક વૈદ્ય છું. આપનો રોગ ગયો એ જ મારો પુરસ્કાર છે. ખરી રીતે હું વૈદ્ય નથી, પણ અવંતિનો રાજા વીર વિક્રમ છું. મારા પ્રજાજનો તમારા હાથમાં સપડાયા છે એટલે જ મારે અહીં આવવુ પડયું છે"

"શું આપ પોતે જ વીર વિક્રમ ? હું ધન્ય બની ગયો. હું તો આપનો ગુલામ છું. મહારાજ, મને જ્યારે યાદ કરશો ત્યારે હું હાજર થઈશ. અને જે કામ સોંપશો તે કરીશ."

એ જ દિવસે સાંજે વીર વિક્રમ કૂવામા સપડાયેલા બધા પ્રજાજનોને લઈ ને નગરીમા આવી ગયો. અને આ સમાચાર નગરીમાં વાયુવેગે પ્રસરી ગયા.

[આના અનુસંધાનમાં વાંચો : 'પરદુઃખભંજન વિક્રમાદિત્ય']